# બળવાન બાળકી.

## જીવનશાલિની.

(શાર્લોટ બ્રાન્ટેનાં "જેન આયર" પરથી અનુવાદ.)

લેખક,

ઉછરંગરાય કેશવરાય ઓઝા બી. એ.

જીવનશાલિની એ એક નબાપી નમાયી બુદ્ધિમતી બાલિકાની આત્મકથા છે. ઓશિયાળાંપણાંનું દુઃખ—આપણા ધર્માશ્રમો અને અનાથાશ્રમો–કેળવણીની સંસ્થા અને શિક્ષિકાઓ–સારાં ગૃહસ્થ કુટુંબોનાં કલુષિત રહસ્યો, સ્વાભિમાન જાળવનાર બાલિકાનું મનોબળ–પરમેશ્વરની મદદ–શુદ્ધ ચારિત્ર્યનો પ્રતાપ પરમ પ્રેમ આત્મયજ્ઞ વગેરે બાબતો ઘણી સુંદર રીતે વર્ણવી છે.

પ્રસિદ્ધ કર્તાઓ:

ધી. લખમીદાસની કું.

૧૩, પારસી બજાર સ્ટ્રીટ, કોટ-મુંબઈ.

# જીવનશાલિની

:o:

## અનુક્રમણિકા.

### પ્રથમ-ખંડ.

#### જીવન સંચય.



### દ્વિતીય ખંડ.

#### જીવન-વિનિમય.

## તૃતીય ખંડ.

### જીવનાર્પણ.



### ઉપસંહાર.

# બળવાન બાળકી.

## જીવનશાલિની.

### પ્રથમ ખંડ.



### જીવન-સંચય.

### પ્રકરણ ૧ લું.

#### કૃષ્ણ-જીવન

તે દિવસ ફરવા જવાય એમ તો હતુંજ નહિ. અમે સવારે એકાદ કલાક પાંદડાં વિનાના કુંજવનમાં રસળતાં હતાં, પણ જમ્યા પછી (માનિની મામી બીજું કોઇ જમવા આવવાનું ન હોય ત્યારે બહુ વહેલાં જમતાં) શિયાળાના ઠંડા પવન સાથે એવાં કાળાં વાદળાં ચ્હડવા માંડયાં અને એનો અનરાધાર વરસાદ પડવો શરૂ થયો કે બહાર વધારે કસરત કરવા નીકળવાનો સવાલજ રહ્યો નહિ.

હું બહુજ રાજી થઈ, મને લાંબે ફરવા જવાનું અને તે ખાસ કરી શરદ સાંજે કદી પણ ગમતું નહિ; હાથ પગનાં આંગળાં ખરી પડવા જેવાં થાય, ગંગાબાઈનાં મેણાંટુણાંથી મન ઉતરી જાય, અને માનિની મામીનાં છોકરાં ઈંદિરા, કૃષ્ણમુખ, અને વિદ્યુત્‌થી હું તદ્દન વરવી છું એવું મનમાં રહ્યા કરે, ત્યાં ઝાંખી સંધ્યામાં ઘેર પાછું આવવું તો મને બહુજ કપરૂં લાગતું.

ઉપર નામ આપેલાં તે ઈંદિરા, કૃષ્ણમુખ અને વિદ્યુત્ અત્યારે દિવાનખાનામાં તેની માની આસપાસ ગુંચળુ વળીને બેઠાં હતાં. સગડીની પાસે કોચ ઉપર તે અધસૂતાં પડયાં હતાં અને (તે વખતે લડતાં રડતાં નહિ હોઇને) આસપાસ બાલક લઈ બેઠેલાં મામી સંપૂર્ણ સુખી દેખાતાં હતાં. મને તેણે તે મંડળમાં ભેળી મળવામાંથી બાતલ કરી હતી અને કહ્યું હતું કે "તને દૂર રાખવાની મને જરૂર જણાય છે તેથી હું ઘણી દિલગીર છું; પણ સ્વભાવે વધારે હળતીમળતી અને બાળકસમી થવાને, વધારે વ્હાલભરી અને ચંચળ રીતભાતવાળી-જાણે કે કંઇ વધારે આનંદી, વધારે ખુલ્લાદિલની, વધારે કુદરતી થવાને માટે તું તારા ખરા દિલથી મથે છે એમ ગંગાબાઈ મને કહે નહિ અને મારી પોતાની નજરમાં આવે નહિ ત્યાં સુધી સંતોષી સુખી નાનાં બાળકોને માટે રાખવામાં આવેલ હક તારે માટે મારે રદ કરવાજ પડશે."

"મેં શું કર્યું છે? ગંગાબાઇ શું કહે છે?" મેં પૂછ્યું.

"જીવન, મ્હોં મરડે કે સવાલ પૂછે એવાં માણસ મને ગમતાં નથી. બાકી પોતાનાં મોટેરાં સામું કોઇ બાલક આમ બોલે તે ખરે-

બર ઘણું અજુગતું છે. ક્યાંહિક જઇને બેસ અને વધારે આનંદ આપે તેવું બોલી શકે ત્યાં સુધી ચૂપ રહે."

દિવાનખાનાની અડોઅડ એક નાનો ખંડ હતો; હું તેમાં સરી ગઇ; ત્યાં એક નાનકડો ચોપડીનો સ્ટેંડ હતો; તેમાંથી મેં ખૂબ ચિત્રવાળી હોય એવી જોઇને એક ચોપડી લીધી; પછી બારીના ગોખમાં ચ્હડી અને પગ સંકોચી પલાંઠી મારી બેઠી તથા બારીનો રાતો મખરાસીનો પડદો આડો ખેંચી બેવડી શાંતીમાં દેવી માફક આપણે બીરાજયાં.

મારી જમણી બાજુપર આસમાની પડદાની ઘડીઓ તે બાજુનો દેખાવ મારી નજરથી બંધ કરતી હતી. ડાબી બાજુએ બારીના ચોકખા કાચની તકતી હતી અને માહ મહિનાના કરાલ દિવસથી મને જૂદી નાહ પાડતાં મારૂં રક્ષણ કરતી હતી, ચોપડીનાં પાનાં ફેરવતે ફેરવતે વચમાં વચમાં એ શિયાળાની સાંજનો દેખાવ હું જોતી જતી હતી; દૂર ધુમસ અને વાદળાંનો રંગરહીણો પટ પ્રસરાઇ પડયો હતો; પાસે ભીની કુણાં ઘાસ-છાઇ ભૂમિ અને પવનના મારાથી પાંદડાંહીણી બનેલી કુંજ હતી અને લાંબો શોકકારક સૂસવાટ મારતા પવન ઉપર પછડાતો માવઠાંનો વરસાદ ધોધબંધ પડયો જતો હતો.

મેં મારી ચોપડી-"પંખીઓનો ઇતિહાસ-"માં પાનું જોવા માંડયું. સમાન્ય રીતે તેના અક્ષર માટે મને મુદલ દરકાર હતીજ નહિ; છતાં બાલક હતી તો પણ તેની પ્રસ્તાવનામાં કેટલાં પાનાં જાણે કોરાં હોય તેવાં ગણી મારાથી આગળ ચાલ્યું જવાયું

નહિ. તેમાં દરિયાઇ પક્ષીઓનાં રહેઠાણનું-તેઓથીજ વસાયેલા એકાંત ખડકો અને પર્વતોનું, દક્ષિણથી ઉત્તર ભૂશીર સુધી નાના દ્વિપોથી છવાયેલા નોર્વેના કિનારાનું વર્ણન હતું. તેમજ લેપ્લાંડ, સાઇબીરિઆ, આઇસલાંડ, ગ્રીનલાંડ અને ઉત્તર શીતકટિબંધનો વિસ્તૃત પ્રદેશ, વેરાન આકાશના ઉજડ દેશો-હિમ અને કરાના ભંડારરૂપ જયાં સેંકડો શિયાળાના સંગૃહીત અચળ બરફનાં ક્ષેત્રો એક ઉપર એક હિમાચળ જેટલાં ઉચાં ઉભાં રહી લીસાં ચળકાટ મારતાં ઉત્તર ધ્રુવની આસપાસ આવી રહેલાં છે અને પ્રખર શીતની હમેશ વૃદ્ધિંગત પ્રખરતા એકજ સ્થળે જમાવટ કરે છે તેનાં ટુંકાં વર્ણનો ઉપર પણ નજર નાંખ્યા વિના રહેવાયું નહિ.

આ મૃત્યુધોળાં રાજવનોનો મેં મારો પોતાનોજ ખ્યાલ ઉત્પન્ન કર્યો; બાલકના મગજમાં દરેક અરધા સમજાયેલા ખ્યાલ પેઠે તે ઝાંખો પણ અજાયબ અસરકારક તરવા માંડયો. એ પ્રસ્તાવનાનાં પાનાંના શબ્દો તે પછીના ચિત્રો સાથે સંધાયા અને મોજા અને વાછંટના સાગરમાં એકલા ઉભી નીકળતા ખડકને, વેરાન કાંઠે ચડી ગયેલા ભાંગેલા વહાણને, "હમણાંજ ડુબશે" એવા થઈ ગયેલા તૂટી ગયેલા જહાજ ઉપર વાદળાંરૂપી બારીના સળિયામાંથી નિરખતા શરદ અને કરાલ સ્હવારને આકૃતિ અર્પાઇ ગઇ.

તદ્દન એકાંત સ્મશાનભૂમિ, બાવાની સમાધિઓના લેખવાળા પત્થરો, ત્યાં જવાનો દરવાજો, ત્યાંનાં પીપળનાં ઝાડ, આસપાસની

આંગેલી દિવાલ અને સાંજનો સમય સૂચવતી નવી ઉગેલી બીજ–આ ચિત્રમાં શું કલ્પના રહી હશે તેનું મને ભાન નહોતું.

મૂર્છા–શાંત દરિયાપર કુણ્ઠિતગતિ બે વહાણો મને દરિયાઈ ભૂત જેવા ભાસ્યાં.

ચોરને વાંસે તેનો ચોરીનો કોથળો ચ્હોંટાડી દેતા રાક્ષસનું ચિત્ર મેં જલદીથી જોઇ લીધું. હું તેનાથી બહુ બ્હીની.

ફાંસીના લાકડાની આસપાસ ભેળા વળેલા ટોળાને દૂરથી ખડક ઉપર બેસી પાડાના આસનવાળા યમદૂતથી શરીરમાં કંપારી ઉઠી.

દરેક ચિત્ર વાર્તા કહેતું. મારી અર્ધ ખીલેલી બુદ્ધિને અને અપૂર્ણ આવેશોને ઘણે સ્થાને અગમ્ય છતાં પણ સર્વ વાતે રસભર; કોઇવાર આનંદમાં આવી ગયેલી ગંગા શિયાળાની લાંબી પહેલી રાતે કહેતી તેવી, અગર બાળકોના ખંડમાં ચેતાવેલી સગડી પાસે પોતાની ઇસ્ત્રી લઈ આવી, તેની આસપાસ અમને બેસવા દઇ, માનિની મામીની સાડીની ઝાલર કુલાવતે કુલાવતે જૂની લોકવાર્તા, અને એથી પણ જૂના ભાટ ચારણના દુહામાંથી પ્રેમ અને સાહસની, અગર મોટી થતાં મેં જાણ્યું તે પ્રમાણે ગુલબકાવલી અને ગજરામારૂની વાર્તામાંથી તારવેલી વાર્તાઓ કહેતી તેવીજ રસભર એ ચિત્રવાર્તાઓ પણ હતી.

ઘુંટણપર એ પંખીનો ઇતિહાસ લઇ બેઠેલી હું સંપૂર્ણ સુખી–કંઇ નહિ તો મારી પોતાની રીતે સુખી બની ગઇ. મને કોઇ મારા સુખમાં આડફાચર આવશે એટલીજ બ્હીક હતી, એમ

તુરતજ બન્યું. ખંડનું બારણું ઉઘડયું. "ઓત્, સુઘરાંબા" કૃષ્ણમુખનો સાદ ફાટી નીકળ્યો; તે પછી તે અટકયો. ઓરડો દેખાવ પુરતો તેને ખાલી લાગ્યો. "સાળું ઇતે ગઇ કયાં? ઇંદી, વિદુ, (પોતાની બ્હેનોને બોલાવતાં) જુવુ આંહિ તો નથી. માંને કહો કે વરસાદમાં ભીંજાવા ભાગી ગઇ છે,-રાંડ કુતરી."

"મેં પડદો ખેંચ્યો ઇ ઠીક થયુ" મારા મનમાં થયું, અને મારી પ્રબળ ઇચ્છા હતી કે તેને મારી સંતાવાની જગ્યા જડેજ નહિ, તેમ કૃષ્ણમુખલાલને પોતાને તો તે જડતજ નહિ. નજર કે વિચાર કશામાં તે ભાઇ તો ચપળ હતાજ નહિ-પણ ઇંદિરાએ બારણામાં માથું ઘાલ્યું અને એકદમ કહ્યું.

"કન્હૈયા, જરા જો; બારીના ગોખમાં બેઠી હશેને." હું તુરતજ બહાર નીકળી; કારણ કે કન્હૈયાભાઈ મને બહાર ઘસડી કાઢશે એ ખ્યાલથીજ હું થરથરી ગઇ.

મુંઝાતે મુઝાતે, બ્હીતે બ્હીતે મેં પુછયું "શું કામ છે?"

"એમ બોલ કે કૃષ્ણમુખભાઇ, આપને શું કામ છે?" જવાબ મળ્યો. "તું આંહિ આવ એટલું મારે કામ છે" અને આરામ ખુરશીમાં ગોઠવાઇ મને નિશાનીથી જણાવ્યું કે મારે તેની પાસે જવું અને ઉભું રહેવું.

કૃષ્ણમુખ નજમૂદાર ચૌદ વર્ષનો નિશાળિયો હતો; મારા કરતાં ચાર વર્ષ મોટો હતો, કારણ મને દસ વર્ષ થયાં હતાં, તે વય કરતાં કદે મોટો અને ભરાઉ હતો, તેની ચામડી કાળી અને ગોબાવાળી હતી; મ્હોં મોટું હતું, નસો જાડી હતી, અવયવો

ભારે હતા, આંગળાં મોટાં હતાં. પાટલે બેસીને ખૂબ ઝાપટવા ની તેને ટેવ હોવાથી પિત્ત પ્રકૃતિ વધારે પડતી હતી, આંખ ઝાંખી અને ભૂરી પડી ગયેલી લાગતી, ગાલ ઝુલી પડતા હતા. અત્યારે તેને નિશાળનો વખત હતો પણ તેની નરમ "તબિયેત"ને લીધે તેનાં માતુઃશ્રીએ એક બે માસની રજા લેવડાવી હતી. તેના પીતાંબર માસ્તર તો કહેતા કે ઘેરથી પેંડા બરફી ઓછા મોકલવા-માં આવે તો ભાઇની તબીયત સારી રહે; પણ માનિની મામીનું મન એવા કઠોર અભિપ્રાયથી કચવાઇ જતું અને કૃષ્ણમુખનો ચ્હેરો બહુ વાંચવાથી અને વખતે ઘેર જવાની ફીકરથીજ પીળો પડી ગયો હશે એવા વધુ સુધરેલા મત તરફ ઢળતું.

કૃષ્ણમુખને પોતાની મા કે બ્હેનોને માટે બહુ સ્નેહ નહોતો. અને મારી ઉપર ખાર હતો. મને તે મૂંઝવતો અને મારતો, અને તે પણ અઠવાડિયામાં બે ત્રણ વાર એમ નહિ પણ આખો દિવસ ચાલુ માર્યાજ કરતો. મારી રગેરગમાં તેની બ્હીક ભરી હતી અને તે મારી પાસે આવતો કે મારાં રોમે રોમ ઊભાં થઇ જતા હતા. તેની બ્હીકથી હું તદ્દન ભાન ભૂલી જતી એવો વખત આવતો; કારણ કે તેની ધમકીથી કે મારથી મને કોઇ બચાવે તેમ હતું નહિ; મારૂં ઉપરાણું લઇ પોતાના જુવાન માલિકને માઠું લગાડવું ચાકર નફરને ગમતું નહોતું, મામીનાં આંખ-કાન એ બાબતમાં બંધ હતાં. જો કે ઘણુંખરૂં તે ન હોય ત્યારે મને વધારે મારતો તો પણ તે બેઠાં હોય ત્યારે પણ મને વખતોવખત મારતો ને ગાળ દેતો, પણ એ તો તેને મને મારતાં દેખતાં નહિ ને ગાળ ભાંડતાં સાંભળતાં નહિ.

કૃષ્ણમુખનું કહ્યું માનવાની મને ટેવ પડી ગયેલી હોવાથી હું તેની ખુરશી સુધી ગઇ; મ્હોંમાંથી નીકળી ન પડે એટલી સાવચેતી રાખીને જેટલી બહાર કઢાય તેટલી મારી સામી પોતાની જીભ કાઢવામાં લગભગ ત્રણેક મિનિટ નીકળી ગઇ. મને ખબર હતી કે એ મને હમણાં મારશે અને તમાચાથી બ્હીતી છતાં પણ તમાચો મારનારના કદરૂપા અને મોળ ચ્હડે તેવા ચ્હેરા ઉપર હું વિચાર કરવા લાગી. મારા મ્હોં ઉપરથી એ કાંતો સમજી ગયો; કારણ કે તેણે મને એકદમ બોલ્યા વિના અચાનક ને સજ્જડ તમાચો માર્યો. હું લથડી પડી અને પાછી સ્થિર થતાં તેની ખુરશીથી એક બે પગલાં દૂર હઠી.

“ઈ થપાટ ઘડી પહેલાં માં સામું બોલ્યા સારૂ” તે બોલ્યો “ને પડદા વાંસે ચોર પેઠે સંતાઇ ગયા સારૂ, ને બે મિનિટ ઉપર તારી આંખમાં નજર હતી તે સારૂ-રાંડ ઊંદરડી.”

કૃષ્ણમુખની ગાળ સાંભળવાની ટેવ પડેલી એટલે જવાબ દેવાનું મને સૂઝયુંજ નહિં. ગાળ ઉપર નક્કી પાટુ પડવાની તે કેમ ખમવી એનોજ વિચાર મને આવ્યા કરતો હતો.

“પડદા વાંસે શું કરતી’તી” તેણે પૂછયું.

“વાંચતી’તી.”

“ચોપડી બતાવ.”

હું બારીએ ગઇ ને ત્યાંથી ચોપડી લઇ આવી.

“તારે અમારી ચોપડી લેવાનું કામ શું? મા કેછ કે તું તો આશ્રિત છે. તારી પાસે પૈસા નથી; તારે બાપે દમડી મૂકી

નથી; તારે તો ભીખ માગવી જોઇયે; અમારાં જેવાં સારાં માણસનાં છોકરાં સાથે તારાથી રહેવાય નહિ; અમે ખાઇયે તે ખવાય નહિ અને અમારી માના પૈસાનાં કપડાં પહેરાય નહિ. મારી ચોપડીનું કબાટ ફોળવાનું હું તને હમણાં શીખવું છું. ઇ ચોપડી મારી છે. આખું ઘર મારૂં છે; નહિ તો થોડા વરસમાં થાશે. જા તે બારમાં જઈ ઉભ;-અરીસા ને બારી આડી નહિ.”

તેનો ઇરાદો શું હતો તે નહિ જાણતી હોવાથી મેં તેમ કર્યું. પણ એટલામાં તો તેને મેં ચોપડી ઉપાડીને તોળતો અને તે ફેંકવાની તૈયારી કરતો જોયો. હું એકદમ સ્વાભાવિકજ બ્હીકથી ચીસ પાડી બાજુએ ખસી પણ જરા વાર લાગી ગઇ. ચોપડી ફેંકાઇ; મને વાગી અને હું પડી. મારૂં માથું બાર સાથે અથડાયું. અને ફૂટયું. જખમમાંથી લોહી નીકળ્યું ને અસહ્ય વેદના થવા માંડી. મારી બ્હીકની પરિસીમા આવી ગઇ; બીજી જાતની લાગણી ઉપર તરી આવી.

“નઠારા ઘાતકી છોકરા” હું બોલી. “તું ખુની જેવો છે-તું જર્મન જેવો છે-તું અલ્લાદીન ખુની જેવો છે.”

મેં ચોપાનિયાં અને હિંદુસ્તાનનો ઈતિહાસ વાંચ્યો હતો; અને કૈસર, અલાઉદ્દીન વિગેરે સંબંધે મારા પોતાના મત ઉપર આવી હતી. એકલી એકલી હું મુકાબલા પણ કર્યા કરતી હતી, પણ મને ખબર નહોતી કે હું આમ આજ ફાટે સાદે મુકાબલા બોલવાની.

“શું ? શું ?” તેણે ત્રાડ મારી “તું મને એવું એવું કહેછ ! ઈંદ્રી, વિદ્દુ, તમે સાંભળોછ ? હું માંને નહિ કહી દઉં કાં ? પણ પહેલાં તો—

તે સીધો મારા ઉપર ધસ્યો. મને જણાયું કે તેણે મારા વાળ પકડયા અને ખભ્ભો ઝાલ્યો. તે જીવ ઉપર આવેલા પ્રાણી સાથે બાઝતો હતો. મને તો તેનામાં એક જુલમગાર ખૂની દેખાતો હતો. માથામાંથી મારા ગળા ઉપર એક બે લોહીનાં ટીપાં ગળતાં મને જણાયાં અને કાંઇ તીવ્ર વેદના થતી લાગી. તે સમયે તો બ્હીકને આ લાગણીઓએ દાબી દીધી અને હું તેના સામી ઘેલીની પેઠે ઉછળી. મેં મારે હાથે શું કર્યું તેની મને બરાબર ખબર નથી પણ તે મને "ઇંદરડી" "ઇંદરડી" કહેવા માંડયો અને બૂમ પાડવા માંડયો. તેને સહાય પાસેજ હતી. ઈંદિરા અને વિદ્યુત મામી મેડી ઉપર ગયાં હતાં ત્યાં તેને બોલાવવા દોડયાં. એ વાંસે ગંગા અને તેની ખાસ રસોયણ કાશીને લઇને રણ જંગને સ્થળે આવ્યાં; અમને જુદાં પાડયાં; અને મારે કાને શબ્દો પડયા.

"અરેરે! બાઇ? મારા કન્હૈયા સામે ઉછળી પડનાર આ તે કેવી ડાકેણ!"

તે પછી માનિની મામીએ ઉમેર્યું.

"લાલખંડમાં લઇ જઇ તેને ત્યાં પૂરી દ્યો." મારે માથે ચાર હાથ એકદમ પડયા અને મને ઉપર લઇ ગયા.

---

 

# પ્રકરણ ૨ જું.



## ભુત

મેં આખે રસ્તે છુટા થવા ફાંફાં માર્યાં. મારે માટે એ નવીનતા હતી, અને ગંગાબાઇ તથા કાશી મારા સંબંધમાં ખરાબ અભિપ્રાય ધરાવવા તરફ ઢળતાં હતાં તેમાં તેનાથી ઉમેરો થયો. ખરી વાત તો એ હતી કે હું કંઇક ગજા ઉપરાંત ગુસ્સે થઈ ગઇ હતી. એક મિનિટ સામે થવાથી મને વિચિત્ર જાતની સજાઓ થશે એ હું જાણુતી હતી અને કોઈ બીજા બળવાખોર ગુલામની માફક મારા ગુસ્સાની પરિસીમામાં ગમે તે હદ સુધી જવાનો મારો નિશ્ચય થયો હતો.

"કાશી, એનાં બ્હાવડાં ઝાલ; ઇ તો ગાંડી બિલાડી જેવી છે."

"પરભુ પરભુ" રસોયણ બોલી, "જીવનબાઇ, આ તે કેવી રીત? પોતાનું ભલું કરનાર ના જ દીચરાને-જવાન જમાન આદમીનેજ મારવો! તમારા નાના માલિકને."

"માલિક! મારો માલિક છે? હું એની નોકર છું?"

"ના, નોકર કરતાંય હલકટ, બાઇ! તમારાથી કાંઇ તમારા પાલન પોષણ સારૂં થવાનું છે. લ્યો બેહો ને તમારા પાપનો વચાર કરો."

આ વખતે મામીએ ચીંધેલા ઓરડામાં તેઓ, મને લાવ્યાં હતાં, અને એક સ્ટૂલ ઉપર મને બેસાડી દીધી હતી. મારી પેલી

વૃત્તિ તો તેના ઉપરથી કમાનની પેઠે છટકવાની હતી. તેમના ચાર ચાર હાથે મને તુરત પકડી પાડી.

"તમે છાના બેસો નહિ તો બાંધવાં પડશે." ગંગા બોલી. "કાશી, તારી કમખાની કસ કાપી કાઢ. મારી કસને તો તરત તોડી કાઢશે."

કાશીબાઇએ પોતાનો પોહોળો પટાસ વાંસો ખુલ્લો કરી ફેરવ્યો, બાંધવાની તૈયારી અને તેને લીધે થનાર વધારે ફજેતી, એ બેને લીધે મારૂં મગજ જરા નરમ પડયું.

"અરે, કસ કાપો માં–" "હું નહિ હલું." તેની ખાત્રી કરી આપવા મારી બેડકમાં હું હાથ ખોડી બેઠી.

"હલસોમાં હો!" ગંગા બોલી અને જ્યારે તેની ખાત્રી થઇ કે હું ખરેખાત નરમ પડતી જતી હતી ત્યારેજ તેણે મને છોડી, પણ અદબવાળી ઉભાં ઉભાં મારા મ્હોં સામું ગુસ્સાભર અને શકમંદ નજરે. એમના મનમાં તો એમજ હતું કે મારૂં મગજ ફટકી ગયું છે.

"આણે આમ કોઇદી કર્યું નથી" અંતે ગંગાએ રસોયણ તરફ ફરીને કહ્યું.

"પણ એનામાં ઇ પહેલેથીજ હતું." તેનો જવાબ મળ્યો. મેં બાઇને આ છોકરી આવી છે એમ ઘણીય વાર કહ્યુંછ ને બાઈ પણ હા કહેતાં કે હા એવી છે. ઇ મીંઢડી બહાર નથી એટલી માંહ્ય છે. એના જેવડી આટલી ઉંડી છોકરી મેં તો દેખી નથી."

ગંગાબાઇએ કંઇ જવાબ વાળ્યો નહિ. પણ થોડીવાર પછી મારા તરફ ફરીને કહ્યું; "જુવો બ્હેન, તમે માનિની મામીનાં

ઓશિયાળાં છો ઇ તમને ખબર નથી? ઇ તમને પાળેછ, તમને આજ ઇ કાઢી મેલે તો તમારે સદાવ્રતનું ખાવું પડે, હં."

મારે આ બોલનો કંઈ જવાબ વાળવાનો હતોજ નહિ. મને એ કંઇ નવા ન હતા. મારી જીંદગીનાં પહેલાં સ્મરણો એજ જાતની સૂચનાથી ભરેલાં હતાં. મારા ઓશિયાળાપણાનું આ મેણું અણસમજાયું મારા કાનમાં ગવાયા કરતું હતું; મને બહુ દુખઃદાયક હતું; મારા જીવને કચરી નાખતું હતું પણ ફક્ત અર્ધુંજ સમજાતું હતું. કાશીબાઇએ ચલાવ્યું:—

"ને બા દયાવાળાં છે તે તમને કન્હૈયાભાઇને ઇંદી વિદ્યુની સાથે રહેવા દે એટલે હું તેની બરાબરની એવું કાંઇ ન હમજવું. એને તો ઢગ ધન છે ને તમારે કાંઇ નથી. નરમ થાવું ને હઉને ગમતાં થાવું ઇ તમારો તો ધરમ છે."

"અમે તમને કહીયેચ તે તમારા સારાં સારૂ છે." ગંગાબાઈએ નરમ સાદે કહ્યું; "તમારે કામ કરંદાં ને આનંદી થાવું એટલે વખતે તમને આંહી હમેશાનો આશરો મળે. ને જો મિજાજી ને જંગલી થાવું હોય તો બા તમને નક્કી ક્યાંહિ બીજે મોકલી દેશે."

"ગંગાબાઇ," કાશી બોલી, "પરભુ એને વતાડશે. ઈ મજાજ કરતી હશે ત્યાં એને મારી નાંખશે પછી જાશે ક્યાં? ચાલો ગંગાબાઇ, આપણે તો જઇએ. એના જેવી પરભુ મને ન કરે. એકલાં પડો ત્યારે જીવનબેન, પરભુને સંભારજો ને જો પસ્તાવો નહિ કરો તો આ જાળીયામાંથી ભૂત પલીતને આવીને તમને લઇ જવા દેહું."

એ લોકો બાર બંધ કરી બહારથી તાળું મારી ચાલી નીકળ્યાં.

લાલખંડ એક ખાલી પડી રહેતો ઓરડો હતો અને તેમાં કોઇ ભાગ્યેજ સૂતું; અગર પત્રેસરની હવેલીમાં પરોણા એટલા ભરાય કે જેટલી જગ્યા હોય તે બધી કામ આવી જાય તે શિવાય કોઇ સૂતુંજ નહિ એમ કહું તો ખોટું નથી. મોટા સીસમના પાયા વાળો, રાતાચોળ દુમાસના ભારે જાડા પડદાવાળો એક પલંગ વચમાં માતાજીના નિજ મંદિર પેઠે આવી રહ્યો હતો. આખો દિવસ બંધ રાખવામાં આવતી, ઝાલર તોરણથી ભરાઇ ગયેલી બે બારીઓમાં પણ તેવાજ પડદા રાખ્યા હતા. જાજમ પણ રાતી હતી. પલંગની પાંગથ આગળ એક મેજ ઉપર કથાઇ કપડું ઢાંકી રાખવામાં આવતું. ભીંત ઉપર રાતા હરણના રંગ જેવા આછા રાતા રંગની પીંછી મારી હતી. કબાટ, ટેબલ, ખુરશી એ બધાં પાલીસ કરેલ સીસમના બનાવેલાં હતાં, છતાં અમારી હવેલીમાં આ ખંડ મોટામાં મોટો અને ભવ્ય હતો. આ ઘેરી કાળી છાયાઓની વચમાં થઇને પલંગની પાંગથે ઉપરા ઉપરી ગોઠવી મૂકેલી રજાઇઓ, તકિયાઓ અને ચાદર એ સહુ બહાર નીકળી આવી નજર ખેંચતાં હતાં. એટલીજ નજરે તરી આવતી એક મ્હોટી તકિયાવાળી ધોળી આરામ ખુરશી પલંગને ઓશીકે પડી રહેતી. તેની પાસે એક નાનું બાજઠ હતું; એ ખુરશી મારા માનવા પ્રમાણે તો શૂન્ય સિંહાસન જેવી દેખાતી.

આ ઓરડો ઠંડો હતો કારણ તેમાં કદી માણસ જતાં નહિ અને સૂરજનું અજવાળું પડતું નહિ; બાલકના ખંડ અને રસોડાંથી દૂર હોઇને તે મસાણ જેવો શાંત હતો, કોઈ તેમાં પ્રવેશ

કરતું નહિ તેથી બ્હીવરાવણો હતો; છ મહિનાની ચડેલી રજ લૂંછી નાંખવાને અહણુ દિવાળીએ ઘરની નોકર એકલી તેમાં આવતી હતી, અને ત્રણ ચાર મહિને એકવાર મામી કબાટનું છૂપું ખાનું ઉઘાડી તેમાં વસ્તુઓ જોવા આવતાં. તેમાં થોડા દસ્તાવેજ, તેનો ઘરેણાંનો દાબડો અને તેના સ્વર્ગસ્થ પતિની એક છબી પડી રહેતી. આ છેલ્લા શબ્દોમાં લાલખંડનું રહસ્ય-તેની ભવ્યતા છતાં તેને આટલો સૂનો કેમ રાખવામાં આવતો તેની કુંચી રહેલ છે.

પ્રતાપરાય મજમૂદારને મરી ગયે આજે નવ વર્ષ થઇ ગયાં હતાં. આ ઓરડામા તેમણે દેહ ત્યાગ કર્યો હતો; અહિયાં એમના શબને છાણે નાંખી સુવરાવ્યું હતું; અહિંથી ડાઘુઓ એમની નનામી કાઢી ગયા હતા. અને તે દિવસથી આ ખંડને સહુ પૂજ્ય અને ભયપૂર્ણ ગણી તેમાં બહુ આવતાં જતાં નહિ.

આરસના પાણીયારાં પાસે પડેલા એક નીચા કોચ ઉપર ગંગાબાઇએ મને બેસાડી હતી. હું ત્યાં જડાઈ ગઇ હતી; પલંગ મારી સમક્ષ ઉંચો ઉભો હતો; મારે જમણે હાથે કાળું ઉંચું કપડાનું કબાટ હતું; તેમાંથી તેના બારના ચળકાટમાં ઝાંખાં ભાંગ્યાં તૂટાં પ્રતિબિંબ પડતાં હતાં. મારી ડાબી બાજુએ પડદામાં દબાઈ ગયેલી બારીઓ હતી. તે બંને વચમાં એક કાળો ઉંચો અરીસો પડયો હતો તેમાં એ ખંડની સૂની ભવ્યતાનું પુનરાવર્તન થતું હતું. બારને તાળું દીધું હતું કે નહિ તેની મને બરોબર ખાત્રી ન હતી, એટલે મને હાલવાની હિંમત આવી કે તુરત જ હું ઉઠીને જોવા ગઇ. અરેરે, હા! કેદખાનું પણ વધારે મજબૂત ન હોય!

પાછા ફરતાં મારે અરિસા પાસે થઇને આવવું પડયું. મારી મુગ્ધ નજર નાખુશ છતાં પણ તેમાં દેખાતાં ઉંડાં પ્રતિબિંબ ઉપર પડી. એ સ્વપ્ન સમા ઉંડાણમાં હતું તેના કરતાં પણ સઘળું વધારે ઠંડુ લાગ્યું; વધારે શોકિયું ભાસ્યું; અને મારા સામે તાકી જોતી નાની આકૃતિ, અંધકારમાં ડાઘ પાડતા તેના ગોર ચ્હેરો અને હાથ, અને જ્યાં બધું સ્થિર હતું ત્યાં ચંચળ બનેલાં ભયપૂર્ણ તેનાં નયનો એ બધાંથી મને તો ખરા ભૂતનોજ ભાસ થયો. ગીરમાં મોડી રાતે નીકળતા મુસાફરની નજર આગળ ખડાં થતાં, ઘેડના બાવળ-ઉગ્યા એકાંત પ્રદેશમાંથી બહાર નીકળી આવતાં કહેવાતાં બટુક રૂપ ભૂત ચુડેલની વાર્તા ગંગાબાઇ પાસેથી સાંભળી હતી તેવા ભૂત જેવું મને મારૂં રૂપ ભાસ્યું. હું મારી બેઠકપર પાછી ફરી.

મારી સાથે આ વખતે વહેમનો સંગ હતો, પણ હજી તેનો સંપૂર્ણ પ્રતાપ બેઠો ન હતો. મારૂં લોહી ઉકળેલ હતું. ઘણા દિવસથી દબાઇ રહેલ વેઠિયાનો ઉછળી નીકળેલો ગુસ્સો મને નવું જોર આપતો હતો.

મેલી વાવને તળીયે જામેલો કાળો કાંપ પાણી ડોળાતાં ઉપર ભળવા માંડે તેમ મારા મનમાં કૃષ્ણમુખનો અપાર જુલમ, તેની બ્હેનોનો બેદરકાર મગરૂરી, તેની માનો તિરસ્કાર, તેનાં નોકરોનો પક્ષપાત, ઉછળી ઉછળી ડોળાવા માંડયાં. હું હમેશાં શા માટે દુઃખી થતી હઇશ, હમેશાં તગડાતી હઇશ, હમેશાં મારે માથે આળ ચ્હડતાં હશે, હમેશાં મને સૌ શા સારૂ વાળી મુકતાં હશે? મારાથી કોઇ રાજી કેમ નહિ થતું હોય? કોઇની પણ સારી નજર મેળવવાનું મારે કેમ નકામું થઇ પડતું હશે? હઠીલી ને સ્વાર્થી

છતા ઈંદીરાને માન મળતું; વિદ્યુતનો સ્વભાવ સ્વચ્છંદ હતો; તે અપાર ખારીલી હતી; ઉદ્ધત અને તરંગી રીતભાતવાળી હતી, છતાં તેને હરકોઈ લાડ લડાવતું હતું. તેના સૌંદર્યથી, ગુલાબી ગાલથી, રેશમી કેશથી, જે તેના તરફ જોતું તેને આનંદ મળતો હોય અને બધા વાંકની તેને માફી મળતી હોય તેમ લાગતું. કૃષ્ણમુખની આડું કોઈ આવતુંજ નહિ ત્યાં તેને સજા કરવાની વાતજ શી? તે પારાવતની ડોક મરડી નાંખતો; ચકલીનાં બચ્ચાં પકડી મારી નાંખતો, રસ્તે ચાલતાં બકરાં પાછળ કુતરાંને દોડાવતો, બાગમાંથી ફળ પાડી નાંખતો; કુંજના કુંડામાંના રોપાની કળીઓ તોડી નાંખતો, માને "બુદ્ધી" કહી બોલાવતો; પોતાના જેવાજ શામળા વર્ણની તેની ચામડી માટે તેને ચ્હીડવતો, અવગણના કરતો; તેનાં સારામાં સારાં કપડાં ખીજાતો ત્યારે ફાડી નાંખતો, ગમે તે વસ્તુ ફેંકી દેતો; છતાં પણ તે તો તેનો "બચુડો" હતો. મારામાં જરાયે વાંકમાં આવવાની હિમ્મત નહોતી, દરેક કામ બરોબર કરવાનું હું ધ્યાન રાખતી તે છતાંયે મને સહુ રાત દહાડો તોફાની ને કંટાળો આપનારી, સુઘરી ને તોબરો ચ્હડાવી રાખનારી કહેતાં.

મને વાગેલા ઘા અને પછડાટથી મારૂં માથું હજી દુખતું હતું અને લોહી નીકળતું હતું. મને નાહક મારવા માટે કૃષ્ણમુખને કોઇયે ઠપકો પણ આપ્યો નહિ. પણ આવો જંગલી જુલમ બંધ પાડવા હું જરાક તેના સામી થઇ એટલે બધાં મારો વાંક કાઢવા માંડયાં.

વેદનાના પ્રોત્સાહનથી ચપળ પણ ક્ષણિક જોરમાં આવી જઈ મારી બુદ્ધિમાં "અન્યાય, અન્યાય" ઘૂમવા માંડયો. અને આ

અસહ્ય જૂલમમાંથી છૂટકારો પામવાના વિચિત્ર રસ્તાઓ તેજ પ્રમાણે સચેત બનેલો નિશ્ચય શોધવા માંડયો-નાસી છૂટું અગર તે ન બને તો ખાવું પીવું બંધ કરી લાંઘણ કરી કાયાનો અંત આણું એ વિચાર શરૂ થયા.

એ સાયંકાળનું એકલવાયાપણું! આત્માની અપૂર્વ સ્તબ્ધતા અને ભય! મારા મગજમાં કેટલું તોફાન હતું? મારા હૈયામાં કેટલું બંડ ઉછળતું હતું? અને તે છતાં કેટલા અંધકારમાં, કેટલા ઘોર અજ્ઞાનમાં એ માનસિક યુદ્ધ ચાલતું હતું? અંતરના સતત ઉઠતા સવાલનો મને જવાબ મળતો ન હતો. "મારે કષ્ટ શા સારૂ?" હવે આટલે અંતરે-કેટલા વર્ષને તે હું કહીશ નહિ એ હું સારી રીતે સમજી શકી છું.

પપ્રેસરની હવેલીમાં હું જમીનપરની માછલી જેવી હતી, ત્યાં મારા જેવું કોઇ ન હતું. માનિની મામી અગર તેનાં છોકરાં અગર તેની પસંદગીનાં હજુરિયાં-એ સર્વ સાથે બંધ બેસે એવું કશું મારા સ્વભાવમાં હતું નહિ. તેને મારે માટે સ્નેહ નહોતો તો ખરેખર મારા હૃદયમાં તેમને માટે પણ યત્કિંચિત પ્રેમ નહોતો; પોતાનામાં એક પણ માણસ સાથે જેને બંધબેસતી આવે નહિ એવી છોકરી ઉપર પ્રેમ રાખવાનું તેમને કંઇ કારણ હતું નહિ. સ્વભાવ જૂદો, શક્તિ જૂદી, પ્રવૃત્તિઓ પણ જૂદી; તદ્દન નકામી, ન તેનો સ્વાર્થ સારી શકું, ન તેને આનંદ આપી શકું. અણુમાનિતી ને અણુગમતી. તેઓની મારા તરફની રીતભાત માટે હૃદયમાં ગુસ્સાની ચીણગારી બળ્યા કરતી; તેની ન્યાયબુદ્ધિ માટે તિરસ્કારનો કીડો સળવળ્યા કરતો. મને ખબર હતી કે હું ચપળ,

ઉત્સાહી, બેફિકર, તોફાની, સુંદર, ધમચકડી કરતી હોત તો ઘરમાં મારૂં રહેવું માનિની મામી વધારે શાંતિથી ખમી શકત. સમાનપણાના સ્નેહથી તેનાં છોકરાંઓ મારી સાથે હળતાં મળતાં રહેત. લાલખંડમાં નોકરો મને બનાવવા તરફ ઓછું વલણ રાખત.

લાલખંડમાંથી દિવસનું અજવાળું ચાલ્યું જવા માંડયું. લગભગ સાડા છ થવા આવ્યા અને વાદળઘેર્યું બપોર મટી બ્હીયામણી સંધ્યા થવા માંડી. સીડીની બારી સાથે અથડાતો વરસાદ અને મંડપખંડની પાછળની ઘટામાં સૂસવાટ મારતો પવન મને આંહિ પણ સંભળાતો હતો. હું પણ પત્થર જેવી નિશ્ચેષ્ટ થઈ અને ત્યાર પછી મારૂં ધૈર્ય જવા માંડયું. મારા ઓછા થતા જતા ગુસ્સાના અંગાર ઉપર મારી રોજની નમ્રતાની, અશ્રદ્ધાની, એકલવાયાપણાંની નિરાશાની ઠંડીગાર ધારાઓ પડવા માંડી. બધાં કહેતાં કે હું નઠારી છું અને વખતે હું નઠારી હઇશ તો? લાંઘણ કરી મરી જવાનો કેવો વિચાર અત્યારે હું હૈયામાં હાલોળતી હતી? એ અપરાધ નહિ કે? હું મરવા જેવડી છું? પ્રતાપ મામાનું મરણાગાર શું મરણને માટે આમંત્રણ આપતું હતું? આ ઓરડામાંજ પ્રતાપ મામા મરી ગયા હતા. આ વિચારે તેનું સ્મરણ ઉદ્ભવ્યું. એ સ્મરણ ઉપર હું વધતા જતા ભયથી વિચાર કરવા લાગી. મને તે સાંભરતા નહોતા. પણ મને ખબર હતી કે એ મારા સગા મામા મારી માના ભાઇ થાય; મારાં માબાપ મરી જતાં તે મને પોતાને ઘેર લાવ્યા અને અંત સમયે માનિની મામી પાસેથી વચન લીધેલું કે તું આ છોકરીને તારાં પોતાનાં બાળક માફક ઉછેરજે. મામીને કોણ જાણે એમ લાગતું હોય કે તે પોતાનું વચન પાળે છે. અને

એનો સ્વભાવ જોતાં તે બની શકે તેટલે દરજ્જે તે પાળતાં હતાં. પણ પોતાની સાથે કશા સંબંધ વિનાની, પોતાના લોહીની નહિ એવી વચવટ્ટી છોકરીને એ કયા સ્નેહબંધનથી પોતાનો વર મરી ગયા પછી ચાહી શકે? પોતાને અણગમતાં આવાં વિચિત્ર છોકરાંનાં માબાપ તરીકે ઉભું રહેવાનું, અને પોતાના કુટુંબ સમૂહમાં કંટાળો આપે તેવાં પારકાં છોકરાંને હંમેશને માટે દાખલ કરવાનું, પરાણે પડતું અપાયેલું વચન, તેનાથી બંધાઇ રહેવું તેને બહુજ મૂંઝવણ ભરેલું લાગતું હશે.

મારા મનમાં એક અજાયબી ભર્યો ખ્યાલ આવ્યો. મને ખાત્રી હતી, કદી શંકા પડીજ નથી કે જો પ્રતાપરાય મામા જીવતા હોત તો તે મને બહુજ માયાથી રાખત; અત્યારે હું સફેદ પલંગ સામું અને અંધારૂં પડતાં કાળી પડતી જતી ભીંત સામું જોતી હતી- વખતે ઝાંખા ચળકતા અરીસા સામે મોહિત નજર ફેરવતી બેઠી બેઠી મરતી વખતની વાસના અધૂરી રહેવાથી ચિતામાંથી ઉધડકી ઉઠતાં મુડદાંઓ અને વાસના પૂરી નહિ પાડનારને સજા કરવા અને દુ:ખીનું વેર લેવા પૃથ્વીપર પાછાં ફરનાર પ્રેતપિશાચો સંભારવા લાગી; અને પોતાની ભાણેજના દુ:ખમાં દુ:ખી પ્રતાપરાય મામાનું ભૂત પ્રેતલોકમાંથી પોતાનો વાસ છોડી મારી નજર આગળ આ ખંડમાં ઉભું થાય છે, એમ કલ્પવા માંડી. મેં મારાં આંસુ લોહ્યાં અને ડુસકાં બંધ પાડયાં—વખત છે ને અસહ્ય દુ:ખની નિશાનીથી મને દિલાસો આપવાને આકાશવાણી થાય અગર અંધારામાંથી દયામય દૃષ્ટિ નાંખતો પ્રતિભાશાળી કોઇ ચહેરો દેખાઇ આવે! કલ્પનાનો દિલાસાજનક આ ખ્યાલ જો ખરો પડે

તો હું તો ખ્હીજ મરૂં તે વિચાર પણ મને આવ્યો. તેને દાબી દેવા સારૂં ખૂબ બળ અજમાવ્યું--દૃઢ થવા યત્ન કરવા માંડી. મારી આંખ આડા વાળ ખેસવી નાંખ્યા. માથું ઉંચું કરી અંધારા ઓરડાની ચોપાસ હિંમતથી નજર નાંખવા યત્ન કર્યો. આજ ક્ષણે ભીંત ઉપર અજવાળું પડયું. મનમાં પૂછયું આ તે પડદામાંથી કોઇ કાણાંમાંથી આરપાર આવતું ચંદ્રનું કિરણ હશે? "ના ચંદ્રમાનુ અજવાળું તો સ્થિર હોય. આ તો હાલે છે." હું તેના સામું જોતી હતી તેટલામાં તો તે છત સુધી ઉંચે ચ્હડયું ને મારે માથે કંપવા માંડયું. અત્યારે મને તુરત કલ્પના થાય છે કે આ અજવાળું બાગમાં થઇને જનાર કોઇના હાથમાંના ફાનસનું હશે; પણ તે વખતે ભયભીત દેખાવ માટે મારૂં મન તૈયાર થઇ રહ્યું હતું; મારૂં દિલ ગુસ્સા ને લાગણીથી અસ્વસ્થ થઇ ગયું હતું એટલે પરલોક-માંથી આવનાર કોઇ અદ્દભુત દર્શન સૂચવતુંજ આ વિદ્યુત્વેગ કિરણ હશે એમ મેં માની લીધું. મારૂં હૃદય થડકવા માંડયું. મારૂં માથું ગરમ થઈ ગયું. મારા કાનમાં કાંઇ અવાજ ગાજવા માંડયો. કંઇક મારી પાસે હોય તેમ જણાયું; હું દબાઇ ગઇ; ગુંગળાઇ ગઇ; સહનશક્તિ સરી પડી. હું બારણા તરફ ધસી અને જીવ જાય તેટલા જોરથી તેને હચમચાવવા માંડી. બહારની ઓસરીમાં પગલાં દોડતાં આવતાં સંભળાયાં; કુંચી ફેરવાઈ; ગંગાબાઈ તથા કાશી અંદર આવ્યાં.

"જીવન બ્હેન, તમને શું થાય છે?" ગંગાએ પૂછ્યું. "એટલો બધો અવાજ શું? હું તો બ્હેરી થઇ ગઇ" કાશીબાઇ બોલી ઉઠયાં.

"મને બહાર કાઢો! મને આપણા ખંડમાં લઇ જાઓ" મેં ચીસ પાડી.

"કેમ ? તમને કંઇ વાગ્યું ? તમે કાંઇ દેખ્યું ?" પાછું ગંગાએ પૂછયું.

"અરરરર ? મેં અજવાળું દેખ્યું ? મેં જાણ્યું કે ભૂત આવ્યું ?" ગંગાને હાથે હું વળગી પડી ને તેણે હાથ ખેંચી ન લીધો.

"એણે જાણી જોઇને ચીસ પાડીછ" કંઇ તિરસ્કારથી કાશી બોલી. "ને કેવી કારમી ચીસ ? કાંઇ દરદ થાતું હત ને એમ કર્યું હત તો તો નોખી વાત; પણ આપણે બધાંને આંહિ ભેળાં કરવા સારૂં ! હું ઇ તોફાનીની બધી કળા સમજુંચ."

"આ બધું શું છે ?" કડકાઇથી એક નવતર અવાજે પૂછયું. અને માનિની મામી ઓસરીમાં થઇને આવ્યાં. તેને માથેથી સાડી ઉતરી ગઇ હતી; કેડેથી છેડો છુટી ગયો હતો. "ગંગા, કાશી. મેં કહ્યું હતું કે હું એની પાસે આવું ત્યાં સુધી જીવનને લાલખંડમાં પૂરી રાખવાની છે."

"પણ બાઇ, જીવન બ્હેને એવી ચીસ પાડી !" ગંગાએ વકીલાત કરી.

"એને છોડી દો." એટલોજ જવાબ મળ્યો. "છોકરી, ગંગાનો હાથ છોડ. ધ્યાન રાખ કે આમ કરવાથી તું બહાર નીકળવા પામીશ નહિ. મને ખોટો ડોળ, ખાસ કરી છોકરાંઓમાં પસંદ નથી. તારી કળા ચાલવાની નથી એમ મારે તને દેખાડી દેવું પડશે.

તારે આંહિ હજી એક કલાક વધારે રહેવાનું છે અને તે પછી સંપૂર્ણ કહ્યું માનવાની અને શાંત રહેવાની શરતે હું તને છૂટી કરીશ."

"અરે! મામી! દયા કરો! મને માફ કરો! હું એ નહિ ખમી શકું. મને કોઇ બીજી રીતે સજા કરો! હું મરી જઇશ, જો—"

"ચૂપ! આ તોફાન ઘણુંજ ધિક્કારવા જેવું છે." અને નિઃસંશય તેને એમજ લાગતું હતું. તેની નજરમાં હું ડોળઘાલુ નટી જેવીજ હતી.

તે ખરેખર મને બળવાન આવેશ, હલકો જીવ અને ભયંકર જૂઠાપણાના મિશ્રણરૂપ સમજતાં હતાં.

ગંગા કાશી પાછાં ચાલ્યાં ગયાં અને માનિની મામીએ મારાં હવે ઘેલાં જેવાં દુઃખ અને હૈયાફાટ ડુસકાંથી અધીરાં બની એકદમ મને અંદર ધક્કો માર્યો અને વધારે બોલ્યા ચાલ્યા વિના મને અંદર પૂરી તાળું મારી દીધું. મેં તેને દમામથી ધીમે ચાલી જતાં સાંભળ્યાં અને એ ગયા પછી કાં તો મને ચકરી આવી-મૂર્છાનો પડદો પડયો.

---

# પ્રકરણ ૩ જું.

## નિરાધાર.

હું જાગી ત્યારે મને કંઇ ભયંકર સ્વપ્ન આવ્યું હતું અને મારી સામે કાળા સળીયા વાળો ભયાનક રાતોચોળ ભડકો બળતો હતો એટલુંજ સાંભરતું હતું. મારી આસપાસ પણ ધીમે ખોખરે અવાજે કોઈ બોલતું હતું અને એ અવાજ પવનના સુસવાટમાં અગર પાણીના પૂરમાં દબાઇ જતો હોય એમ જણાયું. ગભરામણ, અનિશ્ચય અને એ તમામથી આગળ નીકળી આવતી બ્હીકને લીધે મારી અક્કલ બહેર મારી ગઈ હતી. થોડી વારમાંજ મને કોઇ હાથમાં લેતું હોય, ઉંચકતું હોય, બેસાડીને ટેકો આપતું હોય અને તે પણ આજ સુધી મને ઉંચકવા અથવા બેસાડવામાં આવેલી તેના કરતાં ઘણેજ હળવે હાથે તેમ કરતું હોય એવું લાગ્યું. મેં એક ઉશીકા ઉપર કે પછી કોઇના હાથ ઉપર મારૂં માથું ટેકવ્યું અને જીવને કંઇક સુખ થયું.

પાંચ મિનિટ ગઈ ત્યાં તો અસાવધાનતાનું વાદળ ખસી ગયું. મને તુરત ભાન આવ્યું કે હું મારી પોતાનીજ પથારીમાં પડી હતી. અને રાતો ભડકો પાસે ચેતાવેલી સગડીના કોલસાનો હતો. રાત પડી ગઈ હતી. મેજ ઉપર એક મીણબત્તી બળતી હતી. હાથમાં તાસક લઇ પાંગથે બંગાબાઇ ઊભાં હતાં. ઉશીકે ખુરશી નાંખી મારી ઉપર નીચા વળી જોતા એક ગૃહસ્થ બેઠા હતા.

ઓરડામાં, પદ્મસરની હવેલી બહારનો અને માનિની મામી સાથે સગપણ વિનાનો કોઇ ત્રાહિત માણસ છે એવી ખબર પડતાંજ મને અવર્ણનીય આનંદ થયો. રક્ષા અને સહીસલામતીનું શાંતિ-પ્રેરક ભાન ઉત્પન્ન થયું. (કાશીબાઇ કરતાં ગંગાબાઇની હાજરીથી મને ઓછો અણગમો ઉપજતો) છતાં પણ તેના તરફથી મ્હોં ફેરવી હું એ ગૃહસ્થનો ચ્હેરો નિહાળવા લાગી. હું એને ઓળખતી હતી; એ પદ્મસરના દેશી વૈદ્ય હતા અને મામી નોકર ચાકર માંદા પડે ત્યારે તેને બોલાવતાં હતાં. પોતાને માટે અગર પોતાનાં છોકરાંને માટે સુરતથી ડૉકટરને બોલાવતાં.

"બોલો હું કોણ છું?" તેણે પુછ્યું.

તેના હાથમાં મારો હાથ મૂકી મેં તેનું નામ કહ્યું. મારો હાથ લઇ હસી તે બોલ્યા "આપણને હમણાંજ સારૂં થઇ જશે." પછી તેણે મને સુવડાવી દીધી અને ગંગાને રાતમાં મને કોઇ જગાડે નહિ એ ધ્યાન રાખવા કહ્યું. કેટલીએક વધારે ભલામણ આપી, "પાછો કાલ આવીશ" એમ કહી તે ગયા. મને બહુ દુઃખ થયું; મારે ઉશીકે ખુરશીએ તે બેઠા હતા ત્યાં સુધી મારા જીવને મારી કોઇ રક્ષા કરતું હોય, મારા મિત્ર તરીકે પડખે ઉભું હોય એમ લાગ્યા કરતું હતું, અને તેણે જતાં જતાં બારણું બંધ કર્યું ત્યારે આખો ઓરડો અંધારો લાગ્યો, અને મારૂં હૈયું સૂનું થઇ ગયું જણાયું. તેના ઉપર દિલગીરિનો એટલો ભાર લાગ્યો કે કહેવાની વાત નહિ.

"ઉંઘ આવવા જેવું થાયછ; બ્હેન?" ગંગાએ જરા ધીમે સાદે પૂછ્યું.

તેને જવાબ દેવાની મારામાં થોડી હિંમત હતી. જવાબ કડક મળશે એમ હું બ્હીતી હતી "હું સૂઇ જવાનું કરીશ."

"પાણી, દુધ, ચાહ, કંઇ પીવુંછ ? કંઈ ખવાશે ?"

"ના, ગંગાબાઇ."

"ત્યારે હું ઉંઘી જાઉં છું, બાર વાગ્યાનો આશરો થઈ ગયોછ. પણ કાંઇ જોઇએ કારવીએ તો મને જગાડજો હો."

આ વિવેક નવો ? એનાથી મને એક સવાલ પૂછવાની હિંમત આવી.

"ગંગાબાઇ, મને શું થયુંછ ? હું માંદી છું ?"

"બ્હેન, તમે લાલખંડમાં એકલાં રોઇ રોઇને માંદાં પડી ગયાં. ખચિત તમને તુરતજ ઠીક થઇ જાશે."

ગંગાબાઇ બાજુમાં નોકરનો ખંડ હતો ત્યાં ગઇ અને મેં તેને બોલતાં સાંભળી.

"સાકર, મારી સાથે આજનો દિવસ લાલખંડમાં સૂવા ચાલ. એ બિચારી છોકરી સાથે આજ રાતે એકલી રહેવાની મારી હામ થાતી નથી. વખતે મરીબરી જાય તો ? એને ચકરી આવે એ બહુ નવાઇ જેવું છે." એણે કાંઈ દેખ્યું હશે તો ? બાઈ તેના તરફ વધારે પડતાં કડકી ગયાં."

સાકર તેની સાથે પાછી આવી; બેય સૂતાં. ઉંઘ આવ્યા પહેલાં લગભગ અર્ધો કલાક સુધી બન્ને ઘુસપુસ કરતા હતાં; તેની વાતચીત ભાંગી તુટી મારાથી સંભળાતી હતી અને તે ઉપરથી

મુખ્ય ચર્ચાનો વિષય ઘણીજ સ્પષ્ટતાથી મારી અટકળમાં આવી ગયો.

'કોઇ એની પાસે થઈને ચાલ્યું ગ્યું"–" કપડાં તદ્દન સફેદ"– "એકદમ અલોપ થઈ ગ્યું, બાઇ!"—"વાંસે કાળું બકરૂં હતું." વિગેરે વિગેરે.

અંતે બન્ને સૂઇ ગયાં. સગડી અને મીણબત્તી ઠરી ગઇ. મારે તો રાતના પહોરના પહોર ભય અને ઉજાગરામાં પસાર થવા લાગ્યા. કાન, આંખ, મન બ્હીકથી—બાળકનાજ મનમાં લાગી શકે તેવી બ્હીકથી--વધારે સરવાં થયાં હોય તેમ લાગ્યું.

આ લાલખંડના બનાવ પછી મારો શારીરિક મંદવાડ તો સખત કે લાંબો ચાલ્યો નહિં. પણ મારા મનને ધક્કો એટલો પહોંચેલો કે આજ દિવસ સુધી પણ મનમાં તેના પડછંદા પડયા કરે છે. માનિની મામી, માનસિક કષ્ટના ખરેખર ભયાનક શુળની વેદના માટે હું તમારીજ આભારી છું. પણ તમને ખબર નહોતી કે હું આ શું કરૂં છું માટે હું તમને માફી આપું છું. મારા હૃદય તંતુ તોડી નાંખતે નાંખતે તમે તો એમજ ધારતાં હતાં કે હું આ છોકરીની નઠારી વૃત્તિઓને જડ મૂળથી કાઢી નાંખું છું.

વળતે દિવસ બપોરે હું ઉઠી, કપડાં પહેર્યાં અને લાલખંડ ની બારીમાં શાલ ઓઢીને બેઠી. શરીરે બહુ નબળાઇ લાગતી હતી પણ મને મોટી વેદના તો મારા મનની તદ્દન કંગાલ નિરાધાર સ્થિતિમાં લાગતી હતી. એના ખ્યાલથી હું અબોલ આંસુ સાર્યા કરતી હતી. ગાલ ઉપરથી એક આંસુ લોહું કે બીજું બળબળતું

પડતુંજ હતું. તે છતાં હું વિચારતી હતી કે મને આનંદ થવો જોઇએ. મામીનાં છોકરાંમાંથી કોઇ ત્યાં ન હતું—એ બધાં તેની મા સાથે ગાડીમાં ફરવા ગયાં હતાં. કાશીબાઇ રાતની સજાઇ તૈયાર કરતી હતી અને ગંગાબાઇ આમતેમ આવતે જતે બધાં કપાટ, મેજ, છાજલી ઉપર સમું નમું કરતે કરતે મને બોલાવતી જતી હતી. ચાલુ મેણાં અને મફતની વેઠની જીંદગીને ટેવાયેલી મારે તો આ સ્થિતિ સ્વર્ગના સુખના જેવી થઈ પડવી જોઇયે. પણ મારો આત્મા તે વખતે એટલો કચરાઇ ગયેલો હતો કે શાંતિથી શાંત થાય નહિ; આનંદ તેને અકારો લાગે.

ગંગાબાઈ નીચે કોઠારમાં ગયાં અને એક કાચની (ચીનાઇ માટીની) રકાબીમાં તળેલા પૌવા લાવ્યાં. આ રકાબી મને બહુજ ગમતી હતી. ચંપા અને ગુલાબની ડાળી ઉપર રમતાં તેમાં ચીત્રેલાં મેનાં પોપટ જોઈ મને અદ્‌ભુત આનંદ થતો અને મને તે હાથમાં લઇ ખૂબ જોવા દેવા માટે હું મામીને ઘણી વાર વિનંતિ કરતી પણ મને તેવડા મોટા હકને માટે નાલાયક ગણવામાં આવતી. મારા ઘુંટણ ઉપર આ અમૂલ્ય વાસણ મૂકી તેમાંના મઘમઘતા પૌવા ખાવાનો આગ્રહ થયો, એ કૃપા વૃથા નીવડી. ઘણીવાર એ પ્રમાણે લાંબા વખતથી ઇચ્છેલી ચીજો ઋતુ વિનાના વરસાદ પેઠે હાથ ચ્હડી આવે છે. મારાથી પૌવા ખવાયા નહિ, પોપટનાં પીછાં, ફૂલના રંગ બધાં કંઈ એકદમ ઝાંખાં પડી ગયેલાં લાગ્યાં. મેં રકાબી ને પૌવા-બધું મૂકી દીધું. ગંગાએ પૂછયું કે તારે ચોપડી જોઇયે છીયે? "ચોપડી" શબ્દે મારામાં થોડો વખત જીવ આણ્યો. મેં તેને કબાટ-માંથી "બત્રીસ પૂતળીની વાર્તાઓ" લાવવા કહ્યું. એ ચોપડી હું

અત્યંત રસપૂર્વક વારેવારે વાંચતી. મને તેમાં લખેલું બધું સાચું લાગતું; ભૂતરાક્ષસની સાધારણ વાર્તાએ કરતાં તેમાં મને બહુ રસ પડતો. છતાં આજ આ માનીતું પુસ્તક હાથમાં લેતાંજ બધું નીરસ અને સૂકું લાગ્યું; ભોજ રાજા પામર લાગ્યો. વિક્રમ મારી મદદે આવતા નથી ત્યારે પરદુઃખભંજન શેનો એમ ગણી તેને ઠપકો દેવા લાગી. મેં ચોપડી બંધ કરી અને અણચાખ્યા પૌંવાની રકાબી પાસે મૂકી.

ગંગાબાઇ ઓરડો હવે ઝાડીઝુડી રહ્યાં હતાં. તેણે હાથ ધોઈ રેશમી સાડીના લીરાથી ભરેલું એક ખાનું ઉઘાડયું અને વિદ્યુત્‌ની ઢીંગલીનું ઓઢણું બનાવવા બેઠાં, અને તે સાંધતે સાંધતે ગાવા લાગ્યાં.

" અમે પાધરમાં ખેતર ગ્યાં'તાં
હો ચમલા વેલણીયા."

મેં આ ગીત ઘણીવાર સાંભળ્યું હતું અને હમેશાં તેનાથી આનંદથી ઉછાળા મારતી; કારણ કંઇ નહિ તો મારા ધારવા પ્રમાણે ગંગાનો સૂર મધુરો હતો. પણ આજ તેના સૂરમાં મધુરતા સાથે ઉદાસીનતા ભરેલી હતી. તેણે તુરત બીજું ગીત ઉપાડયું અને એ ગીત ખરેખર શોકભર હતું.

મારા પગ સૂણીને થયા થાંભલા,
મારાં ગાત્ર ગળી ગયાં આજ;
હવે હાય સાંભળો.

રાત અંધારી ઉગે ન ચાંદલો,
નમાયી નબાપી હું બાળ;
હવે હાય સાંભળો.

શેરી સાંકડી રસ્તા અટપટા,
ઉંડી ઘોર અઘોરી આ વાવ;
હવે હાય સાંભળો.

પાણી ભરવું મામી છે ખીજાળવાં,
માડી બાળકી સામું નિહાળ;
હવે હાય સાંભળો.

દિકરી દોહ્યલાં તારાં દુઃખ છે,
પણ માથે છે દીન દયાળ;
હવે હાય સાંભળો.

પીપળ પાને તે ભડકા ભડભડે,
તેને અજવાળે જળ ભરી આવ;
હવે હાય સાંભળો.

પૂરૂં કરતે કરતે ગંગાબાઇયે કહ્યું "જીવન બ્હેન, જીવન બ્હેન રડો માં" પણ તે અગ્નિને "બળીશ માં" કહ્યા સરખુંજ થયું. મારી આંતરડી વ્હેરી કાઢતું મારૂં દુઃખ એ કયાંથી સમજી શકે?

ત્રીજે દિ સવારે ગોપાળજી વૈદ્ય પાછા આવ્યા. "કેમ? અત્યારમાં ઉઠયાં કે?" લાલખંડમાં આવતે આવતે તેણે કહ્યું. "કેમ, ગંગા, એને કેમ છે?" ગંગાબાઇયે કહ્યુ કે મને સારૂં છે.

" પણ ત્યારે ચ્હેરા ઉપર વધારે આનંદ હોવો જોઇયે. જીવન બ્હેન, અહિં આવો, તમારૂં નામ જીવન, નહિ ?"

" હાજી, જીવનશાલિની."

" જુવો, જીવનશાલિની બ્હેન, તમે રડો છો કે ? હું તમને કંઇ પૂછું તે કહેશો ? તમને કયાંહિ દુઃખે છે ?"

" નાજી."

" અરે ! બાપુ સાહેબ સાથે ગાડીમાં ફરવા ન જવાણું ને તેથી રડતાં હશે." વચમાં ગંગા બોલી ઉઠી.

" છટ્, છટ્ એવા છોકરાંવેડા આવડી મોટી છોકરી તે કરે કે ?"

મને પણ તેમજ લાગતું હતું અને મને પણ જરા આ આળને લીધે ઓછું આવી ગયા જેવું લાગવાથી મેં તુરત કહ્યું " આવી વાત સારૂ હજી આવડી થઇ એમાં કોઇ દિ રોઇ નથી. ગાડીમાં ફરવા જવાનો તો મને બહુ તિરસ્કાર છે. હું દુઃખી છું માટે રડું છું."

" હવે છાનાં, બ્હેન !" ગંગા બોલી.

બિચારા વૈદ્ય કંઇ ઓછા મૂંઝાયા એમ નહોતું. હું તેની પાસેજ ઉભી હતી. તેણે પોતાની નજર મારા ઉપર સ્થિર ફેરવી. તેની આંખ બહુ નાની અને ભૂરી હતી; બહુ ચળકતી તો નહોતી પણ અત્યારે વિચાર કરતાં બહુ તીણી તો હતીજ. તેનો ચહેરો કઠોર પણ માયાળુ હતો. મને નિરાંતે નિહાળીને પૂછયું " કાલે આથી માંદાં પડી ગયાં ?"

"એને પછડાટ લાગ્યો'તો" ગંગા વળી વચમાં બોલી ઉઠી.

"પછડાટ! નાની કીકી ખરીને? આવડી થઇ તોય ચાલતાં આવડતું નથી કે શું? આઠ નવ વર્ષનાં હશો જ કેમ?"

"મને પાડી નાંખી" મારા અભિમાનને હીણપત લાગતાં મેં ચોકખોચટ જવાબ આપ્યો. "પણ હું કાંઇ એનાથી માંદી પડી નહોતી" મેં આગળ ચલાવ્યું, વૈદ્યરાજે તપખીરની ચપટી ભરી સુંઘી.

તે કોટના ખીસામાં ડબ્બી મૂકતા હતા તેવામાં નોકરોનો જમવાનો ઘંટ વાગ્યો. એ ઘંટની તેને ખબર હતી "ગંગા એ તારે માટે છે." તેણે કહ્યું "તું જા; દરમ્યાનમાં જીવન બ્હેનને હું થોડી શીખામણની વાત કહી લઉં."

ગંગાની મરજી રહેવાની હતી; પણ તેને જવું પડ્યું. કારણ કે પદ્મસરની હવેલીમાં જમવાનો વખત બરોબર સાચવવો પડતો.

"તમે પછડાવાથી માંદાં નહોતાં પડયાં ત્યારે શાથી પડયાં?" ગંગાનો વાંસો વળ્યો કે વૈદ્યે પૂછ્યું.

"અંધારૂં થયું ત્યાં સુધી મને ઓરડામાં પૂરી રાખેલી ને ત્યાં એક ભૂત છે." મેં વૈદ્યરાજને એકી સાથેજ હસતાં અને ભ્રમર ચ્હડાવતાં જોયા. "ભૂત! અંતે તમે બચ્ચુંજ છો બ્હેન! તમને ભૂતની બ્હીક લાગે છે?"

"પ્રતાપ મામાના ભુતની બ્હીક તો લાગેછ. એ તે ઓરડામાં મરી ગયા ને તેને ત્યાં સુવડાવવામાં આવ્યા હતા. ગંગા કે કોઈ

બીજું બને ત્યાં સુધી રાતે તેમાં જતાં પણ નથી. દીવા વિના મને ત્યાં પુરી રાખી તે કાંઇ ઓછું ક્રૂર નથી--એટલું ક્રૂર છે કે એ હું કદિ ભૂલીશ નહિ.

"છટ્! ને આનાથી તમે દુઃખી દેખાઓ છો? હવે દિવસે બ્હીક લાગે છે?"

"ના, પણ હમણાં રાત પડશે; ને બીજું હું બીજી વાતે દુઃખી--ઘણી દુઃખી છું." "કઇ બીજી વાત? મને એમાંથી થોડીક કહેશો?"

આ સવાલનો પૂરો જવાબ આપવાની મને કેટલી તીવ્ર ઇચ્છા હતી? બાળકને મનમાં લાગે ઘણું પણ પોતાની લાગણી નિરનિરાળી પાડી શકે નહિ. અને વિચારમાં પૃથક પાડી શકે તો શબ્દમાં બતાવી શકે નહિ. પણ પોતાનું દુઃખ બીજાને કહી મનનો બોજ હલકો કરવાની આ પહેલી અને તે સાથે છેલ્લી તક ચાલી જશે, એ ભયથી મેં જો કે સાચો તો પણ અધૂરો જવાબ કંઇ મુંઝવણથી થોડીવાર બંધ રહ્યા પછી ઘડી કાઢયો.

"એક તો એ કે મારે મા, બાપ, ભાઇ, બ્હેન--કોઇ નથી."

"પણ તમારે માયાળુ મામી ને તેનાં છોકરાં છેને, પછી શું?"

પાછી હું ચુપ રહી; અને પછી ગમારની પેઠે જણાવ્યું.

"પણ કૃષ્ણમુખે મને પાડી નાંખી. ને મામીએ મને ઓરડામાં પૂરી મૂકી હતી."

વૈદ્યરાજે બીજી વાર તમાકુની દાબડી બહાર કાઢી.

"પ્રોફેસરની હવેલી તમને બહુ શોભિત નથી લાગતી?" તેણે પૂછ્યું "રહેવા સારૂ આવી સુંદર જગ્યા તમને મળે છે તેથી મામીનો આભાર માનતાં નથી?"

"જી, એ મારૂં ઘર નથી, ને કાશી કહે છે કે એક નોકર જેટલો પણ મને અહિં રહેવાનો હક નથી.

"હું હું, આવી ભપકાબંધ હવેલી છોડી જવી ગમે એવાં તમે મૂરખ છો?"

"મારે બીજું જાવા ઠેકાણું હોય તો આ હવેલી છોડી દેવા હું બહુજ ખુશી છું. પણ હું મોટી થાઉં ત્યાંસુધી મારાથી ક્યાંહિ જઈ શકાય તેમ નથી.

"વખતે જવાય—કોને માલૂમ? માનિની બાઈ શિવાય તમારે બીજાં સગાં છે?"

"મને લાગે છે કે નથી."

"તમારા બાપના પક્ષનાં?"

"મને ખબર નથી. એક વાર મેં મામીને પૂછેલું ને તેણે કહ્યું કે કંદ્રંમૂઝ અવટંકવાળા હલકા ને ગરીબ સગા ઘણાયે હશે, પણ મને માલૂમ નથી."

"એવાં સગાં હોય તો તમને તેની પાસે જાવું ફાવશે?"

હું વિચારમાં પડી. ગરીબી મોટાં માણસને બ્હીવરાવણી લાગે છે, ને બાલકને એની વધારે ભયાનક લાગવી જોઇયે. કારણ

કે તેને ઉદ્યોગી, પ્રમાણિક અને માયાવાળી ગરીબાઈનો ખ્યાલ હોતો નથી; એ શબ્દને તેઓ હંમેશાં ચીંથરેહાલ કપડાં, ઓછું ખાવાનું, જંગલી રીતભાત, હલકા દુર્ગુણ વગેરે સાથે જોડે છે. ગરીબી એટલે મારે મન અધોપતન.

" નહિ; ગરીબની સગી થવાનું મને કદી ફાવે નહિ."

" પણ તમારા તરફ માયા દર્શાવે તો પણ ?"

મેં માથું ધૂણાવ્યું. ગરીબ માણસને માયા દર્શાવવાનાં સાધન કયાંથી મળે એજ મને સમજાતું નહોતું. ને તેઓની જેવું બોલતાં શીખવું, તેની રીતભાત સ્વીકારવી; ભણવું, ભૂંસવું નહિ, પ્રેસર ગામનાં ઝુંપડાંના બારમાં છોકરાં ધવડાવતી અગર કપડાં ધોતી બૈરીઓને મેં જોયેલી તેના જેવું થવું—નારે બાપ! તવંગરની જ્ઞાત છોડી છૂટું થવા જેટલું વીરત્વ મારામાં નહોતું.

" પણ તમારાં સગાં એટલાં ગરીબ છે ? શું મજુરીબજુરી કરે છે ?"

" મારાથી કંઇ કહેવાય નહિ, મામી કહે છે કે મારે જો સગાં હોય તો કોઇ પહેલા નંબરના ભિખારચોટ લોકો હશે. મને ભીખ માગવી કેમ ગમે ?"

" નિશાળે જવું ગમશે ?"

વળી હું વિચારમાં પડી. નિશાળ શું એની પણ મને પૂરી ખબર નહોતી. ગંગાબાઇ વખતે કહેતાં કે ત્યાં છોકરીઓને ઉભી રાખે, અંગુઠા પકડાવે ને બહુ ચોકસને વિવેકી થવું પડે. કૃષ્ણમુખ નિશાળને ધિક્કારતો અને મહેતાજીને ગાળો ભાંડતો. પણ તેનું

ગમવું ન ગમવું મારે કંઇ જોવાનું હતું નહિ, અને ગંગાનું કહેલું ભયાનક લાગતું તો પણ પાસેના કુટુંબીઓની છોકરીઓ નિશાળે જતી તેને જે જે આવડતું તે તેટલુંજ ચિત્તાકર્ષક હતું.–તેને કેવી સરસ કવિતાઓ ગાતાં આવડતી; રૂમાલ ભરતાં આવડતા, કસરતો આવડતી! મને પણ તે સાંભળતાં સાંભળતાં એ બધું શીખવાનું મન થઇ આવતું. તે તો ઠીક, પણ નિશાળમાં બધુંજ નવું મળવાનું, લાંબી મુસાફરી, આંહિની હવેલીથી તદ્દન છૂટકો અને નવાજ જીવનનો ઉદય.

"નિશાળે જવું મને ખચિત ગમે ?" મારી વિચાર માળાનો સાંભળી શકાય તેવો અંત આ આવ્યો.

"વારૂ, વારૂ. કોણ જાણે છે કે શું થવાનું છે." વૈદ્યરાજે ઉઠતાં ઉઠતાં કહ્યું. મનમાંજ આગળ ચલાવ્યું.

"છોકરીને હવાપાણીના અને સ્થળના ફેરફારની જરૂર છે. બહુજ બ્હી ગઇ છે."

ગંગાબાઇ જમી ઉઠી આવ્યાં, તેજ ક્ષણે રેતી પાથરેલ રસ્તા પર ગાડીનો ઘડઘડાટ સંભળાયો.

"તારી શેઠાણી આવ્યાં કે, ગંગા!" વૈદ્યે પૂછ્યું. જતાં પહેલાં મારે જરા તેની સાથે વાત કરી લેવી છે.

ગંગાએ તેને દિવાનખાનામાં જવા કહ્યું ને પોતે આગળ થઇ. પાછળના બનાવો ઉપરથી મને લાગે છે તે પ્રમાણે મામી સાથેની વાતમાં વૈદ્યે મને નિશાળે મોકલવા ભલામણ કરવા હિંમત કરી અને નિઃસંદેહ તેની ભલામણ આનંદથી વધાવી લેવામાં આવી. કારણ કે

શાલખંડમાં મને સૂઇ ગયેલી ધારી ગંગા તથા કાશી વાત કરતાં હતાં, તેમાં કાશીને મેં કહેતાં સાંભળી.

" આવી કજાડી, માંજરાંખડી, છાનીસોઇ, ખટપટી છોકરીને નિશાળે કાઢી મૂકવાથી બાઇ સાહેબને ખરેખર ઘણીજ નિરાંત વળશે." કાશીપૂતના મને બાલકૃષ્ણશી લેખતી હોય તેમ લાગ્યું.

તેજ પ્રસંગે ગંગાને કાશીના કહેવાપરથી મને પહેલીવાર ખબર પડી કે મારો પિતા એક ગરીબ વૈદ્ય હતો. મારી મા મોસાળ રહેતી હતી ત્યાં તેના પક્ષે તેની સાથે મારા નાનાની ઇચ્છા વિરૂદ્ધ પરણાવી દીધી હતી. અને મારા પિતાનો ધંધો–રોજગાર હલકો લાગવાથી મારા નાનાએ પોતાના વિલમાંથી એક દમડી સરખી પણ તેને માટે મૂકી નહોતી. ગામડામાં પ્લેગ ફાટી નીકળતાં કેટલાંક ગરીબોને ઘેર દવા કરવા જતાં મારા પિતાને ચેપ લાગ્યો અને તે સ્વર્ગસ્થ થયા. તે પછી મારી માને પણ પ્લેગ થયું અને તેની પાછળ તે પણ ચાલી નીકળ્યાં.

આ વાત સાંભળી રહ્યા પછી ગંગાએ નિ:શ્વાસ મૂકયો અને કહ્યું "બિચારાં જીવન બ્હેનની પણ દયા ખાવા જેવું છે હો કાશી!"

" હાસ્તો " કાશીએ જવાબ દીધો, " પણ ઇ રૂડી નાજુકડી હોય તો તો તેના નોધારાપણાની દયા આવે પણ એવી દેડકા જેવી એડાળ ઉપર તે દયા શેં આવે બાઈ? "

" બહુ તો નહિસ્તો," ગંગાબાઇએ હામાં હા ભેળવી. " આ સ્થિતિમાં વિદ્યુત્ જેવી પરીનું મનમાં બહુ લાગી આવે."

" ઓ, મારી વિદ્યુ " ઉત્સાહી કાશી બોલી ઉઠી " મારી પ્રાણ; એના ઝૂલતા ગુચ્છા, એની કાળી ભમર આંખ ન એનો ચામડીનો રંગ, જાણે કાચની પૂતળી! ચાલ હવે."

---

# પ્રકરણ ૪ થું.

## બહિષ્કારનો વિચાર અને વિજય.

વૈદ્યરાજ સાથેની મારી વાતચીતપરથી અને ઉપર લખેલી ગંગાકાશીની વાતચીતપરથી મને આશા આવી અને સાજાં થવા ઇચ્છવાનું અવલંબન મળ્યું. કંઈ ફેરફાર નજીક આવ્યો જણાયો–શાંતિથી તેની હું રાહ જોવા માંડી, પણ દહાડાપર દહાડા જવા માંડયા, મારી તબિયત પણ અસલની સ્થિતિપર આવી ગઇ પણ જે વિષય મારા મનમાં ઘોળાયા કરતો હતો તે સંબંધમાં ઇશારો પણ કરવામાં આવતો નહિ. માનિની મામી મારા તરફ ઘણીવાર કરડી નજરથી જોઇ રહેતાં અને મારી સાથે ભાગ્યેજ બોલતાં. મારી બિમારી પછીથી મારી અને તેનાં છોકરાંઓ વચ્ચેનું અંતર તેઓએ વધારી દીધું હતું. મારે માટે એક હવા વિનાનો નાનકડો ખંડ મને આપવામાં આવ્યો હતો ત્યાં હું એકલી સૂતી. બધાં જમી રહ્યા પછી હું જમતી; અને જ્યારે મારા મામાનાં છોકરાં દિવાનખાનામાં હોય ત્યારે પણ મારે બાલખંડમાંજ રહેવું પડતું. નિશાળે મોકલવાની સૂચના સરખી પણ મામી તરફથી મળતી નહોતી. છતાં પણ મારા મનથી મને એમ નિશ્ચે લાગતું કે પોતાની સાથે એકજ ઘરમાં મારી હાજરી હવે વધારે વખત તે સાંખી શકશે નહિ. કારણ કે જ્યારે જ્યારે તેની નજર મારા ઉપર ફરતી ત્યારે પહેલાં કદિ નહોતો તેવો અપાર તિરસ્કાર અને સમૂળો અણગમો તેમાં વ્યાપી રહેલો જોવામાં આવતો.

ઇંદિરા અને વિદ્યુત્ દેખીતી રીતેજ માની આજ્ઞા પ્રમાણે વર્તતાં હોઇને મારી સાથે બની શકે તેટલું થોડું બોલતાં. કૃષ્ણમુખ મને મળતો ત્યારે પોતાની જીભ ગલોફાંમાં નાંખતો અને એક વખત મને મારવાનું કર્યું પણ પહેલાં મારો પિત્તો તેની સામે ખસી ગયો હતો તેમજ હાડોહાડ વ્યાપી ગયેલા ક્રોધ અને વૈરથી હું તેની સામે ઉછળી એટલે ભાઈ સાહેબે બંધ રહેવાનું વધારે ઠીક માન્યું અને મને ગાળો ભાંડતો "મારૂં નાક ભાંગી નાંખ્યું રે" કરતો મારી પાસથી દોડી ગયો. મારા પોંચામાં જેટલું જોર હતું તે પૂરેપૂરૂં તેના ખુપરા જેવા નાક ઉપર મેં અજમાવ્યું હતું અને કાંતો તેથી અગર તો મારી દૃષ્ટિથી તેને બ્હીક લાગે છે એમ મને ખબર પડી, ત્યારે તેનો વધારે લાભ લેવાની પણ મરજી થઇ; પણ તે તો કયારનો પોતાની મા પાસે પહોંચી ગયો હતો.

"ઈ રાંડ જીવુ" 'મારા નાક ઉપર ગાંડી બિલાડી માફક ધસી આવી,' એ પ્રમાણે પોતાની વાત શરૂ કરતાં મેં તેને સાંભળ્યો, તેને જરા કઠોરતાથી બંધ પાડવામાં આવ્યો—

"મારી પાસે એનું નામ લે માં-કન્હૈયા! મેં તને કહ્યું છે કે તારે એની પાસે ન જવું, એ માનને લાયક નથી. તું કે તારી બ્હેનો એની સંગત રાખો એ મને પસંદ નથી."

સીડીના કઠેરા ઉપર ઉભે ઉભે. આ સમયે હું શું બોલું છું તેનો વિચાર કર્યા વિના બોલી ઉઠી.

"તે લોકો મારી સંગત રાખવાને લાયક નથી." મામી જરા જાડાં હતાં પણ આ વિચિત્ર અને ઉદ્ધત વચન સાંભળી તે

સીડીપર એકદમ ચ્હડી આવ્યાં, મારો કાન પકડી મને બાલખંડમાં ઘસડી ગયાં અને મને એક ખુણામાં દાબી હુકમ કર્યો "ખબરદાર છે અહિંથી આખા દિવસમાં ઉઠી છે તો, અગર કોઈ સાથે બોલી છે તો !"

"મામા જીવતા હત તો તમને શું કહેત, મામી ?" મારા મ્હોંમાંથી નીકળી ગયું.

હું નીકળી ગયું એમ કહું છું; કારણ કે તે શબ્દો ઉચ્ચારવાનું મારૂં મન કબુલ કરતું નહોતું. હું દાબી શકી નહિ તેવા કોઇ અજબ ચેતને આ વચન મારી પાસે બોલાવ્યું.

"શું ?" મામીએ ધીમે સાદે પૂછયું. તેની સાધારણ શાંત સ્થિર આંખમાં બ્હીક અને ગભરામણનો આભાસ લાગ્યો. મારૂં બ્હાવડું છોડી દીધું અને હું તે બાળક છોકરી છું કે કોઇ રાક્ષસ છું તે સમજાતું ન હોય તેમ મારી સામે જોયું. મારાથી હવે બંધ રહેવાય તેમ નહોતું.

"મારા પ્રતાપ મામા હમણાં સ્વર્ગમાં છે ને તમે જે કરો છો તથા વિચારો છો તે જુએ છે અને તેજ પ્રમાણે મારાં માબાપ પણ બધું જાણે છે. તમે મને આખો દિ પૂરી દો છો, હું મરી જાઉં એમ ઇચ્છો છો એ બધું એ લોકો જાણે છે."

મામી તુરત સાવધાન થઈ ગયાં, મને ખૂબ જોરથી હચમચાવી, બન્ને ગાલે તમાચા માર્યા; અને કંઇ બોલ્યા વિના ચાલ્યાં ગયાં. તે પછી ગંગાબાઈએ એક કલાક ભાષણ આપ્યું; અને મને બતાવી આપ્યું કે હું બહુજ ખરાબ છોકરી છું. હું પણ એ અર્ધું

પડ્યું માનતી હતી, કારણ કે મારી છાતીમાં ખરાબ લાગણીઓજ ઉછળતી લાગતી.

માહ, ફાગણ અને અર્ધો ચૈત્ર ચાલ્યા ગયા. હોળી અને નવું વર્ષ હવેલીમાં હમેશ પ્રમાણે આનંદોત્સવથી ઉજવવામાં આવ્યાં હતાં. પણ દરેક આનંદમાંથી મને બાતલ કરવામાં આવતી. ઈંદિરા અને વિદ્યુતને દરરોજ નવાં નવાં કપડાં પહેરાવતાં, આછા મજલીનનાં ફરાક, આસ્માની સૅશ અને વિલાયતી મઢમ પ્રમાણે ગુચ્છા પાડેલા વાળ. આ પ્રમાણે શણગારીઅણગારી દિવાનખાનામાં તેઓ જતાં. તે જોવામાં અને ત્યાં બેસવા આવનાર સ્ત્રીમંડળનાં સુવર્ણ કંકણોના કણકણાટ, નુપૂરનો અવાજ, મધુરા સૂર બહારથી સાંભળવામાંજ મારો આનંદ પર્યવસાન પામતો હતો. એનાથી થાકી જતી ત્યારે સીડીપરથી સૂના એકાંત બાલખંડમાં જઇ બેસતી. ત્યાં જો કે કંઇ ઉદાસ રહેતી તો પણ હું તદ્દન સુખી બનતી. ખરૂં કહું તો એ મંડળમાં જવાની મારી જરા પણ ઇચ્છા થતી નહોતી, કારણ કે તેમાં મને કોઇ બોલાવતું નહિ. અને જો ગંગા જરા વધારે માયા બતાવતી હોત તો સ્ત્રીમંડળથી ભરેલા દિવાનખાનામાં મામીની કરડી નજર નીચે સમય વિતાડવા કરતાં ગંગા સાથે નિરાંતે ચાપડા મારવામાં સાંજનો વખત ગાળવો મને વધારે ઠીક પડત. પણ ઈંદિ વિદ્યુને શણગાર્યા પછી ગંગા તુરતજ રસોડામાં કાશી સાથે ગપાટા મારવા ચાલી જતી. હું મારી ઢીંગલી મારા ઘુંટણ ઉપર લઇને બેસી રહેતી અને બેસી બેસી થાકતી ત્યારે મારી ખાટલીમાં ઢીંગલી લઇ પડતી. માણસને એકાદ વસ્તુ પ્રેમાવલંબન માટે જરૂરની છે. અને પ્રેમપાત્ર બીજા વિષયોને અભાવે નાના

ઢાંડિયા જેવી કદરૂપી ચીથરેહાલ પૂતળીને ચહાવાથી અને રમાડવાથી મને આનંદ આવતો. જાણે તેમાં જીવ હોય અને તેને ટાઢ તડકો લાગતાં હોય એવું કલ્પતી આ રમકડાં ઉપર હું કેટલી પાણી-પાણી થઇ જતી એનો અત્યારે વિચાર કરતાં મને કંઇ સમજાતું નથી. પણ રાતે તેને ઓઢાડયા વિના મને ઉંઘ આવતી નહિ, અને તેને ઢબુરી સહિસલામત સુવાડી હવે તે સુખી હશે એમ માની મને પણ સુખ થતું.

કેટલીકવાર સાંજના બેસવા આવનાર રાતે જમવા રોકાતાં. ત્યારે મારે કલાકના કલાક એકલા ગાળવા પડતા ને કેમે કર્યાં જતા નહિ. તેવે વખતે ગંગાબાઇ પોતાની અંગુઠી કે કાતર ગોતવાને બ્હાને ઉપર આવી હાથમાં મારે સારૂ કંઇક ખાવાનું લઇ આવતાં અને પાસે બેસી "જમવાને વાર થશે; જીવન બ્હેન આ ખાઈ જાઓ" એમ વ્હાલસરસાં કહી ખવરાવતાં. આ પ્રમાણે મને વ્હાલ કરતાં તે વખતે ગંગાબાઈ મને બહુ ગમતાં અને હમેશાં તેવાં આનંદી રહે અને મને ધમકાવે તડકાવે નહિ તો કેવું સારૂં એમ મારા મનમાં થતું.

ગંગાબાઈ-હું તેને એ નામે બોલાવતી પણ બીજાં તેને ગંગા કહેતાં—હજી જુવાન હતાં અને બાળવિધવા લુહાણા જ્ઞાતિનાં હતાં. તેનામાં કૂદરતી શક્તિ સારી હતી. કારણ કે તેના કામમાં ચપળતા હતી; તેની વાતચીતમાં મીઠાશ ભરી હતી; હું બીજા ઉપરથી નહિ પણ તે વાર્તાઓ કહેતાં તેના ઉપરથી આ અભિપ્રાય ઉપર આવેલી. મને તેનો ચ્હેરો અને મરોડ યાદ છે તે પ્રમાણે તે રૂપાળાં પણ હતાં. વાળ કાળા હતા; શરીર સોટી જેવું હતું, આંખ

કાળી લાંબી હતી, અવયવો ઘણા ઘાટિલા હતા, ચામડી લીસ્સી અને સ્વચ્છ હતી. પણ સ્વભાવે તે ઉતાવળાં અને તીખાં હતાં; સારાસારનો, સાચા ખોટાનો ઝાઝો ખ્યાલ હોય તેમ લાગતું નહોતું; છતાં ગમે તેવાં તોયે પંપ્રસરની હવેલીમાં બીજાં બધાં કરતાં મને તેની જોડે વધારે ફાવતું.

ચૈત્ર વદ આઠમને દિવસ સવારના નવ વાગ્યા હતા, ગંગા નીચે ગઇ હતી. ઈંદીરા વગેરે હજી મા પાસે ગયાં નહોતાં. તે મોસમું કરી વાડીમાં કબુતરને ચણ નાંખવા જવાની તૈયારી કરતી હતી. તેને આ વાતનો અને પોતાના ભાગનાં બકાલાં વેચી તેમાંથી પૈસા એકઠા કરી વારતહેવારે દર્શન કરવા જતી ત્યારે દેવ મંદિરે મૂકવાનો શોખ હતો. એની વેપાર માટે અને પૈસો સાચવવા માટેની વૃત્તિ બહુજ ધ્યાન ખેંચે તેવી હતી. અને તે બકાલું વેંચી ખાવામાંજ દેખાતી એમ નહિ પણ બાગવાન સાથે બી, મૂળ, કલમ, ફૂલ વિગેરે સંબંધે પણ મારવાડી સાટાં કરવામાં જણાઇ આવતી. માળીને મામીએ કહી મૂકયું હતું એટલે નાનાં- બાઇ સાહેબના વિધાનું ઉત્પન્ન ગમે તેવું હોય તોપણ તેને વેચાતું લઈ લેવું પડતું. અને જો નફો મળે તેમ દેખાય તો ઈંદિરાબાઈ પોતાના વાળ કાપી તે પણ વેચવા તયાર થાય એવાં હતાં. એના પૈસા પહેલાં તો ચીંથરે વીંટીને અગર કાગળનાં પડીકાં વાળીને ખૂણેખાંચરે સંતાડી રાખતી; પણ સંજવારી કાઢતાં નોકરબાઇને હાથે આ ખજાના બે ત્રણવાર ચ્હડી આવતાં પોતાનો કિંમતી સંચય ખોવાની બ્હીકે ઇંદિરા બ્હેને પચાસ કે સાઠ ટકાને વ્યાજે પોતાની માને સાચવવા આપવાનું કબુલ કર્યું હતું. આ વ્યાજનો હિસાબ

તે એક નાની ચોપડીમાં રાખતી અને દરેક ત્રણ માસને હપતે મંડાવતી.

વિદ્યુત્ એક ઉંચા સ્ટૂલ ઉપર બેઠી બેઠી અરીસામાં જોઇ વાળ હોળતી હતી, અને ગુચ્છામાં ખોટાં ફૂલ ગજારિયામાં એક કપાટમાં પડેલાં ત્યાંથી લઇ આવી ગૂંથતી હતી. હું મારી પથારી ઉપાડતી હતી કારણ કે ગંગાબાઇયે પોતે આવે તે પહેલાં તેમ કરી નાંખવાનું મને કહ્યું હતું. (હમણાં હમણાંમાં મને ખંડ વાળવા, ઝાડવા, ખુરશી વિગેરે ઝાટકવા વગેરે કામો બતાવવામાં આવવા માંડયાં હતાં;) ઓછાડ સંકેલી, વાસી કપડાં ખીલીએ મૂકી કેટલીક ચિત્રની ચોપડીઓ તથા ઢીંગલીની ઘોલકીનો સામાન છૂટો જેમ તેમ પડયો હતો તે સમોનમો મૂકવા હું બારી પાસે ગઈ. પણ વિદ્યુતે "મારાં રમકડાંને અડકીશ નહિ" એમ એકાએક બૂમ પાડવાથી તે છોડી દીધાં; કારણ કે એ નાની ખુરશીઓ અને આભલાંઓ, નાનાં રકાબી પ્યાલાઓ એનાં હતાં. પછી બીજું કંઈ કામ કરવાનું નહિ હોવાથી હું બારીમાં ઊભી અને તેનાં ઉપર ચડેલી વેલનાં પાંદડાંઓ લઈ એક પછી એક તેના ઉપર ચ્હડેલી ધૂળ સાફ કરવા માંડી.

આ બારીમાંથી દરવાનની કોટડી અને ગાડીઘોડા અંદર આવવાનો રસ્તો દેખાતો હતો ચારપાંચ પાંદડાં ઉપરથી ધૂળ કાઢી નાંખી હશે તેટલામાં તો દરવાજા ખુલ્યા અને એક વિકટોરિયા અંદર આવી. હવેલીમાં ગાડીઓ ઘણી આવતી પણ તેમાં બેસીને કોઇ મને મળવા આવતું નહિ. મેં બેપરવાઇથી તે હવેલી તરફ આવતાં જોઇ. તે બંગલાની આગળ અટકી; ઘંટ વાગ્યો અને આવનાર નીચે ઉતરી અંદર આવ્યો. એનામાં મને રસ નહિ પડવાથી

મારૂં ધ્યાન તે વખતે પાસેના આસોપાલવમાંથી એક કોયલ મધુરો ટહુકો કરવા માંડી તેના તરફ એકદમ ખેંચાયું. અને તે ક્યાં બોલે છે તે શોધી કાઢવામાં હું મશગુલ હતી તેટલામાં તો ગંગા દોડતી દોડતી બાલખંડમાં આવી.

" જીવન બ્હેન, તમારો ઝબ્બો કાઢી નાંખો, ત્યાં શું કરો છો? તમારા હાથ મ્હોં આજ સવારે ધોયાંછ બોયાંછ કે નહિ ? "

મારૂં ધ્યાન કોયલમાં હતું ને હું ઉંચી થઇ ચારે બાજુ જોતી હતી. ઉંચી થતાં બારીની ઉપરના અજવાળીયાંનું દોરડું ખેંચી રાખ્યું હતું તે ભાર લાગવાથી એકદમ ઉઘડી ગયું અને હું લથડી પડી.

" ના, ગંગા, હજી હમણાં તો હું ખુરશી બુરશી ઝાટકી રહી."

" બેદરકાર, તોફાની? ને હવે શું કરો છો? કાંઇ તોફાન કરતાં હો તેમ લાલચોળ કેમ થઇ ગ્યાંછ. અજવાળિયું ઉઘાડીને તમારે શું કરવું'તું ? "

મારો ખુલાસો સાંભળવાનો ગંગાને વખતજ નહોતો એટલે મારે જવાબ દેવો ન પડ્યો. તેણે મને એકદમ ન્હાવાના ખંડ પાસે લઇ જઇ સાબુ, પાણી અને ટુવાલ વતી મારૂં મ્હોં ખૂબ ઘસીને સાફ કર્યું; એક જાડા કાંટા વાગતા હોય તેવા દાંતિયા અને બ્રશ વતી માથું હોળી કાઢયું, મારો ઝબ્બો ઉતારી કાઢ્યો, અને સારૂં ફરાક પહેરાવી "નીચે તમને બોલાવે છે" એમ કહી સીડી ઉપર મૂકેલી.

મને કોણ બોલાવે છે તે મારે પૂછવું હતું. મામી કયાં છે તે પણ પૂછવું હતું. પણ ગંગાએ બાલખંડનું બાર વાસી દીધું હતું. હું ધીમે ધીમે નીચે ઉતરી. આજ ત્રણ મહિનાથી મામી પાસે મને બોલાવવામાં આવી નહોતી. આજે હવેલીના એક પછી એક ભવ્યખંડમાંથી સરતાં બ્હીક લાગતી હતી; એમ કરતાં હું મિજલસખંડમાં આવી પહોંચી. એક બાજુ દિવાનખાનાનું બાર હતું, અને બ્હીતી, કંપતી હું તેની પાસે ઉભી. ગેરવ્યાજબી સજાથી ઉત્પન્ન થતા ભયે મને તે દિવસે કેવી ક્ષુદ્ર બનાવી દીધી હતી! બાલખંડમાં પાછી ફરતાં મને બ્હીક લાગતી હતી. દસેક મિનિટ શું કરવું એ વિચારમાં મૂંઝાઇ હું ત્યાં ઉભી રહી. અંદરથી જોરથી ટકોરી વાગતાં હું નિશ્ચય ઉપર આવી. મારે અંદર ગયા વિના છૂટકો નહોતો.

"મને કોણ બોલાવતું હશે" બાર ઉઘાડતે ઉઘાડતે મેં મનમાં વિચાર કર્યો. ઓરડામાં મામી પાસે હું કોને જોઇશ— સ્ત્રીને કે પુરૂષને? બાર ઉઘડયું; હું અંદર ગઇ અને નીચી વળી મેં એક કાળા થાંભલાનાં દુઃખડાં લીધાં. પહેલી નજરે તો ગાલીચા ઉપર ઉભેલો સીધો સસી ગયેલો કાળા પોશાકવાળો આકાર મને તેવોજ જણાયો. એક સ્થંભના કોરેલા માથા જેવોજ તેનો કાળો નિઃષ્મિત ચ્હેરો મને દેખાયો.

માનિની મામી બારી સામે પોતાની હંમેશની જગ્યામાં બેઠેલાં હતાં. તેણે મને પોતા પાસે આવવાની ઇશારત કરી અને તે નિશ્ચેષ્ટ ત્રાહિત પુરૂષને મારી ઓળખાણ કરાવી. "મેં તમને આ છોકરી સંબંધમાં લખ્યું હતું."

તેણે-તે પુરૂષજ હતો—હું ઉભી હતી તે તરફથી ધીમે રહીને માથું ફેરવ્યું, અને ભૂરી ભ્રમરમાં દબાયેલી એ પીંગળી આંખો મારા આખા શરિર ઉપર ફેરવી ગયો, અને જાડે ખોખરે સાદે કહ્યું "લહાન-નાની દીસે છે. તેનું વય કેટલું છે?"

"દસ વરસ."

"એટલું બધું?" શંકાશીલ જવાબ મળ્યો અને તેની નિરીક્ષા થોડી મિનિટ વધારે લંબાઇ. તેણે તુરતજ મને પૂછયું. "બાળકી, તારૂં નામ?"

"જી, જીવનશાલિની."

આ શબ્દો બોલતાં તેણે ઉંચું જોયું. તે બહુ લાંબો હતો; પણ હું બહુ ઠીંગણી હતી; તેનો ચ્હેરો મોટો હતો, અને આખા શરીરમાં રેખાઓ દૃઢતા અને કઠોરતા બતાવતી હતી.

"બ-રા-વારૂ; જીવનશાલિની; તમે સારી છોકરી છો કે?"

આ જવાબની હા પાડવી એ બની શકે તેમ નહોતું. મારી નાની દુનિયાંનો અભિપ્રાય એથી કેવળ વિરૂદ્ધ હતો. હું ચૂપ રહી. મામીએ સૂચક માથું ધૂણાવી જવાબ આપ્યો અને કહ્યું "ભીમે સાહેબ, એ સંબંધમાં કાંઈ વાત કરવાનીજ નથી."

"ઘણું ખોટું. મારે તેણીની સાથ વાત કરવાની છે" અને ટટ્ટાર ઉભો હતો ત્યાથી વાંકો વળી મામીની સામે આરામ ખુરશીમાં જામી મને કહ્યું "આંહી આવો."

ગલીચા ઉપરથી હું ત્યાં ગઇ. તેણે મને પોતાની બરાબર સામી અને સીધી ઉભી રાખી. તેનો ચ્હેરો મારા ચ્હેરા સામો

બરોબર સીધી લીટિમાં આવી ગયો. કેવો ચ્હેરો હતો? નાક કેવડું? મ્હોંફાડ કેવડી? ને દાંત કેટલા મોટા બહાર નીકળતા હતા?

"તોફાની બાલકથી જાસ્ત શું દિલગીર થવા જેવું હોય? ને તેમાં પણ લહાન-છોકરી. નઠારાં કર્મ કરે તે મરણ પછી કયાં જાય છે?"

"નરકમાં" મારો તત્પર અને ધર્મપૂર્ણ જવાબ તૈયાર હતો.

"નરક કેવું હોય? તમે મને કહી શકો તેમ છો?

"હાજી! ત્યાં જમરાજા ધગધગતાં લોઢાં સાથે બાથ ભીડાવે."

"તમુને એ ગમે છે?"

"ના, જી."

"ત્યારે તેને ભેટવું ન પડે તેમ કરવા શું જરૂરનું છે?" મેં ક્ષણભર વિચાર કર્યો. મારો જવાબ મળ્યો ત્યારે વાંધાવાળો હતો.

"મારી તબિયત સાચવવી ને મરી જવું નહિ."

"તમારી તબિયત કેમ સચવાય? તમારાથી નાનાં મુલાંનાં—બાળકો દરરોજ મરે છે, અમે હજી પરવા દિવસ પાંચ વર્ષનું બાળક બાળી આવ્યા. એ બાલક સારૂં હતું ને સ્વર્ગમાં ગયું હશે? તમે આજ મરી જાઓ તો તમે કયાં જવાનાં છો?"

તેની શંકાનું સમાધાન કરી શકવાની સ્થિતિમાં નહિ હોઇ ને ગાલીચાપર રોપેલા બે પાવડા જેવા પગ ઉપર મારી દૃષ્ટિ મેં ઢાળી દીધી; અને હવે જવા દે તો દૂર નાસી જાઉં એમ વિચારી નિઃશ્વાસ મૂકયો.

" માનિની બાઇ, આપણી પુરાણુ કથાઓનો ઉપયોગ આ માફક કેળવણી માટે કરવાનો છે. ભય નહિ હોય તો લોક સદાચારને પંથે જવાના નથી."

" તેટલા માટેજ એ રચાયાં હશે."

" હા. જીવનબાઇ મને આશા છે કે એ તમારો નિઃશ્વાસ અંતઃકરણમાંથી નીકળેલો છે, અને તમારૂં ભલું કરનાર માનિની બાઇને તમેજ કષ્ટ આપો છો તેના પશ્ચાત્તાપનો છે."

" ભલું કરનાર! ભલું કરનાર?" મારૂં અંતર રબરના દડા પેઠે ઉછળ્યું. " બધાં કહે છે કે માનિની બાઇ મારૂં ભલું કરનાર છે. જો તેમ હોય તો ભલું કરનાર ઘણાં અકારાં લાગે તેવાં હોવાં જોઇયે."

" તમે સાંજ સવાર પૂજાઅર્ચા કરો છો?"

અમારે ત્યાં પૂજાઅર્ચાનો રિવાજ નહોતો.

" ગીતા વાંચો છો?"

" હા, જી, કોઇ વાર."

" વાંચતાં આનંદ આવે છે? તમને કયો ભાગ ગમે છે?"

" દશમો અધ્યાય."

" કોઇ સ્તોત્ર આવડે છે?"

" ના. જી."

" ના? અરરર. મારે ત્યાં તમારાથી એક નાનો છોકરો છે તેને છ સ્તોત્ર મ્હોંયે આવડે છે. અને જ્યારે એને પૂછીયે કે તારે

પેપરમિન્ટ જોઇયે કે સ્તોત્ર શિખવું ગમે, ત્યારે તે કહે છે કે મને તો સ્તોત્રજ ગમે છે. કારણ કે સ્તોત્રથી બધાં પાપ ધોવાઇ જાય, અને અમે તે તેની ભકિત માટે બીજાં કરતાં વધારે પેપરમિન્ટ આપીયે છીયે.

"સ્તોત્ર અવડચવડીયાં બહુ હોય છે." મેં ટીકા કરી.

"એ બતાવે છે કે તમારા મનમાં ધર્મ નથી અને તમારૂં પથ્થરનું હૈયુ કાઢી પરમેશ્વર સારૂં નરમ હૈયું તમને દે એમ પ્રાર્થના કરો."

મારૂં હૈયું કેમ બદલાય તે સંબંધમાં હું સવાલ કરવા જતી હતી તેટલામાં મને બેસી જવાનું કહી મામી વચમાં પડયાં, અને વાતચિત આગળ ચલાવી.

"ભીમે સાહેબ, મેં તમને બે ત્રણ અડવાડિયાં પહેલાં કાગળ લખ્યો હતો તેમાં જણાવ્યું છે કે આ છોકરીની ચાલચલગત અને રીતભાત મારે જેવાં જોઇયે તેવાં નથી, જો તમે તેને ચીંચણના કન્યાશ્રમમાં દાખલ કરો તો સુપરિન્ટેન્ડન્ટ અને માસ્તરોને કહેશો કે એના ઉપર બહુ સખત નજર રાખે, અને તેના સહુથી ખરાબ દુર્ગુણ-જૂઠું બોલવું તેનાથી ચેતતાં રહે. જીવન તારા સાંભળતાં હું કહું છું કે પાકળથી તું ભીમેશ્વરરાવને છેતરે નહિ."

માનિની મામીથી હું બ્હીઉં, તેના ઉપર મને તિરસ્કાર ઉપજે તેમાં કંઇ ખોટું હતું? મારૂં કાળજું બળવાની તેની ટેવ હતી; તેની સમક્ષ મને કદિ શાંતિ વળતી નહિ. હું ગમે તેટલી સંભાળપૂર્વક તેનું કહ્યું માનતી, તેને ખુશી કરવા ગમે તેટલાં

ફાંફાં મારતી તોયે મારા યત્નને તે તિરસ્કારતાં, ઉપર લખ્યા શબ્દો જેવા શબ્દો બોલી મને પાછી પાડતાં. આ વખતે એક પારકા માણસ પાસે મારા ઉપર ચ્હડાવેલા આળથી મારૂં હૈયું ખાખ થઈ ગયું. જે નવું જીવન હું શરૂ કરવાની હતી તે જીવનમાંથી પણ આશાનું કિરણ કાઢી નાખવાનું તેણે આ પગલું ભર્યું હતું. મારા ભવિષ્યના પંથમાં તિરસ્કાર અને શૂન્યતા રોપતાં હતાં. મોરેશ્વર રાવ ભીમેની નજરમાં હું કેવી દેખાતી હઇશ. અને મને થયેલી ઇજા સમારવાને મારાથી શું થઈ શકે તેમ હતું ?

"ખચિત કંઇજ નહિ." ડસકું આવતું હતું તે દાબી દેવા ફાંફાં મારતાં મનમાંજ હું બોલવા લાગી અને મારા દુઃખના નિરૂપાય પુરાવારૂપ આંસુ ઉતાવળથી લોહી નાંખ્યાં.

"અસત્ય એ બાલકમાં મોટો અવગુણ છે." ભીમે સાહેબ ઉચ્ચર્યા "અને યમરાજ સબંધ ઠગ લોકોને અગ્નિના કુંડમાં નાખી મૂકે છે. માનિની બાઈ. અમે તેના ઉપર નજર રાખશું. અવન્તિકા બાઇને તથા શિક્ષકોને અમે કહીશું."

"તેને તેની સ્થિતિસર ઉછેરવાની છે," મારાં ભલું કરનારાં મામી સાહેબ બોલ્યાં. "ઉપયોગી, નરમ, કહ્યાગરી થવાનું શીખવજો, રજામાં તે હમેશાં તમારા આશ્રમમાંજ રહેશે."

"તમારા નિશ્ચયો કેવળ ન્યાયપુરઃસર છે, બાઈ સાહેબ" ભીમે સાહેબે ચલાવ્યું "આર્યાવર્ત યાંચી સ્ત્રીઓનું નરમાશ આભૂષણ છે અને ચીંચણ કન્યાશ્રમની બાલિકાને તો તે અવશ્ય હોવુંજ જોઇયે. એ ગુણનો કેમ વિકાસ વધારે થાય તે જોવા તરફ

અમે ખાસ લક્ષ આપતા રહીયે છીયે. તેમનામાં અભિમાનનો ખ્યાલ ઉગતાંજ કેમ દાબી દેવો તેનો અમે ખાસ અભ્યાસ કરેલો છે. અને થોડા દિવસપરજ તેનો એક ખુશી થવા જેવો દાખલો બનેલો. અમારાં બીજી પુત્રી અગસ્તિયકા આશ્રમ જોવા તેનાં આઈ સાથે ગયાં હતાં જે પાછાં આવી મને કહેવા લાગ્યાં "બાબા તમારા આશ્રમની છોકરીઓ કેટલી શાંત અને સાદી દેખાય છે. વાળના અંબોડા વાળેલા ને લાંબી બાંહના ચણિયા પોલકાં પહેરેલાં જાણે ગરીબ માણસનાં છોકરાં કેમ ન હોય. ને મેં તથા આઇયે રેશમી પોલકાં પહેરેલાં તે તરફ જાણે કે કોઈ દિવસ પાહે–જોયેલાં ન હોય તેમજ જોતાં હતાં."

"એ જાતની રીતજ મને વધારે પસંદ છે" માનિની મામીએ પ્રત્યુત્તર વાળ્યો. "મેં આખા ગુજરાતમાં શોધ કરી પણ જીવનને અનુકૂલ આવે તેવું ઠેકાણું જડયું નહિ. દરેક બાબતમાં સરખું અને એકરંગી થવું જોઇયે. ભીમે સાહેબ."

"એકરંગી થવાનું તો ગીતાનું શીક્ષણ છે, અને કન્યાશ્રમની વ્યવસ્થામાં તો એકરંગીપણુંજ સામ્રાજ્ય ભોગવે છે–સાદું ખાવાનું; સાદો પોષાક, ભપકા વિનાનું રહેવાનું, ચંચળ ઉદ્યોગી ને સહનશીલ આદત આશ્રમ અને તેના અંતેવાસીઓ માટે આ દિનચર્યા–ઠરલેલી ગોષ્ટ આહે." ભીમે સાહેબે પોતાની મરાઠી મિશ્ર ગુજરાતીમાં હાંકયું.

"બરાબર છે. ત્યારે આ છોકરીને તમે ચીંચણમાં વિદ્યાર્થી તરીકે દાખલ કરશો અને ત્યાં તેની સ્થિતિગ્રર કેળવશો, એમજને?"

" હા, બાઈ સાહેબ, એમજ. એ પસંદ કરેલા રોપાઓની પ્રયોગવાટિકા મધ્યે અમે તેને મૂકશું અને તેની અમૂલ્ય પસંદગીના હક માટે એ છોકરી અમારો આભાર માનશે એમ અમે આશા રાખીયે છઇયે."

" ત્યારે ભીમે સાહેબ, હું તેને જેમ બનશે તેમ તુરતમાંજ મોકલી આપીશ. કારણ કે તેની જવાબદારી દિવસે દિવસે કંટાળો આપે છે અને મારે તે માથેથી કાઢી નાંખવી છે."

" સાચું, બાઈ સાહેબ, સાચું. અને હવે અમે રજા લઇશું. અમે એક બે અડવાડિયામાં પાલગઢ પ્રાસાદ પાછા જશું. પ્રભાસના શંકરાચાર્ય અમારા મોઠા મિત્ર છે તે વહેલા જવા દે તેમ નથી. અમે અવન્તિકાબાઇને લખશું કે એક નવી છોકરી આવવાની છે, એટલે તેને માટે ત્યાં સગવડ કરવામાં કોઈ વાતે મુશ્કેલી આવશે નહિ. અમે રજા લઇયે છીયે."

" પધારજો ભીમે સાહેબ. અંજનિકાબાઇને સંભારજો અને પ્રતન્વિકા, અગસ્ત્યિકા, તરંગિણી, ચંદ્રશવ બધાં છોકરાંઓને બોલાવજો."

" હો.—બોલાવશું—છોકરી, હે ધ્યા. "બાલકનો ભોમિયો" એ નામનું આનાનું પુસ્તક છે. વાંચી જજે—ને ખાસ કરીને " ખોટું બોલવાની ટેવવાળી મોતી નામની પાંચ વર્ષની છોકરીનું એકાએક ભયાનક મોત " એ ભાગ ખાસ ધ્યાનથી વાંચજે.

આ શબ્દો સાથે ભીમે સાહેબે સીવેલ પૂઠાંની એક ચોપડી મારા હાથમાં મૂકી. અને ગાડી બોલાવી ચાલતા થયા.

મામી અને હું એકલાં પડયાં. થોડી ક્ષણ શાંતિ રહી. તે સીવતાં હતાં. હું તેને જોતી હતી. મામીની ઉમર તે વખતે સાડત્રીસ, આડત્રીશ વર્ષની હશે. તે મજબૂત બાંધાનાં, પહોળી છાતી વાળાં, સુદૃઢ ગાત્રવાળાં હતાં. શરીર બેવડી કાઠીનું પણ અતિ જાડું નહોતું. તેનો ચ્હેરો પ્રમાણમાં કંઇ વધારે મોટો હતો. નીચલું જડબું વધારે મજબૂત અને કસાયેલું હતું. તેનું કપાળ બહુ નીચું હતું, દાઢી મોટી ને આગળ પડતી હતી; મ્હોંને નાક પૂરતાં ઘાટિલાં હતાં. તેની આડી ભ્રમરો નીચે દયાહીણી આંખ ચળકતી હતી. તેની ચામડી કાળી અને જાડી હતી; તેના વાળ લગભગ શણ જેવા હતા—તેને કદી મંદવાડ આવ્યો નહતો. ઘર ચલાવવે હુશિયાર અને ચોક્કસ હતાં, તેની જાગીર ઉપરનાં ખેડુતો તેમજ ભાડુતો તેના કબજામાં રહેતાં; ફક્ત તેનાં છોકરાં તેનું કહ્યું માનતાં નહિ અને હશી કાઢતાં, તેને વિધવા છતાં સારાં કપડાં પહેરવાનો શોખ હતો અને તેની આકૃતિ ગતિ સારા પોશાકને શોભાવે તેવાં હતાં.

તેની આરામ ખુરશીથી થોડી વાર દૂર નીચી માંચી ઉપર બેઠી બેઠી હું તેની આકૃતિની નિરીક્ષા કરતી હતી; તેની મુખમુદ્રા ઉકેલતી હતી, જૂઠી છોકરીના અચાનક મૃત્યુની ચોપડી મારા હાથમાં હતી; તેના તરફ મારૂં ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું; થોડીવાર પહેલાં જે બન્યું હતું, બ્રોકલ્હર્સ્ટે મારા સંબંધમાં મામીએ જે કહ્યું હતું તે હજી મારા મનમાં તાજુંજ ડંખ મારતું હતું. મેં જેટલી સ્પષ્ટતાથી દરેક શબ્દ સાંભળ્યો

હતો તેટલીજ તીવ્ર વેદનાથી મારા હૃદયમાં તે સાલતો હતો અને અપમાન તથા વૈર મારા હૈયામાં ઉછળી રહ્યાં હતાં.

મામીએ ભરતમાંથી ઉંચું જોયું. તેની આંખ મારા ઉપર ઠરી. તેજ વખતે તેની આંગળિયોની ચપળ ગતિ બંધ પડી.

" જા, બહાર જા, બાલખંડમાં જા," તેનો હુકમ થયો. મારી આંખ અગર બીજું કંઇ તેને અયોગ્ય લાગ્યું હશે કારણ કે દાબી રાખેલા ગુસ્સાથી દાંત પીસી બોલતાં હતાં. હું ઉઠી બારણા સુધી ગઇ ત્યાંથી પાછી ફરી; સામી બારી સુધી ગઇ; ત્યાંથી તેની પાસે ગઇ.

મારાથી બોલ્યા વિના રહેવાયું નહિ. મને તદ્દન ચગદી નાંખી હતી. અને સામી થયા વિના છુટકો નહોતો. તેની સામે તેના જેવું થઇ ઉભું રહેવાનું મારૂં જોર હતું કે! મેં મારી તમામ શકિતઓ સ્થિર કરી અને નીચેનું તાતું વેણ કાઢયું.

"હું જૂઠી નથી. જો હું હોત તો કહેત કે તમને હું ચાહું છું. પણ હું કહું છું કે મને તમારા ઉપર જરાયે સ્નેહ નથી. કૃષ્ણ-મુખ શિવાય દુનિયામાં તમે મને સહુથી વધારે અણગમતાં છો. અને આ જૂઠી છોકરીની ચોપડી આપો તમારી વિદ્યુતને કારણ કે તે જૂઠું બોલે છે. હું નથી બોલતી."

તેના હાથ તેના ભરત ઉપર હતા. તેની બેપરવાઇ નજર મારા તરફ સ્થિર કરી હતી.

"તારે કાંઇ વધારે કહેવાનું છે." છોકરાં તરફ વાપરે તેનાં કરતાં કાંઈ પુખ્ત ઉમરના સમોવડિયા સાગે થનારની સામે વાપરે તેવા સ્વરથી મને પૂછ્યું.

તેની તે નજર, તે સૂર?–મારા હૈયામાં જેટલું વેર હતું તે ભડકી નીકળ્યું. માથાથી પગ સુધી કંપતી, અનિવાર્ય ઉદ્રેકથી ઉન્માદ પામતી મેં આગળ ચલાવ્યું.

"તમે મારાં સગાં નથી એ જાણી હું બહુજ રાજી થઇ છું. જીવીશ ત્યાંસુધી હવે હું તમને મામીએ નહિ કહું. મોટી થઇને તમને મળવાયે નહિ આવું. ને કોઇ મને પૂછશે કે તમે મને કેમ રાખતાં અને આપણે બંનેને કેવું બનતું ત્યારે હું કહીશ કે તમારા ખ્યાલ સરખાથી પણ મારૂં માથું ફરી જતું અને તમે મને બહુ દુ:ખ દેતાં."

"જીવનશાલિનિ, એમ તું કેમ કહી શકે?"

"હું કેમ કહી શકું, માનિની બાઇ? હું કેમ કહી શકું? એ સાચું છે માટે, તમે જાણો છો કે મને લાગણી નથી અને મને પ્રેમ અગર માયા વિના ચાલે તેમ છે, પણ મારાથી એ પ્રમાણે જીવાય તેમ નથી. ને તમારામાં દયાનો છાંટો નથી. હું મરી જઇશ ત્યાંસુધી તમે મને નિર્દયતાથી ધક્કો મારીને બાલખંડમાં હડસેલી મૂકીને તાળું મારી દીધું એ ભુલવાની નથી. હું કેટલી રડેલી, દુ:ખથી ગુંગળાઇ ગયેલી. "મામી, દયા કરો, મામી દયા કરો!" મામી સાંભળેજ શાનાં? ને એ સજા તમારા નઠારા છોકરાએ મને માર્યું–કંઇ વાંક વિના પાડી નાંખી તેને માટે થયેલી મને.

જે કોઈ સવાલ પૂછશે તેને બધાંને આ વાત રજેરજ હું કહીશ. લોકો તમને સારાં ધારે છે, પણ તમે નઠારાં છો, કઠોર હૈયાનાં છો. તમેજ જૂઠાં છો."

મેં આ જવાબ પૂરો કર્યો તે પહેલાં મારો આત્મા વિકાસવા માંડયો, આનંદ પામવા લાગ્યો, સ્વતંત્રતાની, વિજયની કંઇ વિચિત્ર લાગણી અનુભવવા લાગ્યો. કોઇ અદૃશ્ય બંધન તૂટી ગયું હોય; કદી આશા રાખી નહોય તેવી સ્વાયત્તતામાં હું ચ્હડી આવી હોઉં એમ મને લાગ્યું. આ વિચાર સકારણ હતા. માનિની બ્હીનેલાં દેખાતાં હતાં; તેનું ભરત તેના ખોળા ઉપર સરી પડયું હતું; તેના હાથ ઉંચા થઇ ગયા હતા. તે આમતેમ ઝુલતાં હતાં: તેનો ચ્હેરો હમણાં રડી દેશે તેવો ફરી ગયો હતો.

"જીવન, તું ભૂલ કરે છે. તને શું થયું છે? આટલી બધી કાંપે છે કેમ? તારે પાણી પીવું છે?"

"ના, માનિની બાઇ."

"તારે બીજી કાંઈ ઇચ્છા છે, જીવન? હું તારી મામી છું. ખાત્રી રાખ."

"તમે નથી. તમે હમણાંજ ભીમે સાહેબને કહ્યું કે મારી ચાલચલગત ખરાબ છે. મારો સ્વભાવ જૂઠો છે. અને ચીંચણ જઈ હું સહુને કહેવાની છું કે તમે કેવાં છો અને શું કરો છો."

"જીવન, તું આ બાબતો સમજતી નથી. છોકરાંઓની ભૂલ સુધારવી જોઇયેજ,

"જૂઠું બોલવાની ખોડ મારામાં નથી." મેં મોટે ફાટે સાદે કહ્યું.

"પણ તું દુર્વાસા જેટલી ક્રોધી છે, જીવન. એટલું તો તારે કબૂલ કરવુંજ પડશે. જા, હવે બાલખંડમાં જા–ડાહી છે–અને જરા સૂઈ જા."

"હું ડાહી નથી. મારે સૂઇ જવું નથી. મને એકદમ નિશાળે મોકલો. મને આંહિ રહેવું ગમતું નથી."

ધીમે રહીને "હું તુંને તુરતજ નિશાળે મોકલી આપીશ." એમ માનિની બાઈ બોલ્યાં અને પોતાનું કામ એકઠું કરી ઉપાડી ઓરડા બહાર ચાલ્યાં ગયાં.

હું રાક્ષસ ઉપર જીત મેળવી વિજયી બનેલી ચામુંડા જેવી એકલી રહી. એ યુદ્ધ સહુથી સખત હતું અને મને પહેલી વારજ વિજય મળ્યો હતો. ભીમે સાહેબ જ્યાં ઉભેલા ત્યાં ગાલીચા ઉપર થોડો વખત ઉભી. મનમાં ને મનમાં પહેલાં હસી; હૈયું વિજયથી હલકું ફુલ થઇ ગયું લાગ્યું. પણ મારી નાડીની ત્વરિત ગતિ જેટલી ઝડપથી બંધ પડી ગઈ તેટલીજ ત્વરાથી મારો અનહદ આનંદ પણ શાંત પડ્યો. મારી પેઠે પોતાનાં મોટેરાંઓ સાથે બાળક કજીયો કરી શકે ખરૂં કે? પાછળથી પશ્ચાતાપનું શૂળ અને શાંતિની નિરાશા અનુભવ્યા વિના મારી પેઠે પોતાની તીવ્ર લાગણીઓને નિરંકુશ છુટી મૂકી દઇ શકે ખરૂં?

બહાર સખત તાપ પડવા માંડ્યો હતો. મારા ફરાકની ફડક ઉંચી લઈ મારૂં માથું ઢાંકી હું બહાર ફરવા જવા નીકળી પણ તાપ અસહ્ય લાગ્યો. મારો ગુસ્સો ઓછો થઇ ગયો. નિરાશા વધવા માંડી.

"અરેરે હું શું કરીશ.—મારૂં શું થાશે" કહી બંગલાના પગથીયા ઉપર બેસી ગઈ.

એકાએક મોટે સ્વરથી મને કોઇયે બોલાવી. "જીવન બહેન તમે કયાં છો? જમવા ચાલો."

મને ગંગા બોલાવતી હતી પણ હું ત્યાંથી ખસી નહિ. તેનું ચપળ પગલું દોડતું આવતું સંભળાયું.

"તોફાની, તને બોલાવીયેચ ત્યારે આવતી કેમ નથી?"

હું જે વિચારમાં મગ્ન હતી તે જોતાં ગંગાનું આવવું આનંદ આપનાર થઇ પડયું. હમેશ માફક તે સહેજ આડી તો હતીજ; પણ માનિનીબાઈના ઉપરના મારા કજીયામાં વિજય મળ્યા પછી ગંગાના નજીવા ગુસ્સાની મને દરકાર નહોતી. અને તેના જૂવાનીના ઉછળતા આવેશનો–આનંદનો લાભ લેવા મને મન હતું. મેં મારા બેયે હાથ તેને ગળે નાંખ્યા અને વળગી પડી "જો, ગંગા વ્હડી-શમાં."

મેં આ પ્રમાણે કદી કર્યું નહોતું. તે ખુશી થઈ. "જીવન બહેન, તમે બહુ વિચિત્ર છો. હવે તો તમે નિશાળે જવાનાં. એકલવાયાં ને અટુંલાં."

મેં ડોકું ધુણાવ્યું.

"ને ગંગાને છોડી જવી તમને ગમશે?"

"ગંગાને મારી શી દરકાર છે. તે તો મને રોજ વ્હડે છે!"

"કારણ કે તમે આવાં વિચિત્ર, બ્હી ગયેલાં, શરમાળ છો માટે. તમારે હિંમત રાખવી જોઇયે."

"શું કામ? વધારે ખત્તા ખાવાને?"

"છટ્, પણ એટલું તો ચોક્કસ કે તમે બહુ ગભરાઈ ગયાં છો. ગયે અઠવાડિયે મારી મા આંહિ આવી'તી તેણે પણ કહ્યું કે મારી દિકરીને હું આવી સ્થિતિમાં ન રાખું. લ્યો અંદર આવો. મારે તમને કાંઈ સારા સમાચાર કહેવાના છે."

"હું માનું નહિ તો ગંગા."

"વાહરે 'માનું નહિ' એટલે? તમારી આંખમાં દિલગિરી કેટલી ભરેલી છે? ઠીક, પણ બાઈ સાહેબને બ્હેનોને કન્હૈયાભાઈ આજે બપોરે બહાર ચાહ પીવા જવાનાં છે. ને તમારે મારી સાથે ચાહ પીવાનો છે, ને કાશી થોડી પૂરી કરી રાખવાની છે. પછી આપણે તમારૂં કપાટ જોશું ને ટ્રંકમાં સામાન મૂકશું. બાઈ સાહેબ પન્નેસરથી તમને બે ત્રણ દિવસમાં મોકલી દેવાનાં છે ને તમારી મરજી પડે તેટલાં રમકડાં તમારે સાથે લઈ જવાનાં છે."

"ગંગા, પણ મને વચન આપ કે હું રહું ત્યાં સુધીમાં તારે મને જરાયે વઢવી નહિ.

"વારૂ આપ્યું. પણ તમારે તોફાન કરવું નહિ ને મારાથી બ્હીવું નહિ. હું જરાયે તીખાશથી બોલું તોયે તમારે ચમકવું નહિ. મને એવી રીસ ચ્હડેચ!"

"મને તારી ટેવ પડી ગઈ છે એટલે ગંગા હું તારાથી બ્હીશ તો નહિજ. ને મારે હવે બીજાં લોકોથી બ્હીવું પડશે."

" જો તમે બ્હીશો તો તેઓને તમે ગમશો નહિ."

" ગંગા તેમને હું ગમતીજ નથી."

" તમે મને તો ગમો છો બ્હેન. બીજાં બધાં કરતાં તમે મને વધારે ગમો છો."

" તું એમ બતાવતી તો નથી ?"

" ચતુર છોકરી, તમારી વાતચીત કરવાની રીત પણ નવી છે. આટલી હિંમત તે કયાંથી આવી."

" કેમ, હું થોડા દિવસમાં અહિંથી જવાની છું ને–" મારી તથા મામી વચ્ચે આજ જે કંઈ બન્યું હતું તે તેને હું કહેવા જતી હતી; પણ બીજો વિચાર કરતાં તે ન કહેવું ઠીક લાગ્યું.

" અમને છોડી જવાથી રાજી થાઓ છો ?"

" ના, ગંગા. અત્યારે તો ખરેખર નથી ગમતું."

" અત્યારે ? ને ખરેખર ? અરે બ્હારે મારાં બ્હેન સાહેબ. અત્યારે તમને મારાં હૈયામાં લઈ એક બચી ભરવાનું પૂછું તો તમે નક્કી ના કહેશો. " હવે જવા દેને, મને પસંદ નથી."

" પણ હું તને વ્હાલી લગાડીશ. નીચી વળ."

ગંગા નીચી વળી. અમે બન્ને ભેટ્યાં અને તદ્દન શાંત થઈને હું તેની પાછળ ઘરમાં ગઈ. મેં તેને આજથી ગંગાબાઇ કહેવું બંધ કર્યું હતું. બપોરનો વખત પણ શાંતિમાં સંપમાં પસાર થયો. રાતે ગંગાયે પેટ પકડી હસાવે તેવી વાર્તાઓ કહી. અને મધુરમાં મધુર ઢાળિયાંઓ ગાયાં. મારે માટે પણ જીવનમાં તેજ કિરણો હતાં.

---

# પ્રકરણ ૫ મું.

## ચીંચણ કન્યાશ્રમ.

મુસાફરી સંબંધમાં સઘળી ભલામણ આગલી રાતે મને ગંગાયે આપી મૂકી હતી. ચૈત્ર વદ ૧૩ ને દિવસે સવારના પાંચ વાગતાં પહેલાં તે મારા ખંડમાં મીણબતી સળગાવી લાવી અને મને કપડાંલતાં પહેરી સજ્જ બેઠેલી જોઈ. તેના આવ્યા પહેલાં એકાદ કલાક અગાઉ હું ઉઠી હતી, અને મારી ખાટલી ઉપરની બારીમાંથી થોડું થોડું તારાનું અજવાળું પડતું હતું તે વડે મ્હોં ધોઈ કપડાં શોધી પહેરી લીધાં હતાં. છ વાગે નારણ પટેલનું ગાડું સુરત જવાને અમારા દરવાજા પાસેથી નીકળવાનું હતું તેની સાથે મારે જવું એવી ગોઠવણ હતી. હજી ગંગા એકલીજ ઉઠી હતી. તેણે નાની સગડી બાલખંડમાંજ ચેતાવી આપી તેના ઉપર મેં રાતે કાશીયે ઢાંકી રાખેલ બટાટાનું શાક ઉનું કરી લીધું ને દશમીનાં ચોપડાં, શાકનો નાસ્તો કરી જરા ઉનું દૂધ પી લીધું. તે નાસ્તો તથા થોડાં બિસ્કિટ મારી ટિફિન બાસ્કેટમાં ગંગાના કહેવાથી મૂકી દીધાં—તે વખતે તેમ અમારાથી ન થાય એવું ભાન હતું નહિ. પછી મને શાલ ઓઢાડી માથે રૂમાલ વીંટાળ્યો અને અમે નીકળ્યાં. મામીના ખંડ પાસેથી જતાં તેણે મને પૂછયું. "મામીને અંદર જઇ મળી આવો તો ખરાં," "નહિ, ગંગા, તું વાળુ કરવા ગઈ ત્યારે તે મારી પાસે આવ્યાં હતાં અને કહ્યું હતું કે રાતના મને ઉઠાડતી ના. તારાં ભાંડુને પણ સૂવા દેજે. હું

તારી સહાય કરતી આવી છું ને હમેશાં કરીશ. તું તે યાદ રાખી મારો ઉપકાર માનજે."

"ને તમે શું કહ્યું, બ્હેન ?"

"કશું નહિ. હું માથે ઓઢી ગઈ ને મ્હોં ફેરવી ભીંત સામું જોવા લાગી."

"જીવન બ્હેન એ સારૂં નહિ."

"નહિ, ગંગા, બરોબર કર્યું છે. તારાં બાઈ મારાં સહાયક છેજ નહિ. એ તો મારાં દુશ્મન છે."

"અરરર, જીવન બ્હેન, એવું કહેવાય ?"

"પદ્મેસરની હવેલીને છેલ્લા સલામ" બીજલસ ખંડમાંથી બહાર નીકળતાં નીકળતાં હું બોલી ઉઠી. સવારનો પવન શરદ લાગતો હતો, પણ ચારે પાસ આનંદમય દેખાવ હતો. દરવાનની કોટડીમાં દીવો બળતો હતો; અમે પહોંચ્યાં ત્યારે દરવાનની બૈરી ઉઠી હતી અને વાળતી હતી. આગલી સાંજે મોકલાવી આપેલી મારી ટ્રંકને દોરડાં બાંધી બહાર તૈયાર મૂકી રાખી હતી. લગભગ છ નો સુમાર થઈ ગયો હતો. થોડીવારમાંજ છેટેથી પૈડાંનો ઘડઘડાટ તથા બળદના ઘુઘરા સંભળાયા. હું બારણે ગઈ અને સવારના ઝાંખા ઉજાસમાં ગાડું આવતું જોવા લાગી.

"બ્હેન એકલાં જવાનાં છે ?" દરવાનની બૈરીએ પૂછયું.

"હા."

"ને ચીંચણ કેટલું દૂર છે."

" પાલગઢથી થોડે દૂર છે."

" બહુ સેટું બા. બાઈસાબ એકલાં મોકલતાં આંસકો ખાતાં નથી ?"

ગાડું આવી પહોંચ્યું. ગાડા ખેડુ તથા નારણ પટેલ નીચે ઉતર્યાં. તેના સામાન સાથે મારી ટ્રંક ચ્હડાવી. મને ગંગાના કંઠથી અળગી કરી. મેં તેને ચૂમીઓથી ન્હવરાવી નાંખી.

મને નારણ પટેલે ઉંચકી અંદર લીધી, ગંગા બોલી.

" નારણભાઈ તેને સાચવી સંભાળી લઈ જજો."

" હો ઈમાં બીજું હોય કે " પટેલે હાથમાં રાશ લીધી; ડચકારી વગાડી બળદને આગળ હાંક્યા. હું અપરિચિત પ્રદેશમાં વહેવા માંડી.

મને તે મુસાફરીની વિગત બહુ યાદ નથી. કલાક અપાર લાંબા લાગતા હતા ને સેંકડો માઈલ ગયા હોય એમ લાગતું હતું. વચમાં ઘણાં ગામડાંઓ આવ્યાં. એક ગામમાં તળાવ આગળ બળદને છોડી પાણી પાયું. નારણ પટેલે નાસ્તો કર્યો અને મને ટીમણ છોડી ખાવા આગ્રહ કર્યો. પણ મને રૂચિ નહિ હોવાથી મેં ના પાડી. ગાડીવાળો ગામમાં જઈ કડબ લઇ આવ્યો અને બપોરે બારેક વાગે અમે ત્યાંથી ઉપડયાં. બે વાગે સુરત પહોંચ્યાં. મારાં મામીચે સુરત સ્ટેશનમાસ્તર ઉપર ચીઠ્ઠી લખી હતી તે લઈ નારણ પટેલ ગયા અને એક ટીકીટમાસ્તરને લઈ પાછા આવ્યા. તે ટીકીટમાસ્તરને મને સોંપી ભલામણ કરી તેઓ ગયા. હું ગભરાતી ગભરાતી માસ્તર સાથે ગઈ. તેણે મને વેટીંગ

રૂમમાં બેસાડી. થોડીવારમાંજ પાલગઢ જતી ગાડી આવી. તેમાં તે ટીકીટ માસ્તરે મને જગ્યા કરી આપી અને મારી ટ્રંક બાંક નીચે ગોઠવી આપી. સાથે બે ચાર અનાવિલ ઉતારૂઓ મુંબઈ જવાનાં હતાં તેને મને પાલગઢ ઉતારી દેવાની ભલામણ કરવી એ ભોલો માસ્તર ચૂકયો નહિ. ગાડી ઉપડયા પછી મારા તરફ સહુ વળ્યા અને હું કોણ છું, કયાં જાઉં છું વિગેરે સવાલો ઉપરા-ચાપરી થવા માંડયા. પ્રતાપ મામાનાં સુધરેલાં વિધવા જીલ્લામાં પૂરાં જાણીતાં હોય એમ લાગ્યું. મારૂં અણોસરૂં મુખ જોઈ થોડી-વારે ટીકા બંધ થઈ; ને હું લાંબી થઇ પડી.

ઉઠી ત્યારે સાંજ પડી ગઇ હતી; અને ગાડીમાં દીવા થઇ-ગયા હતા. મને મારી સાથેના ઉતારૂ તૈયાર થવાનું કહેતા હતા તેટલામાંજ સ્ટેશન આવ્યું ને ગાડી સફાળી ઉભી રહી. એક નોકર જેવી બાઇ સામેજ ઉભી હતી તે મને જોઈ પાસે આવી.

" જીવનશાલિની કરીને કોઇ છોકરી આ ડબ્બામાં છે ?"

મેં હા કહી અને તુરત ઉતરી પડી. ગાડીમાંના સજ્જનોએ મારી ટ્રંક નીચે આપી.

સ્ટેશન બહાર જઇ એક ધર્મશાળામાં અમે રાત રહ્યાં અને સવારે ચાલ્યાં. આખો દિવસ રેંકડીમાં મુસાફરી કરી લગભગ રાત પડી ગઇ ત્યારે ચીંચણનો આશ્રમ આવ્યો. આશ્રમ માટેનું મકાન મોટું હતું ને તેને ઘણી બારીઓ હતી. કેટલીકમાં દીવા બળતા હતા. અમે એક પહોળા રેતી પાથરેલ રસ્તે ગયાં; મને લઇ આવનાર બાઇ અંદર એક ખંડમાં મને એકલી બેસવાનું

કહી ચાલી ગઇ. હું એક નેતરની ખુરશીપર બેઠી. એક ઝાંખા દિવાને અજવાળે લીલા રંગવાળી ભીંત, જાજમ, પડદા, નવું ચળકતું ફર્નિચર મારા જોવામાં આવ્યું. મામીની હવેલીના દિવાનખાના જેટલો આ ઓરડો મોટો નહોતો તેમજ શણગારેલો નહોતો પણ બહુ સુઘડ અને સગવડવાળો હતો. ભીંત ઉપર ટાંગેલા ચિત્રના વિષય સંબંધમાં હું માથાકુટ કરતી હતી તેવામાં બાર ઉઘડયું અને કોઇ ફાનસ લઇ અંદર આવ્યું; તેની પાછળજ બીજું કોઇ આવ્યું.

પહેલાં આવનાર એક લાંબી, કાળા વાળ, કાળી આંખો અને ઉજળા મોટા કપાળથી શોભિત સ્ત્રી હતી. તેણે દક્ષિણિ સાડી પગ ઢંકાય તેમ પહેરી હતી, ને ઉપર શાલ ઓઢી હતી. તેની મુખમુદ્રામાં ગાંભીર્ય હતું; તેની ગતિ સ્થિર અને દૃઢ હતી.

"આ છોકરી બહુ બાળક છે. તું એકલી આવી બ્હેન?" ફાનસ એક ટેબલપર મૂકતાં શુદ્ધ ગુજરાતીમાં તેણે પૂછયું. એક બે મિનિટ સુધી તેણે મને નિરખ્યાં કીધી, પછી ઉમેર્યું "એને એકદમ સુવાડી દ્યો. તે તદ્દન થાકી ગયેલી છે." મારે વાંસે હાથ મૂકી પૂછયું. "તું થાકી ગઇ છે કે બ્હેન?"

"જી, સ્હેજ થાક લાગ્યો છે."

"અને ખચિત ભૂખ પણ લાગી છે. માલિની બ્હેન, એ સૂઇ જાય તે પહેલાં ખાવાનું કરી આપો. તું પહેલીજવાર તારાં માબાપને છોડી બ્હાર નીકળી છે કે બેટા?"

મેં તેને કહ્યું કે મારે માબાપ નથી. તેણે તે કેટલાં વર્ષથી ગુજરી ગયાં છે તે પૂછ્યું. તે પછી મારી ઉમર કેટલી, મારૂં નામ શું, મને કાંઇ વાંચતાં લખતાં કે સીવતાં આવડે છે કે નહિ વિગેરે પૂછ્યું. પછી મારે ગાલે તેની તર્જની ફેરવતાં કહ્યું "તું અહિં સારી થઇ રહેજે હો." પછી માલિની બ્હેન સાથે જવા રજા આપી.

આ બાઇ લગભગ ઓગણત્રીસ વરસનાં હતાં. જે મારી સાથે આવ્યાં તે નાનાં લાગતાં હતાં. પહેલાં બાઇયે તેના સ્વરથી, નજરથી દેખાવથી મારા મન ઉપર છાપ પાડી. માલિની બ્હેન ઠીક હતાં. ચ્હેરા ઉપર ચિંતા હતી તો પણ લાલસુરખ હતો. જાણે હમેશાં એક સાથે ઘણાં કામ કરવાં પડતાં હોય તેમ ગતિ ને કાર્યમાં ઉતાવળ દેખાતી હતી. તે મને પાછળથી ખબર પડી તે અનુસાર તાબાનાં મહેતીજી હતાં.

તેની પાછળ આ મોટા અને અનિયમિત બાંધેલા મકાનના ઓરડામાંથી પડશાળોમાં થઇને હું ચાલવા માંડી અને છેવટ જે શાંતિ તે ભાગમાં વ્યાપી હતી તે મટી ગઇ અને અમારા કાન ઉપર ઘણાં જણના અવાજનો ઘોંઘાટ પડ્યો અમે એક મોટા પહોળા લાંબા ઓરડામાં દાખલ થયાં. તે ઓરડામાં ચોપાસ બાંકો ગોઠવી દીધી હતી અને વચમાં પાટલા તથા પત્રાવળાં માંડયાં હતાં. બાંક ઉપર ભીંતમાં ખોડેલાં ચોપાસ મીણબત્તીનાં વાલસેટો હતાં અને તેની પાસે ચોપડીઓ લઇ નવ વર્ષથી માંડી વીસ વર્ષની સુધી અસંખ્ય છોકરીઓ હતી. મીણબતીના ઝાંખા અજવાળામાં કેટલી હતી તે બરોબર જાણી શકાયું નહિ પણ પાછળથી ખબર પડી

કે લગભગ એંશીએક હશે. બધાંને એકજ સરખે ભુરા હોલાંડના ચણીયાં તથા તેવાંજ લાંબી બ્હાંના પોલકાંનો પોશાક હતો. વળતા દિવસનો પાઠ તૈયાર કરવામાં તેઓ રોકાયેલાં હતાં. અને જે ગણ-ગણાટ મારા કાન ઉપર પડયો હતો તે તેઓ ધીમેથી પાઠ બોલી જતાં હતાં તેનો હતો.

બારણાં પાસે બાંક ઉપર ખાલી જગ્યા હતી ત્યાં બેસવાનું મને કહી માલની બ્હેન સીધાં સામે ચાલ્યાં ગયાં ને મોટે અવાજે બોલ્યાં:—

"મોનિટર, ચોપડી ભેળી કરી લ્યો ને મૂકી દ્યો." ચાર મોટી છોકરીઓ જૂદી જૂદી બાંક પરથી ઉઠી ચોપડીઓ ભેળી કરી લેવા માંડી. અને ભેળી થઈ રહેતાં મૂકી આવી. માલિની બાઇયે બીજો હુકમ કર્યો.

"મોનિટર, થાળી પીરસો."

ચાર છોકરીઓ અંદરના ખંડમાં ગઇ. બીજી છોકરીઓ પત્રાવળાં પડયાં હતાં ત્યાં છુટા છુટા સમૂહોમાં ગોઠવાઇ ગઈ. અંદર ગયેલી છોકરીઓ કંતાન બદલી પીરસવાની વસ્તુઓ લાવી, અને એકે પાણીના પ્યાલાઓ આપી દીધા. બાજરીની રોટલી અને કઢી પીરસાયાં. આ જેને ખાવાનાં હતાં તેણે ખાધાં. મને નાત જાતના વિચારો આવતા હતા તેથી અને રૂચિ નહિ હોવાથી કંઇ ખાધું નહિ. ફક્ત પ્યાલામાંથી પાણી પીધું.

જમતાં જમતાં મોટી છોકરીઓમાંથી કેટલીએક સંસ્કૃત શ્લોકો બોલી. જમી રહ્યા પછી બબ્બેની હાર કરી અમે ઉપર

ગયાં. આ વખતે હું થાકી ગયેલી હોવાથી મારે કયાં સુવાનું હતું તે પણ જોયું નહિ. ફક્ત એ ઓરડો પણ બહુ લાંબો હતો એટલુંજ દેખાયું. આજની રાત હું માલિની બ્હેન સાથે સુવાની હતી; એણે મને કપડાં બદલવામાં મદદ કરી. પડી પડી ખાટલાની લાંબી હાર ઉપર મારી નજર ફર્યા કરતી હતી. દરેક ખાટલામાં બબ્બે જણ સૂતાં હતાં. દશ મિનિટમાં દીવો હોલવી નાંખવામાં આવ્યો. શાંતિ અને અંધારૂં એ બેને લીધે મને તુરત ઉંઘ આવી ગઈ.

રાત જલદી ચાલી ગઇ. મને સ્વપ્ન સરખું પણ આવ્યું નહિ એટલું હું થાકી ગઇ હતી. ઉઠી ત્યારે બહુ ઠંડી પડતી હતી; હજી સૂર્યોદય થયો નહોતો અને ઓરડામાં દિવો બળતો હતો. માલિની બ્હેન મારી પાસે ઉભાં હતાં અને ઘંટ જોરથી વાગતો હતો. હું નાખુશીથી ઉભી થઇ; બહાર પડશાળમાં છ છોકરી વચ્ચે એક એમ પાણીના ઘડા મૂકી છાંડ્યા હતા ને દાતણ પડયાં હતાં. ત્યાં મ્હોં ધોઈ લીધું. ઘંટ પાછો વાગ્યો. બધાં બબ્બેની હારમાં ગોઠવાઇ ગયાં, નીચે ઉતર્યાં અને નિશાળખંડમાં ગયાં ત્યાં બહાર આંગણામાં દસદસની ટુકડીમાં ન્હાવાની શરૂઆત થઇ.

ન્હાઇ રહ્યા પછી બધાં ખંડમાં ટોળે વળી ઉભાં ત્યાં માલિની બ્હેને ઉંચે સ્વરે "કલાસવાર છુટાં પડો" એમ કહ્યું. આ વખતે ખુબ ઘોંઘાટ થયો અને તે શાંત પાડવા માલિની બ્હેન "ચૂપ" "લાઇનબંધ" મોટે સાદે બોલ્યા કરતાં હતાં. તે ઘોંઘાટ ઓછો થયો ત્યારે બધાં ચાર અર્ધા કુંડાળામાં ગોઠવાઈ ગયેલાં દેખાયાં અને એ ચાર અર્ધવર્તુલ સામે એકેકી ખુરશી ટેબલ પડ્યાં હતાં.

સહુના હાથમાં ચોપડીઓ હતી અને દરેક ટેબલ ઉપર ખાલી ખુરશી સામે શ્રીમદ્ભગવદ્ગીતા જેવી એક મોટી ચોપડી પડી હતી. થોડી ક્ષણ તદ્દન શાંતિ પ્રસરી; કેવળ ઘણાં જણ ભેળાં થયેલાં હોવાથી ધીમો અસ્પષ્ટ ગણગણાટ થયા કરતો હતો તેને પણ બંધ પાડવા માલિની બ્હેન એક વર્ગમાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં આંટા માર્યા કરતાં હતાં.

છેટેથી એક ટકોરીનો ધીમો અવાજ આવ્યો અને તુરતજ ત્રણ સ્ત્રીઓ અંદર આવી અને દરેક ટેબલ પાસે પડેલી ખુરશી લઈ લીધી. ચોથી ખાલી ખુરશીમાં માલિની બ્હેન બેઠાં. તે તદ્દન બારણાં પાસે હતી ને તેની આસપાસ નાનાં નાનાં બાળકો ભેળાં થયાં હતાં. આ બાળવર્ગમાં છેલ્લે નંબરે મને ગોઠવવામાં આવી.

કામ શરૂ થયું. દિવસની પ્રાર્થનાનું સ્તોત્ર બોલાયું. ભગવદ્ગીતામાંથી શ્લોકો વંચાયા અને તેમાંથી શ્રદ્ધા અને આપ્ત વાક્યમાં વિશ્વાસ એ ઉપર લગભગ અર્ધો કલાક લાંબું ભાષણ થયું. આ વખતે દિવસ સારી પેઠે ચ્હડી ગયો હતો. નીતિ અને ધર્મશિક્ષણનું કામ પૂરૂં થતાંજ અવિરત ઉદ્યમી ઘંટ ચોથી વાર વાગ્યો. ક્લાસ ભેળા મળી બબ્બેની લાઇનમાં ગોઠવાયા અને નાસ્તો કરવા ચાલ્યા. કાલનું કંઈ ખાધેલું નહિ હોવાથી ભુખથી હું લાંબી થઈ ગઈ હતી તેથી નાસ્તાનું નામ સાંભળતાં મારા જીવમાં જીવ આવ્યો.

ભોજનશાળા નીચી, અંધારી મોટી હતી. પાંદડાંના દડિયામાં ચચ્ચાર પૂરી પડી હતી તેજ નાસ્તા હતા અને મારી પ્રદીપ્ત ક્ષુધા

નાઉમેદ થઈ મરી જવા માંડી. સહુ બેસી ગયાં. એક નાની છોકરીએ કકડો ભાંગી મ્હોમાં મૂકયો અને બોલી "અરેરે, આ પૂરી તો કડવી છે."

"ચૂપ" એક અવાજ બોલી ઉઠયો. તે માલિની બ્હેનનો નહિ પણ એ છોકરીની પાસેનાં એક મોટા પાટલાપર આસનારૂઢ થઈ બેઠેલાં ઠીંગણાં, કાળાં, ગુજરાતી પોશાકવાળાં, પણ સ્હુડેલ્લી મુખમુદ્રાવાળાં મહેતીજી સાહેબ તરફથી આવ્યો હતો. બીજા મંડળ ઉપર એક જાડાંરેડ બાઇ તપાસ રાખતાં હતાં. ગઇ રાતે જે બાઇને મેં જોયાં હતાં તેને માટે મેં ચારે તરફ નજર કરી પણ વૃથા, તે હતાં નહિ. પહેલે છેડે પાટલા નાંખી માલિની બ્હેન બેઠાં હતાં અને આ બાજુને છેડે એક પરદેશી દેખાતાં આધેડ વયનાં બાઇ બેઠાં હતાં. તે સંસ્કૃત શીખવતાં. તેણે બે ત્રણ શ્લોકો ગાયા. માસ્તરો માટે ચાહ આવી અને સહુ ખાવા માંડયાં.

ભુખી ડાંસ અને નબળી હોવાથી હું એક પૂરી તો તે કેવી લાગે છે તેનો વિચાર કર્યા વિનાજ ખાઇ ગઈ. પણ ભુખની તીવ્રતા ઓછી થતી ગઇ તેમ તેમ જણાયું કે મારી સમક્ષ કંઈ અખાદ્ય વાની મૂકવામાં આવી હતી. ખોરા લોટની તેલમાં તળેલી પૂરી બળેલા શાક કરતાં પણ વધારે ખરાબ લાગે છે. અને દુષ્કાળ-ભુખ્યું માણસ પણ તે ખાતાં ઉલટી કરી નાંખે છે. હાથ મ્હોં ધીમે ધીમે ચાલવા લાગ્યાં; દરેક છોકરી ચાખીને કોળીયો ઉતારી જવાને યત્ન કરવા લાગી; પણ ઘણીખરી બાલિકાઓએ તેમ કરવું તુરતજ બંધ કર્યું. "શિરામણ" પૂરૂં થયું પણ કોઈ "શિરાવ્યું" નહોતું. બધાં હાથ મ્હોં ધોઈ ઉઠયાં અને ભોજનશાળા નિશાળ-

ખંડમાં જવા માટે ખાલી કરી. હું સહુથી છેલ્લી નીકળવામાં હતી, એક મહેતીજીયે પૂરીનો કકડો ભાંગી મ્હોંમાં મૂકયો. તેણે બીજાંની સામે જોયું. તેના બધાંના ચ્હેરા ઉપર તિરસ્કાર દેખાયો અને જાડાં મહેતીજી ધીમેથી બોલ્યાં; "જુવારી પણ સારી હોય ? કેટલું શરમ ભરેલું ?"

પાઠ પાછા શરૂ થતાં પહેલાં પંદરેક મિનિટ નીકળી ગઇ. નિશાળ ખંડમાં આનંદ અને તોફાન પ્રવર્તી રહ્યાં. આ સમયમાં વાતચિત અને હિલચાલની પૂરતી છુટ આપવામાં આવતી હોય અને છોકરીઓ પોતાના હક્કનો પૂરો ઉપયોગ કરતી હોય તેમ લાગ્યું. વાતનો વિષય નાસ્તાની પૂરીઓ હતી અને દરેક પૂરીના લોટને ભાંડતાં હતાં. એ બિચારાંને બીજો કશો દિલાસો નહોતો. માલિની બ્હેન ફક્ત એકલાંજ ઓરડામાં હતાં. મોટી છોકરીઓ આસપાસ ઉભી ઉભી ગંભીરતાથી અને ખીજવાટથી વાતો કરતી હતી. કેટલાકનાં મુખમાંથી મોરેશ્વર રાવ ભીમેનું નામે પડતું મેં સાંભળ્યું; અને તે નામ પડતાં માલિની બ્હેનનું માથું નાપસંદગીથી હલાવાતું પણ જોયું. પણ સર્વાનુમત ગુસ્સાનો પ્રવાહ અટકાવવા તેણે કંઇ કર્યું નહિ; નિઃસંશય એ પ્રવાહમાં તે પણ ભળતાં હતાં.

ખંડમાંની ઘડિયાળમાં સાડા નવનો ટકોરો થયો. માલિની બ્હેન પોતાના મંડળમાંથી છુટાં પડયાં, અને ખંડની વચમાં ઉભા રહી બોલ્યાં:—

"અવાજ નહિ ? જગ્યાપર બેસી જાઓ."

એકદમ શાંતિ પ્રસરી. પાંચ મિનિટમાં હવે સેળભેળ સમૂહ છુટો પડી વ્યવસ્થિત થઇ ગયો. અને બોલાબોલને બદલે મુકાબલે સારી રીતે ચૂપકીદી ફેલાઈ. ઉપરના વર્ગનાં મહેતીજીઓ પણ પોતાની ખુરશીમાં આવી બેઠાં. છતાં કોઇની રાહ જોવાતી હોય એમ લાગ્યું. ઓરડાની ભીંતને સમાંતર ગોઠવેલી પાટલીઓ પર એંસી કન્યાઓ નિશ્ચેષ્ટ છાતી કાઢી સીધી બેઠી હતી. મને તે સમાજ ઘણો વિચિત્ર લાગતો હતો. વાળનો એક ગુચ્છો બહાર દેખાતો નહોતો. સઘળાં એ સીધી સેંથીએ માથુંગુંથી પછવાડે અંબોડા વાળી દીધા હતા. સઘળાંનો પોશાક ભુરો હતો અને તેમાંથી વીસેક તો વયે પહોંચેલી બાળાઓ હતી. આ પોશાક તેને બહુજ અયોગ્ય લાગતો હતો અને સુંદરમાં સુંદર છોકરી પણ કંઇ હસવા જેવી લાગતી હતી.

હું તે બધાં તરફ અને વચમાં વચમાં માસ્તરો તરફ જોતી હતી. મારી નજરમાં બરોબર તો કોઇ પણ આવ્યું નહિ. શરીરનાં સ્થૂળ બ્હેન ગ્રામ્ય દેખાતાં હતાં; શ્યામવર્ણાં બ્હેન કઠોર લાગતાં હતાં; પરદેશી બાઇમાં સૌમ્યતાનો અભાવ હતો, અને બિચારાં માલિની બ્હેન કામથી રાતાં ચોળ, ગભરાયેલાં, થાકી ગયેલાં લાગતાં હતાં—આ વિચારપરંપરા ચાલી રહી હતી તેવામાં કમાન છટકે તેમ આખો સમાજ ઉભો થયો. શું હતું? મેં આજ્ઞા શબ્દ સાંભળ્યો નહતો; હું ગુંચવાઇ ગઈ. મારી અક્કલ ઠેકાણે આવી તે પહેલાં તો તમામ વર્ગો બેસી ગયા. પણ બધાંની નજર એક જગ્યાપર દોડી ઠરતી જોઇને મેં પણ તે તરફ દૃષ્ટિ કરી અને આગલી રાતે હું જે બાઇને મળી હતી તે બાઇને મેં જોયાં.

તે ઓરડાને છેડે એક મોટા ટેબલ પાસે ઊભાં અને બાલિકાની હારને ધ્યાનથી નિહાળતાં હતાં. તેના નયનમાં ગાંભીર્ય તથા શાંતિ ભર્યાં હતાં. માલિની બ્હેન તેની પાસે ગયાં અને તેને કંઈ પૂછતાં જણાયાં. અને જવાબ મળતાં પોતાની જગ્યાએ જઈ બોલ્યાં:—

“પહેલા વર્ગના મોનિટર, ભૂગોળનાં સાહિત્ય લાવો.”

આ આજ્ઞાનો અમલ થાય તે દરમ્યાન મૂળ આજ્ઞાપક બાઇ ધીમે ધીમે આગળ આવ્યાં. મારા મસ્તિષ્કમાં પૂજ્યભાવની ઇંદ્રીય અતિ વિકસિત હશે કારણ જે પ્રશંસા અને માનભાવથી મારી દૃષ્ટિ તેનાં ધીમાં પગલાંને અનુસરતી હતી તેજ ભાવ હજુ પણ મારા હૃદયમાં જીવન્ત છે. વસંતઋતુના પ્રભાસિત અજવાળામાં જોતાં, તે ઉંચાં, સુંદર અને ભવ્ય દેખાતાં હતાં. તેનાં આછાં ભુરાં નયનમાં માયા અને પરોપકારનો પ્રકાશ રમી રહ્યો હતો. અને તેના મોટા શ્વેત ભાલની ભવ્ય શ્વેતતા લાંબી, તીરકમાન જેવી, પાતળી કાળી ભ્રમરોથી દીપી નીકળતી હતી. તેણે જરા આડી સેંથી પાડી માથું ગુંથ્યું હતું; તેની સાડી કેળ રંગની હતી અને રવિવર્માના ચિત્રમાં જોઇયે છીયે તે રીતે પહેરી હતી. હાથમાં એકેકું સોનાનું કંકણ હતું; ગળામાં નાના દાણાની બેસરી મગમાળા હતી; મુખમુદ્રા વિનય અને ઉદારતાથી વિરાજતી હતી; ચામડી પાતળી, ઉજર્જસ્વી, પારદર્શક હતી; દેખાવ પ્રતાપી હતો, ગતિ મંદ અને ભવ્ય હતી—મને ઇનામમાં મળેલી તેની પોતાની “**बृहत्स्तोत्र रत्नाकर**” માં લખેલા નામથી હું તેનું નામ

આછળથી જાણી શકી તે પ્રમાણે શ્રીમતી અવન્તિકા બાઇનું આ ચિત્ર વાંચકવર્ગને તેનો કંઇ સહેજ ખ્યાલ આપશે.

ચીંચણ કન્યાશ્રમની આ કુલાધિકારીણીએ તે સુપરિન્ટેન્ડન્ટે પોતાની જગ્યા ઉપર આવી એ ત્રિપાઇપર મૂકેલી ભૂગોળ પાસે બેસી પહેલા વર્ગને પોતાની પાસે બોલાવ્યો અને ભૂગોળ ઉપર પાઠ આપ્યો. નીચલા વર્ગોને તેમનાં શિક્ષિકાઓએ પાઠ આપ્યા. ઇતિહાસ, વ્યાકરણ વિગેરે ચાલ્યાં, પછી લેખન અને ગણિત ચાલ્યાં. તે પછી થોડી મોટી બાળાઓને અવન્તિકા બ્હેને સંગીત શીખવ્યું. દરેક પાઠનો વખત ઘડિયાળને કાંટે નિયમાતો હતો અને બાર વાગતાં કુલાધિકારિણીયે પાઠ બંધ કરી કહ્યું: "મારે વિદ્યાર્થિનીઓને કંઇ કહેવાનું છે."

પાઠ બંધ થયાથી ઘોંઘાટ વધવા માંડ્યો હતો પણ તેનો સ્વર સંભળાયાથી એકદમ શાંત પડ્યો. તેણે કહ્યું:—

"આજ સ્હવારે ત્હમને નાસ્તામાં ન ખવાય તેવી પૂરીઓ મળી હતી. ત્હમને ભુખ લાગી હશે, માટે જમવામાં દરેકને બે શાક અને કેળાં પીરસવાની મેં આજ્ઞા કરી છે."

બીજી શિક્ષિકાઓ તેના સામું આશ્ચર્યથી જોઇ રહી. તેને ખુલાસાના રૂપમાં તેણે કહ્યું; "એ પગલું મેં મારી અંગત જવાબદારીપર લીધું છે." અને પછી તુરત જ તે ખંડ છોડી ચાલ્યાં ગયાં.

અમને દસ મીનિટની વિશ્રાંતિ મળી. તે પછી ભોજનશાળામાં ગયાં. કંતાન બંતાન કંઇ પહેરવાનો રિવાજ હોય એમ લાગ્યું નહિ. બ્રાહ્મણ કન્યાઓયે પીરસ્યું; જ્ઞાતિ પ્રમાણે સમૂહવાર

બધાં બેઠાં. માનિની મામીને ત્યાં બ્રાહ્મણનું રાંધેલું ખાવામાં કશો બાધ નહતો એટલે મને પણ કોઇ રીતનો બાધ હોય એમ સૂઝયું નહિ.—ભોજન કંઇ નાસ્તા કરતાં અતિ સ્હડિયાતું હોય એમ મને લાગ્યું નહિ. તેને માટે વપરાતું અનાજ હલકી જાતનું હોય તેમ લાગ્યું તેમજ શાકમાં તેલ કરતાં પાણી વધારે હતું. દાળ છેતા પાણી હતી. ચોખા બરોબર અસાવાયા નહોય તેવા લાગ્યા. પીરસવામાં કશી કોસર નહોતી. અવન્તિકાબાઇ તરફથી આપવામાં આવેલાં કેળાં સારાં અને રસદાર હતાં. મેં ભાવ્યું તેટલું ખાધું અને હુમેશાં આવુંજ મળવાનું કે શું તે વિચાર કરવા લાગી.

જમ્યા પછી સહુએ ઓઢણી ઓઢી લીધી અને પછી "બાગમાં જાઓ" નો હુકમ મળ્યો. ઓઢણી પાકા રંગના છાયલની હતી અને લાંબી બ્હાંનાં ભુરાં પોલકાં બદલ ટુંકી બ્હાનાં છીંટના પોલકાંઓ પહેરવામાં આવ્યાં હતાં. મેં પણ તેજ પોશાક શરૂ કર્યો. અને ખુલ્લી હવા ખાવા પ્રવાહમાં સાથે ભળી.

બાગની ચારે પાસ ઉંચી દિવાલ ચણી લીધી હતી અને આસપાસનો દેખાવ મુદ્દલ દેખાઈ શકે તેવું નહોતું. એક બાજુએ વેલથી છવાયેલી મકાનની પડશાળ આવી હતી અને નાના નાના ક્યારાઓમાં વેંચાઈ જતી વચમાંની હરિયાળી ભૂમિની ચોપાસ પહોળા રસ્તા હતા. આ કયારાઓ વિદ્યાર્થિનીઓમાં વ્હેંચી આપવામાં આવતા હતા. જ્યારે પુષ્પથી ભરેલા હોય ત્યારે તે ઘણા સુંદર લાગતા. હજી અત્યારે પાંદડાં ખરતાં જતાં અને નવ પલ્લવો ફૂટતા હતા. તાપ સખત પડતા હતો. મોટી છોક-

રીઓ આમ તેમ દોડતી હતી અને કામ કરતી હતી, નાની બાલિકાઓ આસોપાલવનાં અગર વડના છુટાં છવાયાં વૃક્ષનાં છાંયામાં ભેળી મળી બેઠી હતી. કેટલીક બાલિકાઓ બહુ મૃદુ હતી તે પડશાળમાંજ ઊભી રહી હતી અને તેની ઉધરસ ખવાઈ ગયેલી છાતીની સૂચક હતી.

હજી સુધી હું કોઈ સાથે બોલી નહોતી તેમ કોઇએ મારી દરકાર કરી નહોતી; હું તદ્દન એકલી ઊભી હતી; પણ એ એકાંતની મને ટેવ હતી; એથી હું ગભરાતી નહોતી. હું પડશાળના એક થાંભલાને અઢેલી ઉભી હતી, શરીરપર પડતો તડકો વારવા માટે ઓઢણીનો પાલવ માથા આડો ખેંચ્યો હતો; અસંતુષ્ટ ક્ષુધાથી મારી આંખ બળતી હતી; તેથી બીજા કશામાં ભાગ ન લેતાં કેવળ આસપાસની સ્થિતિ અવલોકવામાં અને વિચાર કરવામાં આનંદ લેતી હતી. મારા તર્કવિતર્ક લખવા પૂરતા સ્થિર અને સંપૂર્ણ નહોતા. હું કયાં હતી તેની મને હજી બરોબર ખબર નહોતી. પહોસર અને મારા ભૂત જીવન વચ્ચે અપાર અંતર પડી ગયું ભાસતું હતું; વર્તમાન વિચિત્ર અને અનિશ્ચિત હતો; ભાવિની તો અટકળજ થઇ શકતી નહોતી. બૌદ્ધ મઠના જેવી વાડીની આસપાસ અને પછી મકાન ઉપર મેં નજર ફેરવી. મકાન મોટું હતું, અર્ધું જૂનું અને કાળું પડી ગયું હતું, શાળા અને નિવાસ ખંડવાળો ભાગ નવો હતો. તેની બારીમાં લોઢાની પાન આકારની જાળીઓ જડેલી હતી. બારણા ઉપર નીચે પ્રમાણે લેખ હતો:—

"ચીંચણુ કન્યાશ્રમ–આ ભાગ પાલગઢ તાલુકાની જાગીરદાર શ્રીમતી અનંતિની ભીમરાવ ભીમે એમણે બંધાવ્યો—શકે ૧૮

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः ॥"

મેં આ શબ્દો અનેક વાર વાંચ્યા. મને લાગ્યું કે આમાં કંઇ વધારે સમજવા જેવું છે પણ તેનો વ્યંગાર્થ બરોબર સમજી શકી નહિ. "કન્યાશ્રમ" શબ્દની સૂચનાપર અને શ્લોક અને લેખના શબ્દોના સંબંધપર હું તર્કવિતર્ક કરતી હતી એટલામાં તો મારી પાછળજ ઉધરસનો ખોંખો અવાજ સંભળાયો મેં પાછું વાળી જોયું. એક શિલા ઉપર એક નાની બાળા બેઠી બેઠી હાથમાંની ચોપડી વાંકી વળી વાંચવામાં ગુલતાન થઇ ગઇ હતી. હું ઉભી હતી ત્યાંથી તે ચોપડીનું નામ જોઈ શકાય તેમ હતું:-તે "વિવેક વણજારો" હતી. પાનું ફેરવતાં તેણે ઉંચું જોયું અને મેં તેને તુરત બોલાવી. "તમારી ચોપડી બહુ સરસ છે?" મેં તે તેની પાસેથી કોઇહી ઉછીની માગી લેવાનો નિશ્ચય કર્યો હતો.

એક બે મિનિટ સુધી મને નિહાળ્યા પછી તેણે કહ્યું "મને તે ગમે છે."

"શેની-વાર્તાની ચોપડી છે." મેં આગળ કહ્યું. પરાઇ છોકરી સાથે આ જાતની વાતચિત શરૂ કરવાની હિંમત મારામાં ક્યાંથી આવી તે હું કહી શકતી નથી. મારા સ્વભાવથી આ વર્તન કેવળ વિરૂદ્ધ હતું. પણ મને લાગે છે કે તેના વ્યાપારને લીધે મારા હૃદયમાં અનુકંપા ઉપજી; કારણ મને પણ અલબત ઘણું બાલિશ પ્રકારનું તોપણ વાંચવું ગમતું: મારાથી ગંભીર કે મગજને તસ્દિ આપે તેવું કંઇ સમજાતું નહિ.

"ભલે લ્યો-જુવોની." તે કન્યાએ મને પુસ્તક આપતાં કહ્યું.

મેં તે લીધું. ઉપર ઉપરથી જોતાં જણાયું કે નામ કરતાં વિષય ઓછો રસિક હતો. "વિવેક વણજારો" મારા સંસારી મનને શુષ્ક ભાસ્યો. એમાં ભૂત, પ્રેત, તપ, વરદાન વિગેરે હતાં નહિ. દાબીદાબીને છાપેલાં પાનાંમાં આકર્ષક વૈવિધ્ય દેખાયું નહિ. મેં ચોપડી તેને પાછી આપી દીધી. તેણે કંઈ બોલ્યા વિના તે લઈ લીધી અને પાછી પોતાની નિદિધ્યાસ વૃત્તિ ગ્રહણ કરવા માંડી. મે તેમાં ખલેલ પાડવા હિંમત ધરી.

"દરવાજાપર પથરમાં લખેલા શબ્દોનો શું અર્થ છે તે તમને ખબર છે? ચીંચણ કન્યાશ્રમ એ શું?"

"જે મકાનમાં તમે રહો છો તે."

"પણ તેને આશ્રમ શું કામ કહે છે? બીજી નિશાળો કરતાં એ કંઈ જૂદી જાતની શાળા છે?"

"કંઇ અંશે ધર્મસંસ્થા છે; તમે, હું અને બાકીની બધી છોકરીઓને ધર્માર્થ કેળવણી અપાય છે. તમે માબાપ વિનાનાં છોને?"

"મને તેની કંઇ સાંભરણ રહે તે પહેલાંજ બન્ને ગુજરી ગયાં છે."

"વારૂ, આંહિ જે છોકરાંઓ છે તેને કાં તો મા અગર બાપ અગર બન્ને નથી. અને આ અનાથ બાલિકાઓને કેળવવાની નિશાળ છે."

"આપણે કંઇ પૈસા આપવા પડતા નથી? આપણને તે લોકો મફત ખાવાનું આપે છે?"

"હરેકને માટે વરસ દિવસે આપણાં સગાંવ્હાલાંઓ પચાસ રૂપિયા આપે છે."

"તો પછી આપણને એ લોકો ધર્માર્થ કેળવે છે એમ કેમ કહેવાય?"

"કારણ કે પચ્ચાસ રૂપિઆ પૂરતા નથી, જે ઘટ આવે છે તે ફાળો કરી પૂરી પાડવામાં આવે છે."

"ફાળો કોણ કરે છે?"

"સુરત, મુંબઇ વિગેરે શહેરનાં જૂદાં જૂદાં પરોપકારવૃત્તિવાળાં નરનારીઓ."

"અનંતિની ભીમે એ કોણ હતાં?"

"આ મકાનનો નવો ભાગ જેણે બંધાવી આપ્યો તેઃ—હાલમાં ભીમે સાહેબ અહિંની વ્યવસ્થા રાખે છે તેમનાં મા."

"એ વ્યવસ્થા કેમ રાખે છે?"

"કારણ કે તે ખજાનચી ને વ્યવસ્થાપક છે."

"ત્યારે આ મકાન પેલાં ઉંચાં બાઈ કેળરંગની સાડી પહેરે છે અને આજે કેળાં અપાવ્યાં તેનું નથી?"

"અવન્તિકા બાઇનું? નાના? એનું હોય તો પછી શું જોઇયે? તેને તો ભીમે સાહેબને જવાબ દેવો પડે છે. આપણે ખાવાનું અનાજ, પહેરવાનાં કપડાં બધું ભીમે સાહેબ પોતે લઈ મોકલે છે."

"એ અહિં રહે છે?"

"ના, થોડે દૂર—પાલગઢ બંગલે રહે છે?"

"એ સારા મ સ છે?"

"બ્રાહ્મણ છે અને ઘણું કલ્યાણ કરે છે એમ કહેવાય છે."

"તે ઉંચાં બાઇનું નામ તમે અવન્તિકાબાઇ કહ્યું?"

"હા?"

"તે તો દક્ષિણી છે ને અહિં બાલિકાઓ તો બધી ગુજરાતી છે?"

"દક્ષિણમાં બીજો આશ્રમ છે. ભીમે કુટુંબને ગુજરાત સાથે સારો સંબંધ કહેવાય છે અને ઘણાખરા ફાળો આપનાર ગુજરાતી હોય છે. અવન્તિકાબાઇને ગુજરાતી આવડે છે."

"બીજાંનું નામ શું."

"લાલ ચ્હેરાવાળાં જાડાં શાંતિ બ્હેન. તે ભરત અને શીવણ કામનું ધ્યાન રાખે છે અને વેતરી આપે છે.—આપણાં કપડાં આપણેજ શીવવાનાં હોય છે. કાળાવાળવાળાં ઠીંગણાં તે સુરેખા બ્હેન. તે ઇતિહાસ તથા વ્યાકરણ શીખવે છે ને બીજા વર્ગની કવિતા લે છે. પેલાં શાલ ઓઢે છે અને કમરે રૂમાલ રાખે છે તે જાનકી બ્હેન, તે પ્રયાગજીનાં છે ને સંસ્કૃત તથા હિન્દી શીખવે છે."

"તેમની સહુની સાથે તમને ફાવે છે."

"હોવે."

"પેલાં કાળાં ઠીંગણાં અને જાનકી બ્હેન સાથે?"

"સુરેખા બ્હેન ઉતાવળાં છે-તેને બહુ ચ્હીડવવાં નહિં. જાનકીબાઇ ઠીક છે."

"પણ અવન્તિકાબાઇ સહુથી સારાં છે. નહિ?"

"અવન્તિકાબાઈ ઘણાં સારાં અને હોંશિયાર છે. એ બધાંનાં ઉપરી છે કારણ કે બધાં કરતાં એને ઘણું જ્ઞાન છે."

"તમે આંહિં ઘણા વરસથી છો?"

"બે વરસથી."

"તમારેયે માબાપ નથી."

"મારે મા નથી."

"તમે અહિં સુખી છો?"

"તમે બહુ સવાલ પૂછો છો! મેં તમને ઘણા જવાબ આપ્યા. હવે મારે વાંચવું છે."

પાછો ઘંટ વાગ્યો. નિશાળ શરૂ થઇ, અને પાંચ બજ્યા સુધી ચાલી.

બપોરના ભાગમાં જાણવા જેવું એ બન્યું કે જે બાલિકા સાથે મારે ઉપરોક્ત વાત થઈ હતી તેને સુરેખા બ્હેને ઇતિહાસના પાઠમાંથી કાઢી મૂકી અને ઓરડાની વચમાં ઉભી રાખી. આટલી મોટી બાળાને આ શિક્ષા કરવી એ મને તો બહુજ શરમભરેલું લાગ્યું. મેં જાણ્યું કે તે બહુ શરમ અને લાગણી બતાવશે પણ તે રડીયે નહિ તેમ તેને શરમના શેરડા પણ પડ્યા નહિ. ગંભીર પણ શાંત સર્વનાં દૃષ્ટિતીરનું નિશાન થઇને તે ઉભી રહી. "આને એ એટલી

શાંતિથી-દૃઢતાથી કેમ સહન કરી શકતી હશે? હું જો એની જગ્યાએ હોઉં તો પૃથ્વી મા પાસે માગ જ માગી લઉં! આ તો જાણે પોતાને થયેલી સજાનો વિચારજ ન હોય, સ્થિતિનો ખ્યાલ ન હોય-આસપાસ શું છે તેનું ભાન ન હોય તેમજ ઉભી છે? મેં જાગૃત સ્વપ્ન સંબંધે સાંભળ્યું છે-તેને જાગતાં સ્વપ્ન તો નહિં આવતું હોય? તેની દૃષ્ટિ પૃથ્વી તરફ ઢળેલી છે પણ તે પૃથ્વી જોતી નથી. તે ઉંડા અંતર તરફ વળેલી દેખાય છે. તે પોતાનાં સ્મરણો ઉકેલતી હશે? એ તે કેવી-તોફાની છોકરી હશે કે સારી?"

પાંચ વાગ્યા પછી ચાહ અને એકેકી નાનખટાઇ મળી. મેં ચાહ રસપૂર્વક પીધી, નાનખટાઈ સ્વાદથી ખાધી, પણ વધારે મળ્યું હોત તો હું રાજી થાત-હું બહુ ભૂખી થઇ ગઈ હતી. પછી અર્ધા કલાકનો આરામ મળ્યો. પછી અભ્યાસ, વાળુ અને નિદ્રા, આ પ્રમાણે ચીંચણ કન્યાશ્રમમાં મારો પહેલો દિવસ પૂરો થયો.

---

# પ્રકરણ ૬ ઠું.

## હુસમન.

બીજો દિવસ પણ પહેલા દિવસ જેવોજ ઉગ્યો. વહેલાં ઉઠ્યાં, મોં સમાં કર્યાં, ન્હાયાં; ગીતાધ્યયન થયું. આજે પૂરીને બદલે ભાખરી હતી પણ કાલના જેવી ખોરી નહોતી. તેને બદલે બહુ થોડી હતી. મને ખાતે ખાતે લાગ્યા કર્યું કે વધારે હોત તો ઠીક.

નિશાળના પાઠ શરૂ થતાં મને ચોથા વર્ગમાં દાખલ કરવામાં આવી અને નિયમિત કામ તથા પાઠ મારે ભાગે નિમી આપવામાં આવ્યાં. અત્યાર સુધી કન્યાશ્રમમાં હું પ્રેક્ષક તરીકે હતી; હવે અન્તેવાસિની થઇ. પહેલાં તો પાઠ મ્હોંયે કરવાની ટેવ ન હોવાથી બહુ કંટાળો આવતો; વખત કેમે કર્યો જતો નહિ. એક પાઠ બંધ થતાં બીજો, પછી ત્રીજો એમ વારંવારના ફેરફારથી બ્હાવરી બની જતી અને લગભગ બપોરે ત્રણ વાગે શાંતિ બ્હેને મારા હાથમાં સોય, દડી, અંગુઠી અને બે વાર મજલીનનો કકડો આપી નિશાળખંડના એક ખૂણામાં બેસી તેની કોર ઓટવાનું કહ્યું ત્યારેજ દિવસમાં પહેલો આનંદનો ભાવ અનુભવાયો. તે સમયે ઘણાંખરાં બીજાંઓ પણ સીવતાં હતાં, પણ સુરેખા બ્હેનની ખુરશી પાસે એક વર્ગ ઉભો હતો અને બધે શાંતિ હતી એટલે તેના શીક્ષણનો વિષય, દરેક વિદ્યાર્થિનીના સાચા ખોટા, સારા નરસા જવાબ અને સુરેખા બ્હેનની પ્રશંસા વા નિન્દા સ્પષ્ટ સંભળાઈ શકે તેમ હતું. વિષય ગુજરાતનો ઇતિહાસ હતો. શિષ્યામંડળીમાં મારી

ગઈ કાલની પડશાળવાળી પરિચિત બાળા મેં જોઇ. પાઠના આરંભમાં તેનો નંબર પહેલો હતો, પણ કંઈ ઉચ્ચારની ભૂલ અગર વિરામની ચૂક માટે તેને એકાએક છેલ્લે કાઢવામાં આવી. તે કફોડી જગ્યામાં સુરેખા બ્હેન વારેવારે જૂદી જૂદી ટીકાઓ કરી તેને પજવ્યા કરતાં હતાં.

"હસમન, તારા પગ સીધા નથી. એડીઓ અડકાવીને ઉભ." "હસમન, તારૂં નાક બહુ ચ્હડી ગયેલું છે. સરખું રાખ;" "હસમન, નીચું ઘાલી કેમ ઉભી છે; છાતી કાઢી આંખ સીધી રાખી ઉભ." વિગેરે વિગેરે.

એક પ્રકરણ બે વાર વંચાયા પછી ચોપડીઓ બંધ થઇ અને સવાલો પૂછાયા. વંચાયેલો પાઠ કુમારપાળના રાજ્ય સંબંધી હતો અને જૈનધર્મ, શૈવમાર્ગ, હેમચંદ્રાચાય, વિગેરે સંબંધી જૂદા જૂદા પ્રશ્નો થયા. વિદ્યાર્થિનીનો મોટો ભાગ જવાબ દઇ શકતો નહોતો પણ ગમે તેવો સવાલ હોય તો પણ તે હસમન પાસેથી અટકી જતો, ત્યાં સ્પષ્ટ અને બરોબર જવાબ મળતો, તેની સ્મૃતિમાં આખો પાઠ કોરાઈ રહ્યો હતો અને દરેક સૂક્ષ્મ બાબતના જવાબ પણ તેને જીવ્હાગ્રે હતા. સુરેખા બ્હેન તેની પ્રશંસા હમણાં કરશે—કરી, એમ હું ઉત્કંઠાથી રાહ જોયા કરતી હતી, પણ તેને બદલે તે બોલી ઉઠ્યાં. "ગંદી છોકરી, નખ કેમ કરડે છે?"

હસમને જવાબ ન દીધો. મને તે ચૂપ રહેવાથી નવાઇ લાગી.

મારૂં ધ્યાન શાંતિ બ્હેને દોરાની એક આંટલીને રીલ ઉપર ચ્હડાવતાં હતાં તે આલી રાખવાનું કહેતાં તે તરફ વળ્યું, અને તેમ કરતાં કરતાં તેણે મારી સાથે હું પહેલાં કોઇ નિશાળે ગયેલી કે નહિ, મને લખતાં, શીવતાં, ગુંથતાં આવડે છે કે નહિ વિગેરે વાતો કરવા માંડી એટલે સુરેખા બ્હેન તથા હસમન શું કરતાં હતાં તેનું નિરીક્ષણ પૂરૂં થઈ શકયું નહિ. પણ હું પાછી નવરી પડી ત્યારે સુરેખા બ્હેને કંઇ આજ્ઞા કરી. શું તે બરોબર સાંભળી શકાયું નહિ, પણ હસમન કલાસ છોડી તુરતજ ચોપડીઓ રાખવાના એક નાના ઓરડામાં ગઇ અને અરધી મિનિટમાં એક નાની આંકણી લઈ આવી. આ કાળું હથિઆર તેણે માનપુરઃસર સુરેખા બ્હેનને આપ્યું અને પોતાનો જમણો હાથ ધર્યો. શિક્ષિકા સાહેબે બન્ને હાથમાં આંકણી મારી. હસમનની આંખમાં આંસુ સરખુંય દેખાયું નહિ અને આ જાતના દેખાવથી નિષ્ફળ અને નિર્બળ ક્રોધને લીધે મારાં આંગળાં કંપવા માંડયાથી મેં મારૂં કામ બંધ કર્યું તો પણ હસમનના વિચારશીલ ચ્હેરા ઉપર મુદ્રાનો ફેરફાર થયો નહિ.

"નઠોર છોકરી" સુરેખાબાઈ બોલ્યાં "તારી ગંદવાડીની ટેવો કોઇ રીતે છુટતી નથી! જા, આંકણી લઈ જા."

હસમને તેમ કર્યું. પાછી ઓરડીમાંથી નીકળી ત્યારે મેં તેના ઉપર બારીકીથી જોયું; તે પોતાનો રૂમાલ ખીસામાં મૂકતી હતી; તેના કૃષ્ણ કપોલપર લોહી નાખેલા અશ્રુનો શેરડો હતો.

કન્યાશ્રમનો સાંજનો અર્ધા કલાકનો વિશ્રામસમય મને સહુથી આનંદજનક ભાસ્યો. ક્ષુધા તૃપ્ત તો થઇ નહિ પણ ચાહ અને નાનખટાઇથી ચેતન આવ્યું. દિવસ ભરનો અંકુશ અદૃષ્ય થયો, સ્વચ્છંદતા સત્કાર્ય લાગી.

હસમનને સુરેખા બ્હેને ફટકાર્યા પછી સાંજે ખાલી કલાસોમાં થઇને હું એકલી રસળતી હતી પણ આજે એકલવાયું લાગતું નહોતું. કદાચ ઘેર માયાળુ માબાપથી છુટી પડી આવી હોત તો સંધ્યાકાળનો આ સમય વિયોગને લીધે મને ઘણોજ સાલત; આ શાંત અપ્રસિદ્ધ નવીન જીવનથી મારૂં મન બહુ ઉદ્વિગ્ન રહત. તેથી વિરૂદ્ધ હું કંઈ નવીન ઉત્સાહ અનુભવતી હતી.

પાટલી ઉપર કુદતાં કુદતાં. ટેબલ નીચેથી ગળકતાં હું એક ખૂણે જઈ પહોંચી. ત્યાં એક બારી પાસે હસમન ચપટ બેઠેલી હતી. તે વિચારમગ્ન, શાંત, પુસ્તકની સંગતને લીધે આસપાસની સર્વ વસ્તુથી ઉદાસીન હતી. સાંજના ઝાંખા અજવાળામાં તે ચોપડી વાંચ્યા કરતી હતી.

તેની પાછળ જઇને મેં પૂછ્યું "હજી વિવેકવણજારોજ વાંચો છો કે ?"

"હા. હજી તે પૂરો થયો નથી."

પાંચ મિનિટમાં તેણે પુસ્તક બંધ કર્યું. હું તેથી રાજી થઇ.

"હવે કદાચ" મેં મારા મનમાં સંકલ્પ કર્યો "હવે કદાચ હું તેને મારી સાથે વાત કરાવી શકું ખરી." હું પણ તેની પાસે ચપ્પટ નીચે બેસી ગઇ.

"તમારૂં ખરૂં નામ હસમન છે?"

"હા,"

"તમે બહુ દૂરથી આવો છો."

"હું વડોદરાના પાટણ પરગણામાંથી આવું છું,"

"તમે પાછી કયારે જશો?"

"કંઇ કહી શકાય નહિ."

"તમને ચીંચણ છોડી જવાનું મન તો થતું હશે?"

"નારે? મન શા માટે થાય? મને આંહિ ભણવાને મોકલી છે. અને હું પૂરેપૂરૂં ભણી રહું તે પહેલાં જવાનું મન કરવું નકામું."

"પણ પેલાં સુરેખા બ્હેન તમને બહુ હેરાન કરે છે."

"હેરાન? ના, ના, એ જરા સખત છે. એને મારી ખોડ ગમતી નથી."

"તમારે બદલે હું હોંઉ તો મને તો તે ગમેજ નહિ. હું તો તેની સામીજ થાઉં, મને જો આંકણી મારે તો તેના હાથમાંથી ઝુંટવીજ લઉં, અને એના દેખતાંજ ત્યાંને ત્યાંજ ભાંગી નાખું."

"એવું કંઈ થાય નહિ, બ્હેન, ને એવું કરો તો બીજે દિવસેજ બામે સાહેબ નિશાળમાંથી કાઢી મૂકે અને તમારાં સગાંવ્હાલાં ફિકરમાં પડે. પોતાને દુઃખ થાય તે સહન કરવું સારૂં, પણ ઉતાવળું પગલું ભરી આપણા સંબંધીઓને પણ હેરાન કરવાં એ ઠીક નહિ."

"પણ લોકોથી ભરેલા ખંડમાં આંકણીઓ મારે ને ઉભી રાખે એથી વધારે ફજેતી શી? ને તમે તો મોટાં છો. હું તમારાથી આટલી નાની છું તોયે તે મારાથી જોવાતું નથી."

"છતાં તમે તેવી સ્થિતિથી દૂર ન રહી શકો તો તે સહન કરવું એજ ધર્મ છે. તમારા નસીબમાં લખ્યું સહન થતું નથી એમ કહેવું નબળા માણસનું કામ છે."

મને આ સાંભળી નવાઇ લાગી. આ સહનશીલતાનો પંથ મારા સમજવામાં આવ્યો નહિ અને સજા કરનાર ઉપર રોષ પણ ન રાખવાની તેની વાત તો મારે ગળે મુદ્દલ ઉતરી નહિ. છતાં હસમનની વિચારદૃષ્ટિ મારા કરતાં ભિન્ન હતી. તે ખરી હશે ને હું ખોટી હોઇશ એમ મારા મનમાં શંકા ઊપજી પણ તેના ઉપર અત્યારે ગંભીર વિચાર કરી શકી નહિ. તેમ કરવાનું આગળપર મુલતવી રાખ્યું.

"હસમન, તમે કહો છો કે તમારામાં ઘણી ખોડ છે તે કઇ કઇ? મને તો તમે બહુ સારાં દીસો છો?"

"ઉજળું એટલું દૂધ ન હોય, બ્હેન, સુરેખા બ્હેન કહે છે તેમ હું બહુ ગંદી છું. મારી ચીજો હું ઠેકાણાસર રાખતી નથી. હું બહુ બેદરકાર છું, ભુલકણી છું; પાઠ તૈયાર કરવા ટાણે બીજું બહારનું વાંચ્યા કરૂં છઉં. વ્યવસ્થા તો સમજતીજ નથી અને તમારી પેઠે ઘણીવાર અમુકજ શૈલીને આધીન હું થઈ કે રહી શકતી નથી. સુરેખા બ્હેનને આ ફાવતું નથી કારણ તે સ્વભાવેજ ચોખ્ખાં, નિયમિત ચોક્કસ—"

"આડાં અને ખારીલાં છે." મેં વાકય પૂરૂં કર્યું, પણ હસમને તે વાકયપૂર્તિ સ્વીકારી નહિ. તે શાંત રહી.

"સુરેખા બ્હેન જેટલાંજ અવન્તિકા બ્હેન પણ તમને સતાવે છે ?"

"અવન્તિકા બ્હેનનું નામ લેતાંજ તેના ગંભીર મુખ ઉપર મૃદુ સ્મિત ફરકવા લાગ્યું.

"અવન્તિકા બ્હેનની ભલાઇની વાતજ ન થાય. શાળામાં ખરાબમાં ખરાબ છોકરીને સજા કરતાં પણ એનું મન દુઃખાય છે, તેને મારી ખોડ માલુમ છે અને મને ધીમેથી તે સુધારવાનું કહે છે. મારા અતિ ભૂલકણા સ્વભાવની એક મોટી સાબિતી એ છે કે મારી ખોડો તેની મૃદુ, સકારણ દલીલથી પણ સુધરતી નથી. હું કંઈ સારૂં કામ કરૂં છું તો તે મારી પ્રશંસા કર્યા વિના પણ રહેતાં નથી. પરંતુ તેની પ્રશંસા મારે મન અમૂલ્ય છતાં હમેશાં સંભાળ રાખવાનો અને અગમચેતી લેવાનો ઉત્સાહ તેનાથી પણ મારામાં આવતો નથી."

"ઘણું નવાઇ જેવું !" હું બોલી "સંભાળ રાખવી તો સહેલી છે."

"તમારે મન સહેલી છે તેની મને શંકા નથી. આજ સવારે મેં તમને તમારા કલાસમાં જોયાં અને તુરત જાણ્યું કે તમને બારીકીથી ધ્યાન દેવાની ટેવ છે. માલિની બ્હેન પાઠ સમજાવતાં હતાં તથા સવાલ પૂછતાં હતાં ત્યારે તમારૂં ચિત્ત કયાંહિ બીજે ભમતું નહોતું. અને મારૂં ચિત્ત હમેશાં ગમે ત્યાં ચાલ્યું જાય.

સુરેખા બ્હેન કહે ત્યારે સાંભળવું હોય અને તેના મુખમાંથી પડતી જ્ઞાનધારા આનંદથી ઝીલી લેવી હોય, તેને બદલે ઘણી વાર તેનો સ્વર પણ સંભળાયા વિનાનો રહી જાય. મને સ્વપ્ન જેવું કંઈ થઇ આવે, કેટલીકવાર જાણે હું મણુંદના પાધરમાં હોઉં અને અમારી પાસેથી સરસ્વતી ખળખળ કરતી ચાલી જતી હોય તેવું લાગે. પછી મારે જવાબ આપવાનો વારો આવે ત્યારે મને જગાડવી પડે અને મારી સ્વપ્ન સૃષ્ટિમાં હોવાને લીધે મેં કંઇ સાંભળ્યું તો હોય નહિ એટલે જવાબ શો દઉં?"

"આજે બપોરે તો તમે કેટલા સારા જવાબ દેતાં હતાં?"

"એ તદ્દન અકસ્માતજ હતો. એ પાઠમાં મને રસ પડતો હતો. આજે બપોરે મણુંદનો વિચાર કરવાને બદલે કુમારપાળનો વિચાર કરતી હતી. એને જૈન ધર્મનું અવલંબન કરવાની શું જરૂર હતી. રાજા ધર્મથી પર હોવા જોઇયે અને બધા ધર્મોને સરખા પાલવાના છે એમ તેણે સમજવું જોઇયે. અને જૂદી જૂદી જાતનાં ચમત્કારથી ધર્મનું સત્ય સાધવા તે વખતના લોકો શું કામ મથતા હશે?"

હસમન પોતાના મન સાથે બોલતી હતી. એ ભૂલી ગઈ હતી કે હું બાળક હતી, અજ્ઞાન હતી, એ વિષય ચર્ચવાની કોટિયે પહોંચી નહોતી, હું તે શું કહે છે તે સમજતી નહોતી. મેં તેને મારી ભૂમિકામાં પાછી બોલાવી."

"અને જ્યારે અવન્તિકા બ્હેન તમને ભણાવે છે ત્યારે તમારૂં ચિત્ત ભમે છે?"

"નહિજ, વારંવાર તો નહિજ; કારણ કે અવન્તિકા બાઇને મારા પોતાના વિચાર કરતાં હમેશાં કંઇ નવું કહેવાનું હોય છે. તેની ભાષા મને બહુ મીઠી લાગે છે અને તે જે જાતનું જ્ઞાન આપે છે તેજ મેળવવાની મને ઉત્કંઠા હોય છે."

"ઠીક, ત્યારે અવન્તિકા બ્હેન પાસે હોય ત્યારે તમે સારાં થઇ જાઓ છો."

"હા, મારાથી તેવું થઈ જવાય છે. હું કાંઇ સારી થવાને યત્ન કરતી નથી. મારી વૃત્તિ મને દોરે છે તેમ હું દોરાઉં છું. આ રીતે સારૂં થવામાં કંઇ માન ઘટતું નથી."

"માન કેમ નહિ? જે તમારા તરફ ભલપણ દેખાડે છે તેની સાથે તમે સહજજ સારાં થઈ શકો છો. મને તેથી વધારે સારી થવાની કદી ઇચ્છાજ થતી નથી. જો ક્રૂર અને અન્યાયી લોકોની આજ્ઞા પાળવાનું લોકો વ્રત લે તો દુર્જન લોકો દુનિયામાં બધું પોતાનીજ મરજી પ્રમાણે કરે; કોઇથી બ્હીયે કરે નહિ અને કદી સુધરે તો નહિજ, પણ ઉલટા વધારે ને વધારે બગડતા જાય. આપણને કોઇ નકામું મારે ત્યારે આપણે પૂરા જોરથી પાછું મારવું—એટલા જોરથી કે સામું માણસ આપણે પાછું કદી ન મારવાનું શીખે.

"તમે મોટાં થશો ત્યારે તમારો અભિપ્રાય બદલાશે. હજી તમે બાળક છો અને અભણ, અણસમજુ છો."

"પણ દુસ્મન, મને તમારે માટે લાગે છે. હું ગમે તેટલું કરૂં પણ ખુશી થવાને બદલે મારાથી અણગમોજ પામે તેનાથી મને પણ અણગમો ઉપજવોજ જોઇયે. મને શેરવ્યાજની

સજા કરે તેની સામે થવુંજ જોઇએ. મને મ્હાય તેને મારે મ્હાવું અને શિક્ષાપાત્ર હોઇયે તો શિક્ષા ખમવી એ જેટલું સાચું છે તેટલું આ પણ સાચું છે.”

“ તિરસ્કાર ગુસ્સાથી જીતાતો નથી. અંતરનો ઘા વેરથી રૂઝાતો નથી.”

“ કેવી રીતે ?”

“ તમારા શત્રુઓ તરફ પણ સ્નેહ રાખવો. તમને શાપ દે તેને આશિષ દેવી. તમને ધિક્કારે અગર તમારે માથે ખાર રાખે તેનું ભલું કરવું.”

“ એટલે મારે માનિનીમામી ઉપર સ્નેહ રાખવો. એ મારાથી બને તેમ નથી. કૃષ્ણમુખને આશીર્વાદ આપવો. એ પણ અશકય છે.”

હસમને આ સમજાવવાનું કહ્યું. મેં મારાં દુઃખ અને વૈરનો ઇતિહાસ મારી પોતાની રીતે તેની પાસે ખાલી કર્યો. જરા આંચકા કે નરમાશ વિના ઉશ્કેરાઇ જઇને કડવાશ તથા તીખાશથી મેં મારી વાત કહી.

હસમન અંત સુધી ધીરજથી સાંભળી રહી. મેં ધાર્યું કે તે કંઇ કહેશે; પણ તેણે કશું કહ્યું નહિ.

મેં અધીરાઇથી પૂછયું “ માનિનીબાઈ કઠોર હૈયાનાં નઠોર નહિં ?”

“ ખરેખર તમારા તરફ તે માયાહીન ખરાં. કારણ કે જેવી રીતે સુરેખા બ્હેનને મારી જાતની રીતભાત પસંદ નથી

તેવી રીતે તમારાં મામીને તમારી રીતભાત પસંદ નહોતી. પણ તેણે તમને જે જે કહ્યું કર્યું હશે તે તમે કેટલું યાદ રાખી રહ્યાં છો! તેના અન્યાયથી તમારા હૃદય ઉપર કેટલી ઉંડી અસર થઇ છે! મારા ઉપર વાદળ તૂટી પડે તો પણ આવી દ્વારકા જેવી છાપ તો નજ પડે. તમે તેની ક્રૂરતા અને ક્રોધાવેશ ભૂલી જાઓ તો તમે વધારે સુખી ન થાઓ કે? વૈરભાવ જાળવી રાખવામાં અને ઇજા નુકસાનનું લિસ્ટ મનમાં રાખી મૂકવામાં ગાળવા જેટલો જીંદગીમાં વખત કયાં છે? આ દુનિયામાં આપણા બધામાં કંઇ ખોડ હોય છેજ. પણ આ દેહ છૂટી પડતાં એ ખોડો પણ છૂટી થઇ જશે. આ માંસ રૂધિરનો દેહ પડશે તે સાથે પાપ અને હલકાઈ પણ નાશ પામશે અને પરમપુરૂષના તેજના અંશ જેવા શુદ્ધ જીવજ રહેશે, અને પૂર્ણ પરમાનંદ પામશે. મનુષ્યજીવન પામી શું જન્મ મરણના ફેરા આપણે ટાળી શકીયે નહિ? મારૂં તો માનવું આ પ્રમાણે છે. મને મરવું ગમે છે, કારણ કે મરણમાં મારી આશા સમાયેલી છે. યમરાજાને ચોપડે ભય અને નર્ક નથી પણ સ્નેહ ને સ્વર્ગ લખાયેલાં છે. પાપી અને તેના પાપને હું જોઇ શકું છું, અને તેનાં પાપને ધિક્કારતાં છતાં પાપીને હું ક્ષમા આપી શકું છું. વેરથી મારૂં હૈયું બળતું નથી; બ્હેન, ક્રૂજેતીથી હું કંટાળતી નથી; અન્યાયથી હું નીચે દબાઈ જતી નથી; હું પરિણામ વિચારી શાંતિમાંજ વસું છું.

કુસુમનનું માથું નીચું નમી ગયું અને તેની દૃષ્ટિથી હું જોઈ શકી કે તેને એકલી વિચાર કરવાનું મન છે; પણ ધ્યાનસ્થ

રહેવાનો તેને બહુ વખત મળ્યો નહિ. એક મોટી ગ્રામ્ય છોકરી તરતજ આગળ આવીને ચરોતરી ગુજરાતીમાં કહેવા લાગી.

"હસમન બા, તમે જઇને તમારૂં કપટ શીહને સાફ કરતાં નથ્યૂ? જાવ ને આ ઘડી તમારૂં કામ બંધ કરો ને કપટ સાફ કરો. નીતર મારે સરેખા બોનને કહી દેવું પડશે."

હસમનનું સ્વપ્ન ઉડી ગયું. તેણે નિસાસો મૂકયો અને જવાબ આપ્યા વિના કપાટ સાફ કરવા ચાલી.

---

# પ્રકરણ ૭ મું.



## કલંકિતા.

ચીંચણના પહેલા ત્રણ મહિના મને યુગ સમાન લાગ્યા; અને તે પણ કલિયુગ જેવા. નવા નિયમો પાળવાની ટેવ પાડવી પડી. કદી ટેવ નહિ તેવા પાઠો તૈયાર કરવા પડયા. આ બાબતમાં નિષ્ફળ નીવડીશ તો, એ બ્હીકની મારી હું અર્ધી સૂકાઈ ગઈ. શારીરિક દુઃખ તેના પ્રમાણમાં ઓછું ખરૂં પણ તે કંઈ તદ્દન હલકું નહોતું.

ચીંચણમાં ઉન્હાળામાં તાપ સખત પડતો હતો અને અમારે દરરોજ બપ્પોરનો ભાગ બહાર ગાળવાનો હતો. અમારી પાસે છત્રી પણ નહોતી તેમજ પાણીની પણ છત હતી નહિ. અનાજ પૂરતા જથ્થામાં મળતું નહોતું અને રાતે નહિ તેટલું દિવસે વધાય એ ઉંમરની બાળાઓની ક્ષુધા દિવસે દિવસે તીવ્ર થતી જતી હતી, જ્યારે નાજુક મંદવાડવાળા માણસને અપાય તેટલો ખોરાક અમને આપવામાં આવતો. પીરસવામાં પણ મોટી છોકરીઓને ઘોંઘાટ કરી વધારે મળતું. નાની છોકરીઓ બ્હીક અગર શરમની મારી ચૂપ તથા ભૂખી બેસી રહેતી. મારી પૂરીઓ પાસેની મોટી છોકરીઓ મને સમજાવી પટાવી પડાવી લેતી. કેટલીકવાર ચાહનો પ્યાલો અરધોજ મળતો.

સોમવાર દેશનગતિનો દિવસ હતો. અમને સહુને અંજનીશ્વર મહાદેવને મંદિરે લઇ જવામાં આવતાં. ત્યાં ભીમે સાહેબ

રૂદ્ર વિગેરે કરાવતા અને સહુયે પ્રદોષ કરવો પડતો. ભૂખે પેટે ચાલતાં જવું ને આવીને ટાઢું ખોરૂં ધાન ખાવું—આ અમારો સોમવાર!

આ વખતે અવન્તિકાબાઇ અમારી સાથે આવતાં. તે તાપ અને શ્રમથી લાલચોળ બની જતાં તેમજ હાંફી જતાં પણ "બહાદુર સિપાહી" ની માફક અમને ધૈર્ય તથા સહનશીલતાનો દાખલો બેસાડતાં. બીજી શિક્ષિકાઓને તો આ નિયમ બહુજ આકરો લાગતો.

રાતે જમ્યા પછી માલિની બ્હેન એકાદ આખ્યાન વાંચતાં. તેનાં દાબ્યાં ન રહેતાં બગાસાંથી તેને તેમાં કેટલો રસ પડતો તે જણાઈ આવતું. આ આખ્યાનમાં વિષ્કંભક રૂપે નાની બાલિકાઓ સૂઈ જતી ત્યારે જે આનંદ થતો તેની તો વાતજ નહિ ઉંઘમાં એ બિચારીઓ પાટલી ઉપરથી પડી જતી. પછી મોનિટરો તેને અધમૂઈ જેવી ઉંચકી વચમાં ઉભી રાખતી. તે છતાં પડી જતી તો મોનિટરને બેસવાનાં ઉંચા સ્ટુલને અઢેલી ઉભી રાખવામાં આવતી.

હજી ભીમે સાહેબની મુલાકાત સંબંધમાં મેં કાંઇ કહ્યું નથી. એ સદ્‌ગૃહસ્થ મારા આવ્યા પછી હજી એક માસ પછી પણ પરગામજ હતા અને પોતાના મિત્ર પ્રભાસના શંકરાચાર્ય સાથે મોજ માણતા હતા. તેની ગેરહાજરીથી મને ઘણી શાંતિ હતી. તેના આવવાથી બ્હીવાનું મારે કારણ હતું, પણ છેવટે એ આવ્યા વિના રહ્યા નહિ.

એક બપોરે સ્લેટ લઇને હું એક લાંબા ભાગાકાર ઉપર માથું ફોડતી હતી તેવામાં એક બારીમાં બેધ્યાન નજર પડતાં મેં એક આકૃતિને પાસે થઇ જતાં જોઇ. મારા મનમાં ફાળ પડી; અને બે મિનિટમાં શિક્ષિકા, વિદ્યાર્થિનીઓ, સઘળાં એકદમ ઉભાં થઇ ગયાં એટલે એ કોને આવકાર મળ્યો તે પૂછવાપણું રહ્યું જ નહિ. એક લાંબી ડાંપ ભરી તે નિશાળખંડમાં આવ્યા અને પચ્ચેસરની હવેલીમાં મારી સામે જે કાળપુરૂષ જોઈ રહ્યા હતો તેજ અર્ધી મિનિટમાં અવન્તિકાબાઈ પાસે આવીને ઉભો. તે પણ ઉભાં થયાં હતાં. પ્રભુની કારીગરીના એ નમૂના તરફ મેં બાડે ડોળે જોઇ લીધું. હું સાચી પડી; ગરદન સુધી બટન બીડેલ લાંબો કોટ પહેરી ભીમે સાહેબજ પધાર્યા હતા. અને એ કોટથી સાહેબશ્રી હતા તે કરતાં વધારે લાંબા અને પાતળા લાગતા હતા.

આ ભૂતદર્શનથી ગભરાવાનાં મારે કારણો હતાં. મારી મનોવૃત્તિ વિગેરે સંબંધે માનિનીમામીએ જે જે હલકી સૂચનાઓ કરી હતી તે; અવન્તિકા બાઇ તથા શિક્ષિકાઓને તે વિષે હું કહીશ એવું ભીમે સાહેબે આપેલું વચન, વિગેરે મને બરોબર યાદ હતું. મને હમેશાં આ વચન પૂરૂં પડશે એવો ભય રહ્યાં કરતો હતો. હમેશાંને માટે મારા ગત જીવનના અનુભવથી તથા વાતચિતથી જે માણસ “નઠારી છોકરી”ની છાપ મારે માથે લગાવવાનો હતો તેની હું રાહજ જોતી હતી અને એ માણસ આજ આવી પહોંચ્યો હતો. અવન્તિકાબાઈની બાજૂએ ઉભો રહી તે તેને કંઈ કાનમાં કહેતો હતો. મને ખાત્રી હતી તે મારી દુષ્ટતા ખુલ્લી પાડતો હતો, અને હું તેની તરફ પુષ્કળ ગભરાટથી જોયા કરતી હતી કે

હમણાં તેની કાળી આંખ મારા ઉપર તિરસ્કાર અને ઉપહાસનું તીવ્ર કટાક્ષ નાંખશે. હું સાંભળતી પણ હતી; કારણ પાસે બેઠેલી હોવાથી મારાથી તેની વાતોમાંથી ઘણુંખરૂં સંભળાતું હતું. ગુજરાતી લોકોના સહવાસથીજ હશે પણ બન્ને ગુજરાતીમાંજ વાતો કરતાં હતાં.

"અવન્તિકા, અમે સુરતથી જે નંબરના દોરા લાવ્યા છીયે તે બરાબર ચાલશે? અમને તેજ વખત થયું કે માદરપાટની ચોળીના બર જેવું તેનું કાપડ થશે એટલા માટેજ અમે સોય પણ તેને માફકનીજ પસંદ કરી છે, અને શાંતિલ જરા વિચારો—કે ભરતની તથા ઓટણની સોય પુઢચે અઠવાડિયામાં આવી પહોંચશે. દરેક શિષ્યને એકએકજ સોય આવે; કારણ કે જો બબ્બે આપશો તો તે બેફિકર થઈ ખોઇ નાંખશે—અને "હરવલી મગઝાલા." અને—(સંભારીને) ધોબણનો હિસાબ તપાસતાં અમારા જોવામાં આવ્યું કે કેટલીક છોકરીઓને અઠવાડિયામાં બેને બદલે ત્રણ ધોયેલી ઓઢણી અપાઇ છે. ધારાસર તેમને બે મળે—એક જાડી છાયલની ને એક પાતળ મજલીનની.

"હા. પણ એનું તો એમ હતું કે ગોદાવરી તથા તારાને ગયે ગુરૂવારે પાલગઢવાળા બરજોરજી શેઠને ત્યાં બોલાવ્યાં હતાં એટલે મેં તેને સારી ધોયેલી મજલીનની ઓઢણીઓ ઓઢી જવાનું કહેલું."

"વારૂ—આ એક વખતને માટે જવા દઇયે છીએ. પણ આ પ્રમાણે વારંવાર થવા દેવું નહિ અને બીજી બાબત અમને ઘણું આશ્ચર્ય વાટસું. પાકશાળાના હિસાબમાં એક દિવસ કેળાં અને

બીજું શાક પીરસવામાં આવ્યું છે અને એક દિવસ સાંજે આઠ સાથે કલિંગડ આપવામાં આવ્યું છે, આ કેમ બને? અમે ધ્યાન પૂર્વક ધારાબુક જોઈ ગયા પણ આવું ખાણું આપવાનું તેમાં લખ્યું નથી; આ સુધારો કેમ થયો? અને કોની સત્તાથી થયો?

"એને માટે જવાબદારી મ્હારી છે. સવારની પૂરીઓ એવી ખરાબ ખોરા લોટની કરવામાં આવેલી કે બાલકો ભૂખ્યાં ઉઠયાં અને તેઓને તદ્દન ભૂખ્યાં રાખવાનું મારૂં હૈયું ચાલ્યું નહિ. તેમને કંઇ દિલાસાની જરૂર હતી."

"બાઈ સાહેબ, માફ કરો, પણ તમુને માલૂમ છે કે આ છોકરીઓને ઉછેરવાની અમારી યોજના ભોગ વિલાસની આદત પાડવાની નથી, પણ ઉદ્યમી, સહિષ્ણુ અને સ્વાર્પણ-શીલ કરવાની છે. કદાચ મસાલો વતો ઓછો પડવાથી કે ધુંવો લાગવાથી કે તેવા કારણથી સાયપાક બગડે તો તેથી વધારે સારી વસ્તુ તેના બદલામાં આપી એ તક ગુમાવવી જોઇયે નહિ. એથી ઇન્દ્રિયોને ઉત્સાહ મળે છે અને આ આશ્રમનો હેતુ પાર પડતો નથી. થોડા વખતનું દુઃખ ધીરજથી સહી લેવા જેવું ધૈર્ય રાખવા ઉત્તેજન આપી તેઓની આધ્યાત્મિક વૃત્તિ સતેજ કરવા માટે એવી તકનો લાભ લેવા ચૂકવું નહિ. તે વખતે તમે એક લહાન સરખું ભાષણ આપ્યું હોત તો કંઇ ખોટું નહોતું. આપણા ઋષિ મુનિઓ કંદમૂળ ખાઇ રહેતા; અન્નદેવતાનો તો સત્કારજ કરવો જોઇયે; આપણા સંન્યાસી લોકો તો એ બધું ભેગું મેળવી કસાણું કરીનેજ ખાય છે; ઉદરભરણ એજ જીવનનો હેતુ નથી, આપણે ત્યાં ઉપવાસનું તો કેટલું મહત્ત્વ છે વિગેરે; અરે અવન્તિકા, તેના બદલે

ખોરી પૂરી બદલ છોકરાંઓના મુખમાં તમે કેળાં અને કલિંગડ મૂકો તો તમે આ માંસમજ્જાવાળા શરીરને પોષો છો ખરાં પણ તેના અમર આત્માના વિકાસને કેટલો કમી કરો છો ?"

પોતાની લાગણીથી અભિભૂત થઇને ભીમે સાહેબ બંધ રહ્યાં; તેણે બોલવું શરૂ કર્યું ત્યારે અવન્તિકા બ્હેન નીચું જોઇ ગયાં હતાં પણ હવે તેણે ઉંચુ જોયું. તેનો ચ્હેરો આરસ જેવો ફીકકો હતો પણ અત્યારે તેના જેવીજ દૃઢતા અને નિશવેશ ધારણ કરતો હોય તેમ જણાયું. તેના હોઠ એવા સજજડ બીડેલા લાગ્યા કે અંદર આંગળી નાંખીયે તોયે ઉઘડે નહિ. તેની અમર રોષથી વળી તેમને તેમ રહી ગઈ.

દરમ્યાનમાં ભીમે સાહેબ પોતાના બન્ને હાથ પાછળ રાખી ટેબલ પાસે ઊભા ઊભા આખી શાળાનું પ્રતાપી નયને અવલોકન કરતા હતા; એકદમ તેનાં નયન ફટાર ઉઘડી પાછાં બંધ પડી ગયાં, જાણે એકાએક ઉગ્ર પ્રકાશ તેના ઉપર પડયો ન હોય ! પાછા ફરી તેણે ઉતાવળે સ્વરે બોલવા માંડયું.

"અવન્તિકે, અવન્તિકે, હે કાય ? તે છોકરી કોણ છે, ભુરા વાળવાળી આડી સેંથીવાળી અંબોડામાં ફૂલ નાખ્યાં છે તે ?" અને એ ભયંકર છોકરી સામે પોતાની સોટી ઉગામી તે હલાવતા હલવતા ચીંધવા લાગ્યા.

અવન્તિકા બાઇએ ઘણુંજ ઠંડે પેટે ઉતર આપ્યો "એ લક્ષ્મીદાસ શેઠની સૌંદર્ય-કેશિની."

"સૌંદર્યકેશિની ? અને સૌંદર્યકેશિની કે કોઇ બીજી કોઇ પણ અનાથ બાલિકાએ વાળનો આટલો બધો ભપકો શો મારવો ?

આ આશ્રમના તમામ ધારા વિરૂદ્ધ દુનિયાની ફેશનનું અનુકરણ શા માટે કરવું ? આ અનાથાશ્રમ છે; ધર્માર્થે શાળા છે ત્યાં વળી વાળનાં પટિયાં તથા ગુચ્છા શા ?"

પહેલાંથી પણ વધારે ઠંડે પેટે અવન્તિકા બ્હેને કહ્યું સૌંદર્યકેશિની વાળ અતિ સુન્દર અને ગુચ્છાદાર છે."

"અતિ સુંદર અને ગુચ્છાદાર ?—એ છોકરી અનાથાશ્રમની ખરાબ સ્થિતિ કરશે ! વાળ બેઠા, સીધી સેંથીનાજ હોવા જોઇએ. અહિં બીજી છોકરીઓને પણ વાળની ફેશનનું બહુજ છે એમ દેખાય છે.—પેલી ઉંચી છોકરી—તેને પીઠ ફેરવી ઊભવાનું કહો—પહેલા વર્ગને સબંદને પીઠ ફેરવી ભીંત તરફ મ્હોં કરી ઉભા રહેવાનું કહો."

અવન્તિકા બ્હેનના મુખ ઉપર દાબવાનો યત્ન કર્યાં છતાં પણ હાસ્ય ફરકયું અને તેને રૂમાલ મુખ આડો ફેરવી દેવાની જરૂર પડી. તેણે તે પ્રમાણે કરવાનો હુકમ આપ્યો અને પહેલા વર્ગની બાલિકાઓ શું કરવું તે સમજી કે તુરત હુકમનો અમલ થયો. આમ ફરતાં ફરતાં છોકરીઓ જે ચાળા તથા ચેષ્ટા કરતી હતી તે ભીમે સાહેબે જોઇ હોત તો શું થાત તે કહી શકાય નહિ. તેને લાગી આવત કે ભોજન અને કપડાનાં વિષયમાં તે ગમે તેટલું માથું મારે પણ આન્તરવૃત્તિઓ તો નિરંકુશજ હતી અને તે તેનાથી દાબી દેવાય તેવી ન હતી.

લગભગ પાંચ મિનિટ સુધી તેણે જોયાં કર્યું. પછી સાભિપ્રાય ઠરાવ ઉચ્ચાર્યો. તેના શબ્દો આ હતા.

"માથામાં જેણે જેણે મરીયાં, ઘોડો, પાન કંઇ પણ ગૂંથ્યાં હોય અગર જેણે ગુચ્છા પાડયા હોય તેના વાળ કાલે સવારે નાવી આવે તેની પાસે કઢાવી નાંખવા."

અવન્તિકાબાઈ વચમાં પડયાં અને દલીલ કરવા લાગ્યાં.

"આવન્તિકે" તેણે કહ્યું "અમે અમારી ફરજ સમજીયે છીયે. આ અનાથાશ્રમની બાળાઓ છે. તેને આજે આ પ્રમાણે રહુડાવીયે તો આગળ ઉપર કન્યાશ્રમ બદનામ થશે. ઇન્દ્રિય વિલાસનો ભાવ તેમનામાંથી સમૂળ કાઢી નાખવાનો છે. અમે તો બધાંના વાળ કપાવી નાખવાના મતના છીયે પણ—"

"પણ, સાહેબ, વાળ તો હિન્દુ સ્ત્રીનું સૌભાગ્ય ચિહ્ન છે. એને વાળંદનો હાથ અડી ન શકે. એ તો વિધવાજ કપાવે. આ બાલિકાઓને એવું અપશુકન કરવાની જરૂર નથી."

અહિં આ વાતમાં વિઘ્ન નડયું. બીજાં ત્રણ આગન્તુકો ખંડમાં આવ્યાં. ભીમે સાહેબ કપડાં તથા વાળ ઉપર જે ભાષણ આપતા હતા તે સાંભળવા માટે તેઓ જરા વ્હેલાં આવ્યાં હોત તો ઠીક થાત: કારણ કે તેઓએ ભારે મખમલનાં પોલકાં, ચંદેરી સાડીઓ, રેશમી સપાટ વિગેરે પહેર્યાં હતાં. ત્રણમાંથી બે જુવાન બાળાઓના (એક લગભગ સોળ વર્ષની, બીજી એકાદ વર્ષે મોટી હતી) કેશ સુંદર ગુચ્છાદાર રીતે ગુંથ્યા હતા અને પાછળ ડોલરનાં પુષ્પની મોટી વેણીઓ નાંખી હતી. કોણી સુધીના હાથ ખુલ્લા હતા.

આ સ્ત્રીઓનો અવન્તિકા બ્હેને માનપુરઃસર સત્કાર કર્યો. તેઓ ભીમે સાહેબનાં પત્ની તથા પુત્રીઓ હતાં. તેઓ ભીમે સાહેબ સાથેજ ગાડીમાં આવ્યાં હશે, અને આશ્રમમાં બીજે બધે ઠેકાણે જઈ આવી પછી આહિં આવ્યાં હશે. શાંતિ બ્હેન સાથે તેઓ લાગલાંજ વાતો કરવા લાગ્યાં; પણ મારાથી તે સંભળાય તેવું નહોતું.

અત્યાર સુધી હું ભીમે સાહેબ તથા અવન્તિકા બ્હેનની વાતો સાંભળતી જતી હતી અને દરમ્યાનમાં મારી અંગત સલામતી સાચવવા સંભાળ લેતી જતી હતી. આ ઈરાદાથી પાટલી ઉપર બે વિદ્યાર્થિની વચમાં હું ન દેખાઉં તેમ ભરાઇને બેઠી હતી. અને ભાગાકાર કરવામાં મશગુલ દેખાતી મારી પાટી એવી રીતે ઝાલી હતી કે મારૂં મ્હોં કોઇને દેખાય નહિ. મને કોઈ દેખત પણ નહિં, પરંતુ મારી પાટીએ મને દગો દીધો. કોણ જાણે કેમ પણ તે એકાએક મારા હાથમાંથી સરી પડી અને તેના કકડા થતાં અવાજ થયો તેથી સહુની નજર મારા તરફ ખેંચાઇ. મેં જાણી લીધું કે આપણું આવી લાગ્યું છે; એટલે મારી પાટીના કકડા વીણી લેવા હું નીચી વળી અને માઠી સ્થિતિને માટે મન દ્દઢ કરવા લાગી. એ સ્થિતિ આવી પહોંચી.

" બેદરકાર છોકરી " ભીમે સાહેબ બોલી ઉઠ્યા અને તરતજ કહ્યું—" હાં-ઠીક, એ તો પેલી નવી છોકરી " અને મારો શ્વાસ હેઠો બેસે તે પહેલાં તો ઉમેર્યું " એને માટે મારે કહેવાનું છે તે હું કેમ ભૂલી જાઉં છું ? " પછી મોટેથી—મને તો તેનો સાદ અસાધા-

રણુ મોટો લાગ્યો-કહ્યું-" જે છોકરીની પાટી ભાંગી ગઈ તે આગળ આવે."

મારી મેળે તો હું ઉભી થઈ શકતજ નહિ. હું જ્યાં બેઠી હતી ત્યાંજ જડાઈ ગઈ હતી, પણ બે મોટી છોકરીઓએ મને ઉભી કરી મને એ બ્હીયામણા ન્યાયાધીશ તરફ ધકકેલી મૂકી. અને તે પછી અવન્તિકા બ્હેન ધીમેથી મને તેની છેક પાસે લઇ ગયાં અને મારા કાનમાં કહ્યું " જીવન, બ્હી માં, એમાં તારો વાંક નથી. તને સજા નહિ થાય."

એ માયાળુ વાકય મારા હૈયામાં કટાર જેવું લાગ્યું.

" એકજ મિનિટ પછી એ મને દંભી તરીકે ધિક્કારશે." મારા મનમાં વિચાર આવ્યો અને એ ખાત્રી થતાં ભીમે, માનિની વિગેરે મંડળ સામે ગુસ્સાથી મારી નાડ ધબકવા માંડી. હું હસમન તો નહિજ!

" પેલું સ્ટુલ આહિં લાવો " ભીમે બોલ્યા. તેના ઉપર બેઠેલી મોનિટર ઉઠી અને તે લઇ આવી.

" એ છોકરીને તેના ઉપર ઉભી રાખો."

મને કોણ જાણે કોણે તેના ઉપર ઉંચકી ઉભી રાખી. આસપાસ શું ચાલતું હતું તે જોવાની મારી સ્થિતિ નહોતી. મને એટલીજ ખબર હતી કે ભીમેના નાક સામે મારૂં મ્હોં બરોબર આવે એટલી હું ઉંચે ઉભી હતી. એ મારાથી એકાદ વાર છેટે હતા; અને મારી નીચે ગુચ્છાદાર વાળ અને ડોલરની વેણીઓ, કાશીના કિનખાબની ચંદેરી સાડીઓ હતી.

ભીમે પોતાના કુટુંબ તરફ જોઈ ઉચ્ચર્યાં, "બાઇઓ હાં પણ અવન્તિકે, શિક્ષિકાઓ, છોકરીઓ, આ છોકરી તમે જોઈ?"

અલબત મને બધાં દેખતાં હતાં. મારી સૂજી આવેલી ચામડીમાં તીર ઉપર તીર ફેંકાતાં હોય તેટલી વેદના તેની નજર મારી ઉપર ઢળવાથી થવા લાગી.

"તમે જુઓ છો કે તે હજી બાળક છે. તેનું રૂપ સાધારણ બાળકનું છે. ઈશ્વરે જે જાતની આકૃતિ આપણને આપી છે તેજ જાતની આકૃતિ તેને આપી છે. તેના શરીરમાં કોઇ જાતની ખામી અસલથી છેજ નહિ. અને તે છતાં તેનામાં એક ભૂતનો વાસો છે એમ કોઈ જોઈ શકે છે? અમે દિલગીર છઇયે, તેનામાં એક ભૂત જડ ઘાલી રહેલું છે."

તે અટકયા—મારૂં હૃદય ધબકારા મારી રહ્યું હતું; મારી ચાંડાલાવસ્થાની શરૂઆત થઈ ચૂકી હતી; બીગડી સુધારી શકાય તેમ રહ્યું નહોતું. એ અવસ્થા શાંતિથી અને દૃઢતાથી સહન કરવી એટલું રહ્યું હતું.

"બચ્ચાંઓ, અમને બહુ દિલગીરી થાય છે, પણ અમારો ધર્મ છે કે તમને સાવધાન કરવાં. એનાથી ચેતતાં રહેશો, એનો દાખલો લેશો નહિ; તમારી ક્રીડામાં તેને ભળવા દેશો નહિ; તમારી વાતચિતમાંથી તેને દૂર કરશો. શિક્ષિકાઓ, તમારે તેના ઉપર ધ્યાન રાખવાનું છે; તેની હીલચાલ તપાસવાની છે; તેના શબ્દોની તુલના કરવાની છે; તેનાં કર્મો બારીકીથી જોવાનાં છે; તેનો આત્મા સુધારવાને તેના શરીરને શિક્ષા કરવાની છે. કારણ કે એ છોકરી જૂઠાબોલી છે."

દસ મિનિટ સુધી સઘળું શાંત રહ્યું. હું પાછી સ્વસ્થ થઇ ગઇ હતી, તેથી ભીમે કુટુંબની બે દીપિકાઓને આંખે રૂમાલ અડકાડતાં જોઇ શકી. તેમનાં માએ ડોકું ધુણાવ્યું અને તે બન્ને બોલી ઉઠયાં " अग बया. "

ભીમેએ પાછું આરંભ્યું.

" આ ખબર અમને તેની પરોપકારિણી બાઈ તરફથી મળ્યા છે. તેની નિરાધાર સ્થિતિમાં એ ઉદાર અને ભકિતમાન બાઇએ તેને દીકરી કરી રાખી તથા પાળીપોષી, અને તેની ઉદારતાનો બદલો આ બેનસિબ કન્યાયે એટલી ભયંકર અને હલકી કૃતઘ્નતાથી આપ્યો કે તે પરમ પરોપકારિણી બાઇને પોતાનાં બચ્ચાંને તેની દુઃસંગતિનો પાસ ન બેસે એટલા માટે અહિં સુધારવા માટે મોકલી આપવાની ફરજ પડી. જેવી રીતે જૂના વખતમાં પોતાના પાપથી મુકત થવાને લોકો ગંગાજીમાં ન્હાવા જતાં તેવી રીતે એ આ આશ્રમગંગામાં–ન્હાઇ શુદ્ધ થવા આવી છે."

આ પ્રમાણે આશ્રમને ઉપમા આપીને ભીમેએ ભાષણ બંધ કર્યું; પછી ડોકું ધુણાવી પોતાનો કોટ સરખો કર્યો; પોતાના કુટુંબ તરફ કંઇ ગણગણ્યા. તેઓ ઉઠયાં, અવન્તિકા બ્હેને આવો આવજોનો વિવેક કર્યો; અને પછી બધાં બહાર નીકળ્યાં. બારણા પાસેથી ફરીને મારા ન્યાયાધીશ સાહેબ બોલ્યાઃ —

" એ છોકરીએ સ્ટુલ ઉપર હજી અરધો કલાક ઉભું રહેવાનું છે. અને કોઇએ આખો દિવસ તેની સાથે બોલવાનું નથી."

એટલે હું ત્યાં ઉંચે ઊભી રહી. જેણે તે દિવસે હસમનને કહેલું કે બધાં દેખતાં વચમાં નીચે ઉભાં રહેવાથી પણ હું શરમાઇ શરમાઇને મરી જાઉં તેવીજ મારે ફજેતીને ફાળકે ચ્હડી ઊભાં રહેવાની વેળા આવી. મારા મનમાં શું હતું, તે જીભથી વર્ણવી શકાય તેવું નથી. પણ મારૂં મન ભરાઇ આવી શ્વાસ રૂંધાતો હતો અને હમણાં રડી પડાશે એવું થતું હતું, તેવામાં એક છોકરી આવી પહોંચી અને મારા સામું જોતી ગઇ. તેની દૃષ્ટિમાં અજબ તેજ ભરેલું હતું. એ દૃષ્ટિ કિરણથી મારામાં કેટલો ઉત્સાહ પ્રસર્યો! એ નવી લાગણીથી મારામાં ચેતન આવ્યું. જગતની નિન્દાથી પર આત્મપ્રતાપી યોગીઓના જેવું બળ મારા હૃદયમાં ભરાયું. રૂદન મેં દાબી દીધું; મારૂં માથું ઉંચું કર્યું અને સ્ટુલ ઉપર દૃઢ થઇ ઊભી રહી. હસમને કંઇ શાંતિ બ્હેનને પૂછયું; એવો નજીવો સવાલ પૂછવા માટે તેની મશ્કરી થઈ; તે પોતાની જગ્યાપર ગઈ; અને મારી પાસે થઇને પાછી ફરતાં તેના મુખ ઉપર મૃદુ સ્મિત ફરકયું. એ સ્મિત કેવું હતું? તેમાં કેવી સુંદર પ્રતિભા, કેટલી સાચી હિંમત ભરી હતી? તેની કૃશ મુખમુદ્રા, તેની ઊંડી ઉતરી ગયેલી માંજરી આંખો, તમામ તે સ્મિતના તેજથી પ્રકાશી રહ્યું; તે જાણે કોઇ દેવાંગના-અંબિકામા આશ્વાસના દેવા ઉતર્યાં હોયને તેવી દેખાઇ અને તે છતાં સુરેખા બ્હેને કોપી બુકમાં ડાઘા પડવા માટે તેને એક કલાક અગાઉજ સજા કરી હતી, જન સ્વભાવ આવો અપૂર્ણ છે. દૂધમાં પોરા તો હોયજ પણ સુરેખા બ્હેન જેવાં હોય તે પોરાજ દેખે અને દૂધની મીઠાશ જાણી શકે નહિ.

# પ્રકરણ ૮ મું.

## કન્યાકાપહરણ.

અર્ધો કલાક થયો નહિ ત્યાં તો પાંચ વાગ્યા. અમને છૂટી મળી, અને બધાં ભોજન શાળામાં ચાહ પીવા ગયાં. સ્ટુલપરથી નીચે ઉતરવાની મારામાં હવે હિંમત આવી; હું એક ખુણામાં જઈ જમીનપર લાંબા પગ કરી બેઠી. જે ઉત્સાહથી અત્યાર સુધી મારી હિંમત ટકી રહી હતી તે ચાલ્યો જવા માંડયો. નિરાશાની વૃત્તિ ધીમે ધીમે સવાર થઇ બેઠી, અને હું એટલી પોચી થઇ કે જમીન પર મ્હોં નાંખી દઈ મ્હોકળે મને રોવા માંડી. હસમન કંઈ તે સાંભળી શકે તેમ હતું નહિ. મન છૂટું મૂકી દીધું ને જમીન મારાં આંસુથી ભીંજાઇ ગઇ. ચીંચણમાં મેં સારી રીતે ચાલી કેટલુંય કરવાનો નિશ્ચય કર્યો હતો—મારે કેટલા દોસ્તારો કરવાના હતા, કેટલું માન મેળવવાનું હતું, કેટલો સ્નેહ આકર્ષવાનો હતો! મારા પ્રયત્નો સફળ થવા માંડયા હોય એમ નજરે પડતું હતું. આજેજ સવારે મેં પહેલો નંબર મેળવ્યો હતો. માલિની બ્હેને મને ખૂબ શાબાશી આપી હતી; અવન્તિકા બ્હેને રાજી થયાનું મૃદુ સ્મિત કરી દેખાડયું હતું; આ પ્રમાણે બે માસ સુધી હું સારો નંબર રાખી શકું તો હું તને ચિત્રકળા શીખવીશ, અને સંસ્કૃત હિંદુસ્તાની પણ ભણવા દઇશ એમ વચન આપ્યું હતું. મારી સહાધ્યાયિનીઓ મને સત્કારતી, મારી વયની બાળાઓ સમાનવય સખી પ્રમાણે મારી તરફ વર્તતી; મને કોઇ

દુ:ખ દેતું નહિ; અને હવે, અત્યારે હું કચરાઇ દબાઇ અહિં જમીનદોસ્ત જેવી પડી હતી. મારાથી હવે કોઇની સામું સીધી નજરે જોવાવાનું હતું કે?

"કદી નહિસ્તો" મેં મનમાં જવાબ આપ્યો. મૃત્યુને માટે સોત્કંઠ ઇચ્છા ઉત્પન્ન થઇ. ભાંગે તૂટે સ્વરે આ ઇચ્છા, વાણીગત થતી હતી તેટલામાં કોઇ પાસે આવ્યું. હું ચમકી—પાછી હસમનજ મારી પાસે ઊભી હતી. તે મારા ભાગની ચાહ તથા નાનખટાઇ લાવી હતી.

"જીવન, ચાલ, કાંઇ ખાઇ લે" એક નામે મને આજે તેણે પહેલી વારજ બોલાવી. તેના સ્નેહથી મારૂં હૈયું વધારે ભરાઇ આવ્યું. મારો ગભરાટ હું કોઇ રીતે દબાવી શકત નહિ. મેં મોટેથી રડયાંજ કર્યું. નાનખટાઇ તથા ચા બન્ને આઘાં મૂકી દીધાં. તે મારી પાસે અધુકડી બેસી ગઇ અને ઘુંટણ આસપાસ અદબ વાળી રાખી મારૂં હૈયું ખાલી થાય અને રોવું બંધ રહે તેની રાહ જોવા લાગી. થોડી વારે કંઈ શાંત પડયા પછી હું જ પહેલી બોલી:—

"હસમન, દરેકને મન જૂઠાબોલી ગણાતી છોકરી સાથે તું શું કામ રોકાઇ રહી છે" મારાથી તેની સાથે વાતચિત સહજજ એકવચનથી શરૂ થઈ ગઇ."

"દરેકને મન, જીવન! બીબીએ જૂઠાબોલી કહી ત્યારે નિશાળમાં ફક્ત એંશી જણ હતાં અને જગતમાં તો કરોડો માણસ છે."

"હા, પણ તે કરોડો મને કદિ ઓળખવાનાં છે? મને જે એંશી ઓળખે છે તે તો હવેથી મને તિરસ્કારવાનાં."

"જીવન, તારી ભૂલ થાય છે. નિશાળમાં એક જણ પણ એવું નથી કે તને તિરસ્કારતું કે તુચ્છકારતું હોય. મને ખાત્રી છે કે ઘણાંને તારી દયા આવે છે."

"પણ ભીમેએ જે કહ્યું તે સાંભળ્યા પછી દયાનો સવાલજ ક્યાં રહ્યો."

"ભીમે કંઈ પરમેશ્વર નથી. તેમજ તે બહુ મોટો અને આબરૂદાર પુરૂષ નથી. અહિં તે કોઈને ગમતો નથી. પોતે પ્રિય થઈ પડે એવું એક પણ પગલું તેણે લીધું નથી. તારા ઉપર તેણે ખાસ પ્રીતિ બતાવી હોત તો આંહિં તારી ચોપાસ છૂપા અથવા ઉઘાડા દુશ્મનો ઊભા થયા હોત; પણ આ સ્થિતિમાં તો હિંમત હોત તો ઘણાં જણ તારા ઉપર અનુકંપાજ દેખાડત. શિક્ષિકાઓ તથા શિષ્યાઓ તારી સાથે બે ત્રણ દિવસ કદાચ બોલશેચાલશે નહિ પણ તેના હૃદયમાં તો છૂપીછૂપી તારી તરફ મિત્રાચારીનીજ વૃત્તિ રહેલી છે. અને તું જે પ્રમાણે વર્તતી આવી છે તેજ પ્રમાણે વર્ત્યા કરીશ તો થોડો વખત દબાઈ રહ્યાથી એ લાગણીઓ વધારે જોરથી બહાર ઉછળી નીકળતી તને દેખાશે. અને બીજું, જીવન—" તે અટકી.

"શું! હસમન," મેં મારો હાથ તેના હાથમાં આપતાં કહ્યું. તે મારી ઠંડીગાર પસીનાવાળી આંગળીઓ એક હાથે ગરમ કરવા ઘસતી ઘસતી બોલી.

"કે કદાચ આખું જગત તને તિરસ્કારે અને નઠારી ગણે, પણ તારા મનમાં ખાત્રી હોય કે હું તેવી નથી અને મેં અપરાધ કર્યો નથી તો પછી તું એકલી છે એમ કહેવાય નહિં."

"નહિજ. હું સારી છું એ મને તો ખાત્રીજ છે, પણ તે બસ નથી. મને બીજા લોકો તિરસ્કારે તો જીવવા કરતાં મરવું ભલું-હસમન, મારાથી એકલી તિરસ્કૃત જીવતી રહી શકાય નહિ. જો, હસમન, ત્હારી અગર અવન્તિકા બ્હેનની ખરી ચાહના મેળવવા હું તું કહે તે કરૂં-પરદેશ ખેડું, શિક્ષા ખમું, જાન આપું."

"બસ થયું હવે, જીવન બ્હેન. મનુષ્યની ચાહનાની એટલી બધી કિંમત કરવી ઘટતી નથી, તું બહુ ઉતાવળી, બહુ જુસ્સાવાળી છે. જે પરમેશ્વરે તને આ જગતમાં જન્મ આપ્યો, તેણે આનંદ પામવા બીજા ઘણા રસ્તાઓ રાખ્યા છે, અને આપણે ચોપાસથી શરમ તથા દુઃખમાં દબાઇ ગયાં હોઇએ, તિરસ્કારનાં તીર ચોગમથી આપણા ઉપર વરસતાં હોય, તુચ્છકાર આપણને કચડી નાંખતો હોય, તોપણ એ ભગવાન આપણી શુદ્ધતાની (જો આપણે શુદ્ધ હોઇયે,—તારાં તીવ્ર મોટાં નયન અને ઉંચા લલાટ પરથી તું શુદ્ધ છે એવું મારૂં માનવું છે.) રક્ષા કરે છે. માનિની બાઇએ કહેલું અસત્ય ભીમે સાહેબે અહિં અસરકારક રીતે તેનાથી દોરવાઈ જઈ કહ્યું તો છો કહ્યું. ભગવાન કોઇથી દોરવાઈ જતો નથી. તો પછી આપણે દુઃખી કે દિલગીર શું કામ થવું જોઇયે?"

હું ચૂપ રહી; હસમને શાંત પાડી હતી. પણ તેણે આપેલી શાંતિમાં અવર્ણ્ય શોક ધારા સમાયેલી હતી. તે બોલતી હતી ત્યારે

ઉંડી અંતરની વેદનાનું ભાન પરાણે થયું હતુંઃ–કેમ તે મારાથી કહી શકાતું નથી. અને જ્યારે તે બંધ રહી અને તેનો શ્વાસ વધારે જોરથી ચાલવા લાગ્યો તથા ખાંસી આવવા માંડી ત્યારે તેની ફિકરમાં હું ક્ષણભર મારૂં દુઃખ ભૂલી ગઇ.

હસમનને ખભ્ભે માથું મૂકી હું તેને વળગી પડી. તેણે મને પોતા તરફ ખેંચી, અને અમે થોડીવાર શાંતિમાં નિરાંત વાળી. અમે આ પ્રમાણે બહુ સમય બેઠાં નહિ તેવામાં કોઇ બીજું જણ અંદર આવ્યું. વૈશાખ માસનાં વાદળાં વિખેરાઈ જતાં ચંદ્રનો સ્વચ્છ પ્રકાશ ઓરડામાં પડતો હતો. તેનાથી આવનારને અવન્તિકા બ્હેન તરીકે હું ઓળખી શકી.

" જીવનશાલિની, હું ખાસ તનેજ શોધવા આવી છું, મારે તારૂં મારા ખંડમાં કામ છે. હસમન, તું પણ અહિં છે માટે ચાલ."

તે આગળ થયાં. અમે તેની પાછળ કંઇ કેટલા ખંડ, પડશાળ, ચાલ વિગેરેમાં થઇ સીડી ઉપર ચ્હડી તેના ખંડમાં ગયાં. તેમાં સ્વચ્છ દીવો બળતો હતો, અને ઓરડો સોહામણો દેખાતો હતો. હસમનને એક નીચી આરામ ખુરશીમાં બેસવાનું કહી અવન્તિકા બ્હેન પોતે વચમાં હીંચકે બેઠાં અને મને પોતાની પાસે બોલાવી.

" કેમ બધું ખાલી થઇ ગયું ? " મારા મ્હોં સામું જોઇ તે બોલ્યાં. " રડવાથી દુઃખ મટી ગયું ? "

" મને લાગે છે કે તે કદી મટશે નહિ. "

" કેમ ? "

" કારણ કે મારે માથે ખોટું આળ નાંખવામાં આવ્યું છે. અને તમે તથા બીજાં હરકોઈ મને નઠારામાં ગણી કાઢશો. "

" જો બેટા, તું જેવી નીવડીશ તેવી અમે સહુ તને ગણશું તો જેવી સારી છે તેવીજ રહે એટલે અમને સંતોષ થશે. "

" અવન્તિકા બ્હેન, મારાથી તમે સંતોષ પામશો ? "

મને કાખમાં લઈ તેણે કહ્યું " હાસ્તો; હવે કહે કે બીમે સાહેબે તારી પરોપકારિણી બાઇ તરીકે જેનું નામ આપ્યું તે કોણ છે ? "

" તે મારાં મામી માનિની; મારા પ્રતાપ મામા ગુજરી ગયા અને મને તેની ઓશિયાળી મૂકી ગયા. "

" ત્યારે તને તેણે પોતાની મેળે દિકરી કરી નહિ રાખેલી ? "

" ના બ્હેન, મને રાખવી પડી તે પણ તેને મોત જેવું લાગ્યું અને મને નોકર ચાકર ઘણીવાર કહે છે કે મારા મામાએ મરતાં પહેલાં તેની પાસેથી વચન લઇ લીધું કે મને હંમેશને માટે પાળવી."

" વારૂ, હવે જીવન, તું જાણુતી હોઇશ અગર હું તને કહું છું કે જ્યારે ગુન્હેગારપર તોહમત મૂકવામાં આવે છે ત્યારે પોતાના બચાવમાં તેને જે કંઇ કહેવાનું હોય તે કહેવા દેવામાં આવે છે. તારા ઉપર જૂઠાબોલાપણાનું તોહમત છે; તારો બને તેટલો સારો બચાવ કર, તારા સ્મરણમાં જે સાચું લાગતું હોય તે બધું કહે, પણ મીઠું મરચું ભભરાવતી નહિ. "

મેં મારા મનમાં નિશ્ચય કર્યો કે હું બધી વાત સાચેસાચી જરા પણ સેળભેળ વિના કહીશ અને કેમ કહેવી તે બરાબર મનમાં ગોઠવ્યા પછી મારા શોકાવૃત બાલપણની તમામ કથા તેને કહી. સાંજના આવેશથી થાકી ગયેલી હોઇને મારી ભાષા જ્યારેજ્યારે એ ઉદાસ વિષય ઉપર હું ઉતરી પડતી ત્યારે પહેલાના કરતાં વધારે સરલ અને શાંત હતી. વૈરભાવના સમર્થન વિરૂદ્ધ હસમને આપેલી ચેતવણી ધ્યાનમાં રાખી મારા વર્ણનમાં હમેશના કરતાં ઓછી કડવાશ અને તીવ્રતા રાખી. આ પ્રમાણે અંકુશબદ્ધ અને સરલ હોવાથી મારૂં વર્ણન માનવા લાયક થયું. જેમ જેમ હું મારી કથની કહેતી ગઈ તેમ તેમ મને લાગતું ગયું કે અવન્તિકા બ્હેન બધું પૂરેપૂરૂં માનતાં હતાં.

મેં મારી વાર્તાના અનુસંધાનમાં મને ચકરી આવી ત્યારે જોવા આવેલા ગોપાળજી વૈદ્યનું નામ આપ્યું. કારણકે લાલખંડનો એ ભયંકર બનાવ મારી સ્મૃતિમાંથી જરા પણ ખસતો નહોતો. તેનું વર્ણન કરતાં મારો આવેશ અવધિ ઓળંગી જશે એમ મને ખાત્રી હતી. મેં ક્ષમાની વિનંતિ કરી તેનો તિરસ્કાર કરી મને માનિની બાઇએ પાછી અંધારા ભૂતવાળા ઓરડામાં પૂરી દીધી તે વખતે હૃદયમાં જે વેદના–પ્રચંડ આઘાત થયો તેનું સ્મરણ કશાથી ભુંસાય તેવું હતુંજ નહિ.

મેં સમાપ્ત કર્યું. અવન્તિકા બ્હેન શાંતિથી થોડી ક્ષણ મારી સામું જોઈ રહ્યાં, પછી બોલ્યાં.

"હું ગોપાળજીને થોડી ઘણી ઓળખું છું; તે વડોદરામાં હતા. હું તેને લખી પૂછીશ. તેનો જવાબ તારી કથાને મળતો

આવશે તો નિશાળમાં જાહેર તારે માથે આવેલું આળ ઉતારીશ. જીવન, તું મને અત્યારે ખરેખર વ્હાલી લાગે છે."

તેણે મને ચૂમી ભરી અને મને પોતાના પડખામાંજ રાખી (મને ત્યાં હોવાથી સંતોષ થતો હતો કારણ કે તેનું મુખ તેનાં કપડાં, તેનાં આછાં આભૂષણ, તેનું શ્વેત ભાલ, તેનો ઝળહળતો ચાંદલો, તેના લીસા ચળકતા વાળ, તેનાં પ્રકાશપૂર્ણ વાળાં નયનો સામું જોઈ રહેવાથી માના પડખામાંના બાળકને જેટલો આનંદ થાય તેટલો આનંદ મને થતો હતો); પછી હસમ-ને પૂછવાનું શરૂ કર્યું.

"હસમન. આજ તને કેમ છે. ખાંસી બહુ આવી છે."

"ના, બ્હેન, આજે મને લાગે છે કે બહુ નથી આવી."

"ને છાતીમાં દુઃખાવો ?"

"સ્હેજ ઓછો છે."

અવન્તિકા બ્હેન ઉઠયાં, તેનો હાથ લીધો અને નાડી તપાસી પાછાં હીંચકાપર આવી બેસતાં ધીમો નિઃશ્વાસ નાંખ્યો તે હું સાંભળી ગઇ. થોડીક ક્ષણ ગંભીર વિચારમાં રહ્યા પછી જાગૃત થઈ તેણે સસ્મિત કહ્યું:—

"આજે તમે બે મારાં મેમાન છો. મારે તમારો તે પ્રમાણે સત્કાર કરવો જોઇયે."

"ચંદે" તેણે પોતાની દક્ષિણી બ્રાહ્મણ રસોયેણને હાકલ મારી. તે આવી ત્યારે તેને કહ્યું. "મેં હજુ ચાહ પીધી નથી; થાલા રકાબી લાવ."

તે અંદર ગઇ. થોડીવારમાં ચાહનાં પ્યાલા રકાબી એક થાળમાં આવ્યાં. કાચનાં પ્યાલા તથા રકાબી એક નાના ગોળ ટેબલપર પડ્યાં પડ્યાં કેવાં સુંદર લાગતાં હતાં! ચાહ કેટલો સુગંધી તથા સરસ ઊજળો હતો. પણ સાથે નાનખટાઇ બહુજ થોડી હતી. મને હવે ભૂખ લાગી હતી તેથી નાનખટાઈ સામે દૃષ્ટિ પડી. અવન્તિકા બ્હેને તે જોયું.

"ચંદા, વધારે નાનખટાઇ લાવ" ચંદા બ્હાર જઇ તુરત આવી "બ્હેન, નાનખટાઈ થઈ રહી છે; વધારે નથી. કાલે કરવાની છે."

"કંઇ નથી—પણ મારી પાસે બીજું કંઇક છે." કહીને તે ઉઠ્યાં; અને મુંબઇથી મંગાવેલ દિલ્હીનાં દેશી બિસ્કિટનો ડબ્બો કપાટમાંથી કાઢયો.

"હું તમને આ સાથે આપવાની હતી. પણ હવે આ નાનખટાઈ પૂરતી નથી માટે અહિંજ તોડો."

તે દિવસનાં ચાહ, બિસ્કિટ, નાનખટાઈ અમૃત સમાન લાગ્યાં, અને અમે એ નાસ્તો પેટપૂર ખાતાં હતાં ત્યારે અમારી મિજબાન જે સંતોષદૃષ્ટિથી અમને જોઈ રહી હતી તેથી તેમાં અપૂર્વ રસ પૂરાતો હતો. ચાહ પીવાયા પછી પ્યાલા રકાબી લઈ ચંદા અંદર ગઈ. પછી અવન્તિકાબાઇયે હસમન સાથે વાતનો જે વિષય કાઢયો તે સાંભળવાની તો સરસ્વતીને પણ ઇચ્છા થાય.

અવન્તિકાબાઇમાં એક એવું સ્વરૂપગાંભીર્ય હતું, એના ચ્હેરામાં એક એવી ભવ્યતા હતી, તેની ભાષામાં એવો એક

મધુર સંસ્કાર રહ્યો હતો કે તે કદી આવેગપૂર્ણ, ઉદ્રિક્ત, આતુર દેખાતાં નહિ; તેના તરફ જે જોતું અગર તેને સાંભળતું તેની આસપાસ એક જાતનો પવિત્રતાનો પમરાટ પ્રસરતો અને તે પૂજ્યભાવથી મર્યાદાબદ્ધ થઇ રહેતું. મારી લાગણી પણ આ જાતની હતી; પણ હસમનની ખૂબીથી તો હું આશ્ચર્યચકિત થઇ ગઇ.

પ્રોત્સાહક નાસ્તો, સુઘડ સોહામણો ખંડ, તેની પ્રિય શિક્ષિકાની હાજરી અને માયા અને તે બધાથી વધારે તેના વિરલચિત્તનું કોઈ અપૂર્વ રહસ્ય એ સર્વથી તેનામાં ગૂઢ રહેલી તમામ શક્તિઓ અત્યારે જાગૃત થઇ હતી. એ શક્તિઓ ખીલી ચમકારા કરવા લાગી. આજ સુધી રતાશહીણા રૂધિરવ્હોણા તેના ગાલ ઉપર સતેજ લાલી પ્રસરી ઉઠી; અવન્તિકા બ્હેનની આંખો કરતાં પણ સુંદર બની ઉઠેલી તેની આંખોમાં લોલવિલોલ તેજ વિદ્યુત્ચમકાર કરવા લાગ્યું.—એ તેજમાં સુંદર વર્ણ નહોતો, લાંબી ભ્રમરની શોભા નહોતી, ઉજળી પાંપણની ચિત્રસદૃશતા નહોતી પણ તેમાં ગૂઢ અર્થ ભર્યો હતો, ચપળ વિચારચમકાર ભર્યા હતા, અપૂર્વ વર્ચસ્વિતા ભરી હતી. તેનો આત્મા તેના હોઠ ઉપર હતો; તેથી વાક્ગંગા કોઇ ઉત્તુંગ આંતર હિમાચળ ઉપરથી પડતી હોય એમ લાગતું હતું. એ ચૌદ વરસની બાળાના હૃદયમાંથી શુદ્ધ ચેતનમય ગંભીર વિચારો નીકળતા હતા. આ ચિરસ્મરણીય રાતે હસમનની વાતચીત મને એવી લાગતી હતી. લાંબી જીંદગી જીવી ઘણા જે સુખનો ઉપભોગ ભાગ્યે લઇ શકે છે તે સુખનો

ઉપભોગ જાણે તે અર્ધી ઘડીમાં લઈ લેવાનું તેણે ધાર્યું હોય તેવી રીતે તેનો આત્મા ગતિ કરતો હતો.

મેં અણસાંભળી બાબતો ઉપર તે બન્ને વાત કરતાં હતાં. ભૂતકાળની અને નામાવશેષ પ્રજાઓની; દૂર દેશાંતરની; સિદ્ધ સાધ્ય કુદરતનાં રહસ્યોની; ગ્રંથોની; ગ્રંથમાહાત્મ્યની અનેક વાતો ચાલી રહી હતી. અહો શું તેનો જ્ઞાનવિસ્તાર! સંસ્કૃત અને હિંદી સાહિત્યનો તેનો શું પરિચય! અને જ્યારે અવન્તિકા બ્હેન શકુન્તલાને મારીચ "**मर्तर्यपेत तमसि प्रभुता तवैव**" કહી સત્કારતા હતા તે વાક્ય જરા ભૂલી જતાં હસમને તે સંભારી આપ્યું ત્યારે તો મારા આશ્ચર્યાભિભવની સીમાજ રહી નહિ; અંતઃકરણમાં પૂજ્યભાવના શિવાય બીજી વૃત્તિજ રહી નહિ. આ વાર્તાલાપ પૂરો થયો નહિ ત્યાં તો સૂવાના સમયનો ઘંટ વાગ્યો. તેમાં વાર થઈ શકે તેવું હતું નહિ. અવન્તિકા બ્હેને અમારે બન્નેને વાંસે હાથ ફેરવ્યો; પોતાના હૃદયસરસાં અમને બન્નેને રાખી "જાઓ, બ્હેનો, ઇશ્વર તમને સુખી રાખો" એમ આશિષ આપી; મારા કરતાં હસમનને જરા હૈયાં સરસી વધારે દાબી; અને તેને બહુ નાખુશીથી જવા દીધી; હસમન પાછળ તેની નજર બારણાં સુધી ગઈ; તે બહાર ગઈ ત્યારે પાછો નિઃશ્વાસ નાંખ્યો; ગાલ પરથી સ્હેજ આંસુનો સેરડો લૂછી નાંખ્યો.

સુવાના ઓરડામાં જતાંજ સુરેખા બ્હેનનો સાદ સંભળાયો. હસમનની પથારીનો ઓછાડ તેણે સંકેલી મૂકયો ન હોતો, અને અમે અંદર ગયાં કે તુરતજ તે હસમન ઉપર

તૂટી પડયાં. તે સાથે આવતી કાલે " કુવડ" એ પાટિયું ગળામાં ઘાલી નિશાળમાં ફેરવવાની સજા ફરમાવી.

"હું રોજ સંકેલું છું પણ આજ સંકેલતાં વિસરી ગઇ;" હસમને નીચે સાદે મને કહ્યું.

બીજે દિવસે સવારે સુરેખા બ્હેને એક જાડા કાગળ ઉપર "કુવડ" શબ્દ લખ્યો અને હસમનના મોટા, નમ્ર, બુદ્ધિશાળી પ્રસન્ન ભાલ ઉપર મોડ માફક તે બાંધી દીધો. તેણે સાંજ સુધી ધીરજથી, ફરિયાદ વિના, ગરમ થયા વિના જાણે પોતે શિક્ષાપાત્ર હોય તેમ બાંધી રાખ્યો. બપોરના પાઠ પૂરા થતાં સુરેખા બ્હેન બહાર ગયાં કે તુરતજ હું તેની પાસે દોડી અને તે ફાડી, કકડા કરી રસોડાના ચૂલામાં નાંખી આવી. જે જુસ્સો હસમનમાં હતો જ નહિ તે જુસ્સાથી મારો જીવ આખો દિવસ બળતો હતો અને ઉન્હાં મોટાં આંસુ મારા ગાલને લાગ્યાં કરતાં હતાં. હસમનની ઉદાત્ત પણ ઉદાસ સહિષ્ણુતાનો દેખાવ મારા હૃદયમાં અસહ્ય વ્યથા કરતો હતો.

ઉપર વર્ણવેલા બનાવો પછી અવન્તિકા બ્હેને ગોપાળજી વૈદ્યને લખ્યું હતું તેનો જવાબ આવ્યો અને એ જવાબમાં મેં જે જે કહ્યું તે બધું સાચુ છે એમ આવ્યું હતું. અવન્તિકા બ્હેને આખી નિશાળને એકઠી કરી અને જીવનશાલિની ઉપર જે જે આળ મૂકવામાં આવ્યાં હતાં તે બધાં તપાસ કરતાં ખોટાં ઠર્યાં છે અને તેને તમામ જાતની નામોશીમાંથી મુક્ત કરવામાં આવે છે એમ જણાવ્યું. પછી શિક્ષિ-

કાઓ મારી પાસે આવી એકેક ચૂમી ભરી ગઇ અને મારી સમાનવય સખીઓમાં પ્રસન્નતાનો ગણુગણાટ પ્રસર્યો.

આ દુઃખદ બોજાથી મુક્ત થઇ તે દિવસથી મેં નવા ઉત્સાહથી કામ કરવા માંડયું. ગમે તે મુશ્કેલીઓ વેઠી મારો રસ્તો સરલ કરી દેવાનો મેં નિશ્ચય કર્યો. હું સખત ઉદ્યોગ કરતી અને મારાં કાર્યો મારા ઉદ્યમના પ્રમાણમાં સફળતા પામવા લાગ્યાં. મારી સ્મરણશક્તિ કુદરતી રીતે બહુ ઓછી હતી તે સુધરવા માંડી; મારી વિચારશક્તિ તીવ્ર થઇ; થોડા અઠવાડિયાંમાં તો હું ઉપરના કલાસમાં ગઇ; એ માસમાં તો મેં સંસ્કૃત શરૂ કર્યું; એકજ દિવસમાં હું **राम** શબ્દનાં સાતે વિભક્તિનાં રૂપ શીખી તેમજ ઘરનું ચિત્ર કાઢતાં આવડયું. તે રાતે મને જૂદી જૂદી રસોઇની વાનીઓની કે ફર્નિચર કે કપડાં લતાંની કલ્પના સરખી પણ થઈ નહિ. તેને બદલે અંધારામાં મેં કહાડેલાં ભવિષ્ય ચિત્રો મારી નજર આગળ ખડાં થયાં,—મહેલો, શોભાયમાન ઝાડ, ભવ્ય ખડકો, ખડેરો ગાયનાં ધાણ, ગુલાબની કળી ઉપર ભમતાં મધુર પતંગીયાં, કેરીની શાખમાં ચાંચ મારતી સારિકા, કોયલનાં ઈંડાં, પોતાના ઈંડાં ભેળાં સેવતી ચકલી, કન્યાશ્રમની લતાછાઈ પડશાળ, વિગેરે વિગેરે. તે સાથે જાનકીબાઇયે કહેલી **याज्ञवल्क्य मैत्रेयी**ની વાર્તાનું ગુજરાતી કરવા કયારે સમર્થ થઇશ તેના તર્ક ચાલતા હતા; પણ તેનું સમાધાન થવા પામે તે પહેલાં તો હું નિદ્રાવશ થઈ ગઈ.

---

# પ્રકરણ ૯ મું.

## હુસમનનું મૃત્યુ.

ચીંચણના સંકટો ધીમે ધીમે ઓછાં થઇ ગયાં. જેઠ માસની આખર આવી પહોંચી. ગ્રીષ્મનો પ્રચંડ તાપ કાળાં વાદળાંથી ઓછો થતો ગયો. મારે આખે શરીરે અળાઇ થયેલી તે હવે ઘામથી કરડવા લાગી; ચૈત્ર વૈશાખમાં રાતે પવન છૂટતો તેથી કંઈ શાંતિ વળતી તે પણ હવે બંધ થઈ. ધીમે ધીમે વાદળાં ઘેરંભવા લાગ્યાં; વરસાદની સવારી સૂચવતાં નાનાં ઝાપટાંઓ પડવા લાગ્યાં. આવાં ઝાપટાંઓ પડી રહ્યા પછી કેટલીકવાર હું બાગમાં ફરતી. ઝાપટાં પડી રહ્યા પછી વળતાં દિનું સવાર અપૂર્વ આનંદ આપતું. ભૂરા ધૂળથી ભરેલા કયારાઓ લીલા લાગવા માંડયા. તેમાં હવે અમે ફૂલઝાડ, રોપ વિગેરે વાવવાની તૈયારી કરવા લાગ્યાં.

આષાઢ માસ અરધો ગયો ત્યાં તો એક વરસાદ જોસબંધ પડી ગયો હતો. અમારા વાવેલા રોપના કુંપળો ફૂટવા લાગ્યા. જમીન ઉપર હરિયાળી જાજમ છવાઇ ગઇ, ઠેકઠેકાણે આસમાની બિલાડીના ટોપ ખીલી નીકળ્યા. આકાશ વાદળઘેરાએલું રહેતું પણ વરસાદ બંધ રહ્યો હતો તેથી અમને ગુરૂવારની સાંજે અરધા દિવસની રજા હોય ત્યારે બહાર ફરવા મોકલતાં. રસ્તાની બાજુએ થોરની વાડો પણ લીલી થઇ ગઇ હતી, તેની ઉપર વેલાઓ ચ્હડી ગયા હતા.

અમારા બાગની ઉંચી અને અણિયાળા કાચના કકડાથી રક્ષિત દિવાલની બહાર ક્ષિતિજથીજ મર્યાદાબંધ અનંત આનંદનું સાધન મને મળ્યું. આ આનંદ સહ્યાદ્રિની ઝાંખી વાદળઢાંકી, વનસ્પતિ વસ્ત્રા નિર્ઝરમેખલ ટેકરીઓ ઉપર નજર નાંખી બેસી રહેવામાં અને પાસેથી વહેતા પૂરના પ્રવાહના વમળવાળાં ઝરણાં નીરખવામાં રહેલાં હતાં.

શ્રાવણ માસમાં વરસાદ રહ્યો. ફક્ત બબ્બે ત્રણ ત્રણ દિવસને અંતરે શ્રાવણનાં સરવણિયાં—સરવડાં પડી જતાં હતાં. એની વચમાં આકાશ શરદ સમાન સ્વચ્છ બની જતું હતું અને ચીંચણની આસપાસ વનસ્પતિ પૂર્ણ પ્રબળ યૌવનવેગ ધરાવતી જતી હતી. વડ, ઉંબર, શાલ્મલી, અશોકનાં ઠુંઠાં પાછાં સચેત થઇ ભવ્યતા ધારણ કરતાં જતાં હતાં; કોતરમાં, ખાઇમાં, રસ્તાની બાજુએ વગડાઉ ઘાસ, છોડ, વેલા, ઉગી મોટા થતા જતા હતા; ખાબોચિયાંઓમાં પંક નીતરી પાણી કાચ સમાં બનતાં જતાં હતાં, તેની નીચે શેવાળ બાઝવા માંડી હતી; ઘાસનાં ડુંડાં પવનમાં વાંકાં વળવાથી આખી સૃષ્ટિપર સોનેરી રૂપેરી દોરાવાળી લીલી જાજમ બિછાવી હોય તેવું થઇ રહેતું હતું. આ બધું હું વારંવાર એકલી, અણદેખી, સ્વચ્છંદ ભોગવતી; આ અનનુભૂત સ્વચ્છંદતા અને આનંદનું એક કારણ હતું.

ટેકરી જંગલ અને ઝરાના ત્રેવડા અંકમાં લપાઈ રહેલી આ જગ્યાનું વર્ણન કરતાં મેં રહેવાનું મકાન બાંધવાની સ્વર્ગીય જગ્યાનું વર્ણન કર્યું નથી? ખરેખર સ્વર્ગસુંદર પણ આરોગ્ય માટે સર્વથા વિષમયજ.

જે નીચાણ ભૂમિમાં ચીંચણનો આશ્રમ આવેલો હતો તે જગ્યામાં પાણી ભરાતું અને ઝાકળ ધુમસ બારેમાસ પડતી. તેમાંથી મલેરિઆનો ઝેરી વાયુ ઉત્પન્ન થયો; અનાથાશ્રમમાં પ્રવેશ્યો; ઘીચ ભરેલી નિશાળ અને નિવાસશાળામાં આવ્યો, અને શ્રાવણ માસ આવી પહોંચતાં શિક્ષણશાળાનું રૂપ ઔષધશાળા અને રૂગ્ણશાળામાં ફેરવાઈ ગયું.

અર્ધી ભૂખ અને એમને એમ થઈને મટી જવા દેવામાં આવતાં શ્લેષ્મથી ઘણી ખરી શિષ્યાઓનાં શરીર ચેપનો ભોગ સહેલાઈથી થઇ પડયાં. એંસી છોકરીમાંથી એકી સાથે પીસ્તાળીસ છોકરીઓ માંદી પડી. કલાસો છૂટા પાડી નંખાયા; નિયમો શિથિલ થયા. જે થોડીની તબિયત સારી રહી તેને હરવા ફરવાની પૂરતી છૂટ મળી. કારણકે ડાકટરે સ્પષ્ટ કહ્યું હતું કે સાજા રહેવા માટે કસરતની ખાસ જરૂર છે. છૂટ ન આપત તોપણ અમારૂં ધ્યાન કોઈ રાખે તેમ હતું નહિ. દિવસે દિવસે તાવનો પ્રકાર વધારે ઝેરી થતો જતો હતો; અવન્તિકાબાઇ સારો દિવસ માંદાની માવજતમાં ગાળતાં, રાતે એક કલાક ઝોલું ખાઈ લેવા સારૂ પોતાના ખંડમાં જતાં તે શિવાય બધો સમય આજારીના ખાટલા પાસેજ પસાર કરતાં. આ ચેપવાળી જગ્યામાંથી બોલાવી પોતાની પાસે રાખવાને ખુશી તથા સશકત સગાંવહાલાંઓ જે છોકરીઓને હતાં તેની ટ્રંક વિગેરે સામાન બાંધી દેવા કરવામાં શિક્ષિકાઓનો તમામ વખત જતો હતો. કેટલાંકને તાવ અહિંથી લાગુ પડયો હતો અને ઘેર જતાં અવસાન પામ્યાં, કેટલાં આશ્રમમાંજ મરી ગયાં.

આ પ્રમાણે કન્યાશ્રમમાં રોગ નિશાચર રાજય કરી રહ્યા તો અને મૃત્યુ વારે ઘડીએ આવી જતું હતું, દિલગીરિ અને ય અંદર ઘર કરી રહ્યાં હતાં, તેના ઓરડાઓ અને ચાલો દવાાનાના લેપ તથા ઔષધથી ગંધ મારી રહ્યા હતા ત્યારે ભાદ્રહતું શુકલપક્ષ નિઃસર્ગરાજવી ટેકરીપર અને સુંદર વનસ્થલીર અપાર શોભા પ્રસારતું જતું હતું, ખેતરોમાં જુવાર, બાજરી ટાં થઇ ગયાં હતાં, કપાસને ફૂલો ખરી જીંડવાં આવ્યાં હતાં; તો ખેતરમાંજ રહી બેરાં છોકરાં સાથે અનેક જાતની મજા ગુતા હતા, અમે રોપેલી કરેણો મોટી થઈ ગઈ હતી; તુલસીના ને માંજર આવ્યાં હતાં. શાકના વેલા મોટાં પાન સાથે પ્રસતા જતા હતા અને દૂધી, કોળાં, ભીંડા વિગેરે રૂગ્ણ પ્રસૂતાના પર આરોગ્યશાલિ બાળ પેઠે વેલાપર પ્રસરાઇ પડતાં હતાં. શ્રમના અન્તેવાસીઓને આ અપૂર્વ સુંદર સુગંધી નિસર્ગધન મું હતું. મૃત્યુ સમયે તુલસીમંજરીજ ફક્ત તેને કામ ાગતી.

આ ઋતુગૌરવ અને નિસર્ગસૌંદર્યનો મેં અને મારી સાથે ાંઓ સાજાં હતાં તેણે ખૂબ લ્હાવ લીધો. રબારી ભરવાડો સવારથી સાંજ સુધી અમે બહાર રસળતાં, ફાવે તે કરતાં, રજી પડે તેમ જતાં આવતાં. અમારે ખાવાપીવાનું પણ હવે ારૂં થવા માંડયું. ભીમે તથા તેનું કુટુમ્બ કન્યાશ્રમ નજીક ફરતાં સરખાં પણ નહિ, ખર્ચ—વ્યાપાર ધ્યાનપૂર્વક તપાસાતો હિ; ભીમેની નીમેલી મંછા રસોયણ દરદની બ્હીકથી નાસી ગઇ અવન્તિકા બ્હેને આણેલી સજની સારૂં રાંધતી અને પુષ્કળ

પીરસતી. તેમજ ખાનારાં પણ થોડાં હતાં. માંદાં બહુ ખાઇ શકતાં નહિ. તેને માટે કાંજી, ફૂલવડાં, મગની દાળનું પાણી વિગેરે જૂદાં કરવામાં રસોયેણની ઘણી વેળા જતી અને ભોજન થોડું થાય તો અમને નાસ્તો મળતો. ખેતરોમાં રસળતાં કોઇવાર મીઠો પોંખ પણ પ્રાપ્ત થતો. નિશાળનો નાસ્તો અને ખેતરનો પોંખ અમે એકાદ વિશાળ વટવૃક્ષની નીચે બેસી ખાતાં.

મારી પ્રિય જગ્યા એક વટવૃક્ષ નીચે પથ્થરની શિલા ઉપર હતી. ત્યાં એક ઝરામાં થઇને જવાતું અને પાણી નિર્મળું કાચ ઘુંટણપૂર હોવાથી મને ત્યાં જતાં બહુ આનંદ પડતો. શિલા લીસી અને ફક્ત બે જણ સમાય તેવડી હતી. તે સમયે મારી સખી મંદાકિની કરીને છોકરી હતી. તે ચતુર હતી; સાનમાં સમજી જાય તેવી હતી, હસમુખી હતી; કલ્પનાની તીવ્ર હતી; રીતભાતની વિવેકી અને સ્નેહાળ હતી. મારા કરતાં એક વર્ષ મોટી હોઇને દુનિયાંનો અનુભવ ઠીક હતો; મને સાંભળવી ગમે એવી અનેક વાતો તે કહેતી; મારી જીજ્ઞાસાને તેનાથી સંતોષ વળતો. મારા અવગુણો તે સાંખી રહેતી; મને તે કદી બ્હડતી નહિ, સલાહ દેતી નહિ, મારી ઉપર કોઇ જાતનો અંકુશ કે અસર બેસાડવા યત્ન કરતી નહિ. તેને વાત કહેવાની શક્તિ હતી; મને વિચાર કરવાની શક્તિ હતી. તેને સમજાવવાનું બહુ મન થતું; મને સવાલ પૂછવાની ઉગ્ર અભિલાષા હતી. એટલે અમારા પરસ્પર સંબંધથી બહુ જ્ઞાન નહિ તો આનંદ પામતાં પામતાં રવડયાં જતાં હતાં.

પરંતુ હસમન ક્યાં હતી? આ સ્વચ્છન્દ વિહારના રમણીય દિવસો હું તેની સાથે કેમ ગાળતી નહોતી? હું તેને વિસરી ગઇ હતી? તેની જાન્હવીપાવક શાંત સંગતથી કંટાળી જવા જેટલી હું છીછરી હતી? મારી પ્રથમ પરિચિતાના કરતાં મંદાકિની ઘણી ઉતરતી હતી. તે ફક્ત મને ગમ્મત પડે તેવી વાર્તા કહી શકતી અગર હું તોફાની અને ટીકાખોર બાબત ઉપર ઉપહાસ કરી હસવાનું ધારતી તેમાં તે મારી સાથે હસવા લાગતી. હસમનની જે છાપ મારા ઉપર પડી હતી તે જો સાચી પડી હોય તો તેની સંગતમાં તો માણસને કંઇ ઉચ્ચતર બાબતોનો શોખ થવાનો પ્રસંગ આવતો.

ખરેજ, વાંચકમિત્ર, હું તે જાણતી અને મને તેમ લાગતું. અને જો કે હું ખોડખામીથી ભરેલી છું તોપણ હસમનથી મને કોઇ દિવસ કંટાળો આવ્યો નથી, તેમજ મારા હૃદયમાં તેને માટે હંમેશાં આજ દિવસ સુધી દૃઢ, કોમળ અને માનપૂર્વક સ્નેહ રહેતો આવ્યો છે. બધે સમયે, ગમે તે સંજોગોમાં હસમન મારે માટે શાંત અને દૃઢ મૈત્રી ધરાવતી હતી ત્યાં અન્યથા કેમ હોઈ શકે. મારો મિજાજ તેને ગુસ્સે કરતો નહિ; મારી ખામી તેનામાં તિરસ્કાર ઉપજાવતી નહિ. પણ હસમન હમણાં બીમાર હતી. કેટલાંક અઠવાડિયાં થયાં તેને અમારાથી દૂર અને ઉપરના કોઇ ખંડમાં રાખવામાં આવી હતી. તાવવાળી છોકરીઓના ખંડમાં તે નહોતી. કારણ કે તેને ક્ષય થયો હતો. તાવ નહોતો. "ક્ષય" શું તે હું સમજતી નહિ. મને લાગ્યું કે થોડી મુદ્દતમાં તે સારી થઈ જશે.

એક બે વાર તાપ સારી પેઠે પડયો હતો ત્યારે તે નીચે આવી હતી અને અવન્તિકા બ્હેન તેને બાગમાં ફેરવવા લઈ ગયાં હતાં એટલે મારી ધારણા મને ખરી લાગી. આ સમયે હું તેને મળી શકી નહોતી. હું બારીમાં બેઠી હતી ને તેણે શાલ રૂમાલ ઓઢયાં હતાં અને દૂર હતી એટલે ઘણે વખતે તો હું ઓળખી શકી.

ભાદ્રપદની પૂર્ણિમાની રાતે મંદાકિની સાથે વગડામાં હું જરા મોડે સુધી રઝળતી હતી. અમે હમેશ માફક બીજાંથી છૂટાં પણ દૂર નીકળી ગયાં ને રસ્તો ભૂલ્યાં. છેવટે એક ખેતરમાં સાથી તથા તેની વહુ ઝુપડું બાંધી રહેતાં હતાં તેને પૂછવું પડયું. અમે પાછાં આવ્યાં ત્યારે ચંદ્રનું અજવાળું પૂર્ણ પ્રસરી ગયું હતું. એક ટાંગો આશ્રમના દરવાજા પાસે ઉભો હતો. અમે તુરત જોઇ પારખી કાઢયું કે તે ડાકટર માંજરેનો ટાંગો હતો. મંદાકિનીએ કહ્યું કે રાતે ડાકટરને બોલાવેલા છે તો નક્કી કોઈ બહુ માંદું હોવું જોઇએ. તે આશ્રમમાં ગઇ. હું થોડાં મૂળીયાં વીણી લાવી હતી તે સવાર સુધી રહે તો કરમાઈ જાય એ ભયથી મારા કયારામાં રોપવા રોકાઇ. બાગમાં હું થોડીવાર વધારે રહી. ચંદ્રમાનું અજવાળું અતિ સુંદર હતું. ઝાડપાનની સુગંધ વિરલ હતી. બારીઓમાં દિવા બળતા હતા. એકાએક મારા મનમાં વિચાર ઉઠયો.

"ખાટલામાં માંદાં પડી રહેવું ને હમણાં મરી જશું એમ બ્હીવું કેટલું ખરાબ? આ જગતમાં કેટલો આનંદ છે—આમાંથી મરી જવું કેમ ગમે? મરી ગયા પછી કયાં જવાતું હશે?"

અને ત્યારેજ પહેલીજ વાર સ્વર્ગ, નરક, મોક્ષ વિગેરે શબ્દો મારા મગજમાં ભરી રાખ્યા હતા તે સમજવા માટે મેં પ્રયત્ન કરવા માંડયો. પહેલીજ વાર મારૂં મગજ તમ્મસ ખાઇ પાછું પડયું અને પહેલીજ વાર આજુબાજુ, સામે, પાછળ નીરખી જોતાં કેવળ અંધકારજ ભાસ્યો. જે સ્થિતિમાં તે હતું તે વર્તમાન સ્થિતિ જ સાચી લાગી; ભૂત, ભવિષ્ય તમામ અગાધ ઉંડા, નિરાકાર, આકાશમય અનુભવ્યા. એ અંધારા, ઊંડા પાતાલ તલમાં ધસી પડવાના, ઝંપલાવાના સંકલ્પ માત્રથી કમકમાટી છુટી. ત્યાં આગળનું બાર ઉઘડયું. ડાકટર સાહેબ બહાર નીકળ્યા. તેની સાથે એક નર્સ-દાઈ હતી. ડાકટર સાહેબ ટાંગામાં બેસી ઉપડયા ત્યાં સુધી તે ત્યાં ઉભી રહી. તે ગયા એટલે તે પાછી વળી બાર બંધ કરી જવાની તૈયારીમાં હતી તેટલામાં હું તેની પાસે દોડી.

" હસમનને કેમ છે?"

" બરોબર નથી. બહુ માંદી છે." જવાબ મલ્યો.

" ડાકટર સાહેબ તેને જોવા આવ્યા હતા?"

" હા."

" તેણે શું કહ્યું."

" એ ઝાઝું કાઢશે નહિ."

મને એકદમ ભાન આવ્યું હતું કે હસમન હવે મેમાન હતી. મારા હૃદયમાં એકાએક ધ્રાસકો પડયો. શોકનું ઉનું ઝરણું ફૂટી નીકળ્યું. તેને મળવાની તીવ્ર ઇચ્છા થઇ આવી.

"એને કયાં સુવાડી છે?"

"અવન્તિકા બ્હેનના ખંડમાં."

"હું ત્યાં જાઉં?"

"નહિ છોકરી; ત્યાં જવાય એવું નથી. ને ચાલ અંદર આવ. રાતના વધારે વખત બહાર રહીશ તો તાવ આવશે."

દાયેણે બાર બંધ કર્યું. હું બાજુના બારમાંથી નિશાળ ખંડમાં ગઇ. બરાબર નવના ટકોરા થતા હતા. માલિની બ્હેન શિષ્યાઓને સુવાડતાં હતાં.

લગભગ અગિઆર વાગ્યાને સુમારે નિદ્રા નહિ આવવાથી સર્વત્ર પ્રસરેલી શાંતિથી મારી તમામ સોબતેણો ભર ઉંઘમાં છે એમ ખાત્રી કરી હું ધીમે રહીને ઉઠી; અંગુઠા પર ચાલી ખંડની બહાર નીકળી અને અવન્તિકા બ્હેનના ઓરડાની શોધમાં ચાલી. તે ખંડ આશ્રમને બીજે છેડે હતો પણ રસ્તો મારો જાણીતો હતો અને બારીમાંથી ચંદ્રનું અજવાળું પડી મારો રસ્તો સરલ કરતું હતું. હું તાવવાળાંઓના ખંડ પાસે આવી પ્હોંચી. કપુર, તથા અજમાના તેલની સુગંધથી હું સચેત થઇ. વખતે દાયેણુ જાગતી બેઠી હોય અને મને જતી સાંભળી જાય તેથી ત્યાંથી ઉતાવળી અંગુઠાપર ચાલી ગઇ. મને કોઇ જોઇ જશે તો પાછી વાળશે એ બ્હીક લાગતી હતી. હસમનને મારે જોવી હતી; એ મરી જાય તે પહેલાં મારે એને ભેટવું હતું. તેની સાથે બે મીઠા બોલ બોલી તેને એક ચૂમી ભરવી હતી.

થોડાં પગથિયાં ઉતરી, મકાનના નીચેના ભાગમાં થઇ બે બારણાં અવાજ વિના ઉઘાડી પાછી બંધ કરી હું મોટી સીડી પાસે પહોંચી. તેના પર ચ્હડતાં જ અવન્તિકા બ્હેનનો ખંડ હતો. ઓરડામાં દીવો બળતો હતો તેમ બારની ફાટમાંથી જણાયું. આસપાસ સર્વત્ર શાંતિ હતી. પાસે આવતાં બારણું જરા ઉઘાડું દેખાયું. તે હવા આવવા માટે રાખ્યું હશે. વાર લગાડવાની ઇચ્છા નહોતી અને અધીરતા વધતી જતી હતી–ઉત્કંઠાથી આત્મા અને ઇન્દ્રિયો કંપતાં હતાં–મેં બારણું તરત અંદર ધકેલ્યું અને હું અંદર ગઈ. નજર હસમનને શોધવા માંડી અને યમરાજ મળશે તો એમ બ્હીવા માંડી.

અવન્તિકા બ્હેનના પલંગ પાસે ધોળી મચ્છરદાનીવાળો એક નાનો પલંગ પડયો હતો અને તેની અંદર રજાઇ નીચે સૂતેલી બાલાકૃતિ મારી નજરે પડી. મ્હોં ખુલ્લું હતું પણ મચ્છરદાની આડી હતી. બાગમાં જેની સાથે મેં વાત કરેલી તે દાયણ આરામ ખુરશી પર ઉંઘમાં પડી હતી. ટેબલ ઉપર ફુલ પડી ગયેલો દીવો ઝાંખો બળતો હતો. અવન્તિકા બ્હેન જણાતાં નહોતાં પાછળથી મને ખબર પડી કે તાવવાળાં દરદીઓમાં એકને દોષ થઇ ગયેલો ત્યાં તેને બોલાવી ગયાં હતાં. હું આગળ આવી. હસમનના પલંગની બાજુએ ઊભી. મચ્છરદાનીને હાથ અડકાડ્યો પણ તે ઉઘાડતાં પહેલાં બોલવાનું વધારે ઠીક લાગ્યું. તે મરી ગઇ હશે તો એ વિચારથી હજી હું બ્હીતી હતી.

"હસમન" મેં બહુ ધીમેથી કહ્યું "તું જાગે છે!"

તે જરા હલી; મચ્છરદાની ખસેડી મેં તેનું મુખ જોયું. તેનો રંગ ઉડી ગયો હતો; ગાલમાં ખાડા પડી ગયેલા હતા. પણ તેના ઉપર હમેશના જેવીજ શાંતિ હતી. મારી બ્હીક ઉડી ગઈ.

"જીવન, તું ક્યાંથી?" બહુજ મૃદુ અવાજે તે બોલી.

"છટ" મારૂં મન કહેવા લાગ્યું "એ મરવાની નથી. તેઓ ભૂલ કરે છે. તેમ હોય તો આમ શાંતિથી તે બોલી ચાલી શી રીતે શકે?"

મે તેના પલંગ ઉપર મ્હડી ચૂમી ભરી; તેના કપોલ અને ભાલ બહુજ ઠંડાં હતાં. તેણે અસલના જેવુંજ સ્મિત કર્યું.

"જીવન, તું અહિં શું કામ આવી છે? અગિયાર વાગી ગયા છે. મેં થોડી મિનિટ ઉપરજ સાંભળ્યા."

"હસમન, હું તને જોવા આવી છું. મેં સાંભળ્યું કે તું બહુ માંદી છે. અને તને મળું ત્યાં સુધી મને નિંદર આવતી નહોતી."

"ત્યારે તું મને છેલ્લા પ્રણામ કરવા આવી છે. જીવન, બહુ વખતસર આવી પ્હોંચી હો."

"કેમ, તું ક્યાં જવાની?"

"હા, હું ભગવાનને ઘેર જવાની છું."

"નહિં નહિં હસમન" હું રડી પડવા જેવી થઇ ગઈ. હસમનને જાણું આવ્યું અને ઉધરસ ખાવા માંડી, પણ દાયેણુ જાગી નહિં. જાણું ઉતરી ગયા પછી થોડીવાર તે શ્રાન્ત પડી રહી. પછી અતિ ધીમે સાદે કહ્યું.

"જીવન, તારા પગ ઉઘાડા છે; અવન્તિકા બ્હેનની સાલ ઓઢ અને ટેબલ પરથી ગીતા લઈ અગિયારમો અધ્યાય વાંચ."

મેં તેમ કરવા માંડયું.

"જીવન" એક શ્લોક વાંચ્યો ત્યાં હસમન બોલી. "જીવન, છેલ્લું જાળું આવવાથી હું થાકી ગઇ છું. મારાથી બોલાતું નથી. પણ તું અહિંજ બેસજે અને ગીતા વાંચ્યા કરજે હવે-હું જાગીશ-નહિ. તને-ટાઢ-વાય-છે ?"

"ના, હસમન, હું અહિં છું. લે સાંભળ ?"

"છે-લ્લા-પ્ર-ણા-મ."

"પણ-તું સાજી થશે."

તેણે આંખ બંધ કરી. મેં અધ્યાય શરૂ કર્યો, પણ તે અર્ધો થયો ત્યાં તો મારી આંખ મળી ગઇ.

હું જાગી ત્યારે સવાર થઈ ગયું હતું. કંઈ અસાધારણ હિલચાલથી મારી ઉંઘ ઉડી ગઇ. મને કોઇ તેડી અમારા સૂવાના ઓરડામાં લઈ જતું હતું. પથારી છોડી જવા માટે મને કોઈયે ઠપકો આપ્યો નહિ; કારણકે કંઈ બીજી બાબતનોજ વિચાર ચાલતો હતો. મેં ઘણા સવાલો પૂછયા, પણ તે વખતે મને કોઇ તરફથી જવાબ મળ્યો નહિ, પણ એક બે દિવસ પછી મને ખબર પડી કે પ્રભાતમાં અવન્તિકા બ્હેન પોતાના ખંડમાં પાછાં આવ્યાં, ત્યારે હસમનની પાંગથે હાથમાં ભગવદ્ગીતા લઈ મને પડેલી જોઇ. મારો જમણો હાથ હસમનના જમણા પગના અંગુઠા ઉપર પડયો હતો. હું ઉંઘમાં હતી અને હસમન-દેવના દરબારમાં પહોંચી ગઇ હતી.

---

# પ્રકરણ ૧૦ મું.



## બાહ્યપ્રસ્થાન.

મેં અત્યાર સુધીમાં મારી ક્ષુદ્ર જીંદગીની હકીકત સવિસ્તર આપી છે. મારા જીવનનાં પહેલાં દસ વરસને તેટલાંજ પ્રકરણમાં વર્ણવ્યાં છે. પરંતુ હું રીતસર વર્ષેવર્ષની આત્મકથા લખવા બેઠી નથી. મારૂં હાલનું જીવન જે બનાવોથી ઘડાયું છે તે બનાવોજ મારી સ્મરણપેટિકામાંથી કાઢી વાંચક વર્ગને બતાવવા યોગ્ય છે, એટલા માટે હવે પછીનાં પાંચ વર્ષ હું લગભગ એમનેએમ તેના સંબંધમાં કંઈ પણ કહ્યા વિના છોડી દઇશ.

ઉપરોક્ત ઝેરી તાવે પોતાનું ક્રૂર કાળનું કામ પૂરૂં કર્યું ને પછી ચાલ્યો ગયો; પણ તેના ભક્ષની મોટી સંખ્યા અને તેનું જોર, એ બે આ કન્યાશ્રમ તરફ જાહેર પ્રજાનું ધ્યાન ખેંચતાં ગયાં. એ દરદની ઉત્પત્તિ સંબંધે તપાસ ચાલી અને કેટલીક વાતો એવી બહાર આવી કે લોકોના ગુસ્સાનો પાર રહ્યો નહિ. જગ્યાનું અનારોગ્ય નીચાણ, બાલિકાઓના ખોરાકનો જથ્થો અને જાત, તે તૈયાર કરવામાં વપરાતું મેલું પાણી, શિષ્યાઓના કંગાલ પોશાક અને નિવાસાશ્રમ વિગેરે બધું ઉઘાડું છોગ પડી ગયું. બ્રોકલહર્સ્ટ જેવાના હાથમાંથી તેની માએ સ્થાપેલી સંસ્થા લઇ લેવામાં આવી; આશ્રમને ઘણોજ લાભ થયો.

કેટલાક પરોપકારી અને ધનિક લોકોએ નવો ફંડ ઉભો કર્યો અને સારી જગ્યામાં વધારે સારૂં મકાન બાંધ્યું. નવા ધારાઓ ઘડાયા, પોશાકમાં સુધારાઓ થયા, નિશાળના ફંડની

વ્યવસ્થા એક કમિટીના હાથમાં સોંપાઇ. ભીમે સાહેબની દોલત અને વગ જબરાં હોવાથી તેને તદ્દન કાઢી નાંખવાનું બન્યું નહિ. પણ તેને કેવળ ખજાનચીનુંજ કામ સોંપવામાં આવ્યું અને વ્યવસ્થાનું કામ બીજા ઉદાર અને વિશાળ ચિત્તના ગૃહસ્થોએ ઉપાડી લીધું; તેમજ વખતો વખત આશ્રમની તપાસ કરવા માટે ન્યાય સાથે વિવેકબુદ્ધિ, કસર સાથે જરૂરિયાત, પ્રમાણિકતા સાથે દયાનો સંબંધ સાંધી શકે તેવા સજ્જનોને સોંપવામાં આવ્યું. આ પ્રમાણે સુધરેલો આશ્રમ પ્રજાવર્ગને ખરેખર ઉપયોગી અને માનનીય થઇ પડયો. તેના ઉદ્ધાર પછી પાંચ વર્ષ હું તેની અન્તેવાસિની તરીકે રહી—સાડાત્રણ વર્ષ શિષ્યા તરીકે, દોઢ વર્ષ શિક્ષિકા તરીકે; અને એ બન્ને રીતે તે આશ્રમની ઉપયોગિતા અને ઉચ્ચાદર્શની સાક્ષી આપવાનો મને હક છે.

આ પાંચ વર્ષમાં મારૂં જીવન એક રસ્તે ચાલ્યું જતું હતું; પણ હું દુઃખી નહોતી કારણ કે મારી જીંદગી ઉદ્યમી હતી. સરસ કેળવણી પામવાનું સાધન મારા હાથમાંજ હતું. મારા અભ્યાસ માટે મને પ્રેમ હતો; સર્વથી ચ્હડતું થવાની મને લાલસા હતી, મારી શિક્ષિકાઓને ખુશી રાખવાની મારી વૃત્તિ સતત રહ્યાં કરતી. ધીમે ધીમે હું પહેલાં વર્ગની પ્રથમ વિદ્યાર્થીનીનાં પદપર પહોંચી; તે પછી શિક્ષિકાનું પદ ધારણ કર્યું અને એ પદના તમામ ધમ દોઢ વર્ષ સુધી ખંતથી અદા કર્યા. તે સમય પછી મારી વૃત્તિઓ બદલાઈ.

આ બધા ફેરફારમાં અવન્તિકા બ્હેન સુપરિન્ટેન્ડન્ટ તરીકે કાયમ રહ્યાં હતાં. તેની વાતચીતથી મારામાં જ્ઞાન પૂરાતું;

તેનું વાત્સલ્ય તથા પ્રેમ મારા આત્માની ઓથ જેવાં હતાં, તેણે મારી મા, શિક્ષિકા, છેવટના ભાગમાં મિત્રની ગરજ સારી હતી. તેણે કાશીક્ષેત્રમાં ઉઘડેલા એક મહાન વિધવાશ્રમનું આધિપત્ય સ્વીકારતાં ચીંચણના આશ્રમમાંથી તે ગયાં અને હુ એકલી પડી.

જે દિવસે તે ગયાં તે દિવસથી હું પણ બદલાઈ ગઈ. ચીંચણ કંઇ અંશે મારે મન ઘર જેવું થઇ રહ્યું હતું તે તે દિવસથી મટી ગયું. તેના સંગમાં હું સ્થિરચિત્તા દેખાતી હતી તે તે જતાં ચકડોળે ચ્હડી. ફરજ અને વ્યવસ્થાનો પંથ અકારો લાગવા માંડયો. ધારા ધોરણની ધુંસરી ગળે ખુંચવા લાગી.

તે ગયા પછી થોડો વખત મેં મારા ખંડમાં વિચારમાં આમતેમ પગલાં ભરવામાં કાઢયો. પહેલાં તો મને લાગ્યું કે તેના જવાથી મને શોક થતો હશે ને તેનું સ્થાન મારા જીવનમાં કેમ પૂરવું તે હું જોતી હઇશ; પણ મારા તર્કવિતર્ક પૂરા થઇ રહેતાં, મેં જોયું કે બપોરની સાંજ પડી ગઇ હતી અને તે સાથે જીવન-શાલિનીનો આત્મા અવન્તિકાવૃત હતો તે છૂટી અસલનીજ જીવ-નનો બની જઇ તોફાને ચ્હડયો હતો. ગાંભીર્ય અને શાંતિની જે આભા અવન્તિકાબાઇ અહિં હતાં ત્યારે આશ્રમની ચોપાસે પ્રસરી રહી હતી તે તેની સાથે ગઇ હતી અને મારામાં મારી સહજ વૃત્તિઓ-ઉત્સાહ-ઉદ્રેક, વિગેરે ડોળાઇ રહી હતી. આધાર જતો ર૦ો હોય એમ લાગતું નહોતું પણ હેતુ બંધ પડયો હોય તેવી લાગણી થતી હતી. શાંત થવાની મારી શક્તિ નિષ્ફળ

નીવડી નહોતી પણ શાંત રહેવાનું કારણ ચાલ્યું ગયું હોય તેમ જણાયું. ચીંચણ મારે તો પાંચ વર્ષથી મારી દુનિયાં જેવું હતું, મારો અનુભવ તેનાં ધારા ધોરણ બહાર નહોતો. હવે મને એકાએક યાદ આવ્યું કે ખરૂં જગત તો વધારે વિશાળ છે; અને તેના ક્ષેત્રવિસ્તરમાં ઘુમનારનેજ આશાનિરાશાનાં, સ્નેહવૈરનાં, હર્ષ-શોકનાં દ્વંદ્વોનો ખરો અનુભવ થાય છે, જીવનનું ખરૂં રહસ્ય તેની આસપાસનાં જોખમ ખેડવાથીજ સમજાય છે.

હું બારી પાસે ગઇ, તે ઉઘાડી બહાર જોવા લાગી, મુખ્ય મકાનને કાટખૂણે એ પાસાં કહાડયાં હતાં; બાગ હતો, ચીંચણનાં ઝાડવાં દેખાતાં હતાં, સામે ટેકરીઓ હતી; દૂર સહ્યાદ્રિનાં શિખરો હતાં. મારી દૃષ્ટિ બધા વિષયને ઉલ્લંઘી દૂરતમ આસમાની ગિરિતુંગ ઉપર જઇ ઠરી. તેના ઉપર ચ્હડવાનું મને મન થયું; તેની આ બાજુના ખડકોમાં—જંગલોમાં તુરંગ દેખાઇ; દેશવટો જણાયો. એક નગરાજને તળીયે ઝીણી સફેદ સડક દેખાતી દૃષ્ટિએ કલ્પી. આમતેમ થઈ તે વચ્ચેની ખીણમાં અદૃશ્ય થતી લાગી.

તે કયાં સુધી જાય છે તે જાણવાની મને અતિ ઉત્કટ ઇચ્છા થવા લાગી. હું તેજ રસ્તેથી બળદ ગાડીમાં બેસી ચીંચણના આશ્રમમાં આવી હતી. સંધ્યા સમયે તે ટેકરી અમે ઉતર્યાં હતાં તે યાદ આવ્યું. પહેલી ચીંચણ આવી તેને જમાના વીતિ ગયા હોય તેમ લાગ્યું. તે પછી હું આશ્રમ બહાર કયાંહિ ગઇ નહોતી. રજા પણ નિશાળમાંજ ગાળતી. માનિનીબાઇએ મને પરોસર કદી પાછી બોલાવી નહોતી: તે અગર તેના કુટુંબનું કોઇજણ આ પાંચ વરસમાં મને મળવા પણ આવ્યું ન હતું. બહારના જગત સાથે

મારે આગળ અગર સંદેશાનો પણ વ્યવહાર નહોતો. નિશાળના ધારા, નિશાળનું કામ, નિશાળની ટેવો, વિચારો, અવાજ, ચ્હેરા, વાતચીત, કપડાંલતાં, શોખો, વૈરભાવો–જીંદગીમાં આ શિવાય બીજું કશું હું જાણતી નહોતી. અને હવે મને લાગ્યું કે એટલું જાણવું બસ નથી. પાંચ વર્ષ જે જીવન પ્રિય લાગ્યું તે એક બપોરના પહોરમાં કેવળ અકારૂં થઇ પડયું. મને સ્વાધીન થવું હતું; સ્વતંત્રતા માટે હું ફાંફાં મારતી હતી; સ્વતંત્રતા માટે હું પ્રાર્થના કરવા લાગી, ધીમે વાતા પવન ઉપર **न स्त्री स्वातंत्र्य मर्हति** એવો ધીમો સ્વર આવતો હોય અને મારી પ્રાર્થનાનો આ જવાબથી અસ્વીકાર થતો હોય તેવું મને લાગ્યું. મેં એ પ્રાર્થના છોડી દીધી, અને વધારે નમ્ર અરજ ઘડી કાઢી "પ્રભુ મારે ફેરફાર જોઇયે; મને પ્રોત્સાહન દે" એ પ્રાર્થના પણ કોઇયે ન સાંભળી એમ લાગ્યું. હું નિરાશાથી વ્હીડવાઈ ગઇ. "પ્રભુ કંઇ નહિ તો મને નવી શૃંખલા આપ."

આ તકે વાળુના સમયનો ઘંટ વાગતાં મારે નીચે જવું પડયું.

સુવાટાણાં સુધી મારી વિચાર સંકળના મારાથી લઇ શકાઇ નહિ. તે વખતે પણ મારા ઓરડામાં મારી સાથે એક શિક્ષિકા નજીવી વાતો કરી જે વિષય ઉપર હું ફરીફરી જવા માગતી હતી તેનાથી મને દૂર રાખતી હતી. તે ચૂપ રહે એવી મને કેટલી ઇચ્છા હતી. બારી પાસે ઊભીઊભી જે વિચાર હું કરતી હતી તે વિચાર પાછો ઉપાડું તો તેમાંથીજ કંઈ સુચના નીકળી આવશે એમ મને લાગતું હતું.

ગોદાવરી છેવટે સૂતી ને ઘોર બોલાવવા લાગી. તે ઝાલાવાડની કોઇ ગામડાંની ભારે શરીરવાળી કાળી બ્રાહ્મણી હતી. આજ દિવસ સુધી તેના નસકોરાંનો સુસવાટ મને નિદ્રામાં ખલેલ પહોંચાડનારો લાગતો હતો. આજે તેના ઘોર અવાજને મેં સંતોષથી વધાવી લીધો. મારા વિચારભ્રમણમાં મને હવે કોઇ અટકાવી શકે તેમ રહ્યું નહિ. હું તેમાં સ્વચ્છન્દ વિહરવા માંડી.

"નવી શૃંખલા ! હા ! એમાંજ સત્ત્વ રહેલું છે" એકાકિની વાત ચલાવી (મનમાંજ હો, મોટેથી નહિ) "મને ખબર છે તેમાંજ સત્ત્વ છે કારણ તેનો સ્વર અતિમધુર નથી. સ્વાતંત્ર્ય, ઉદ્રેક, ઉપભોગ એ શબ્દો આનંદમધુરા છે પણ મારે માટે કેવળ શબ્દ જેવાજ છે. પ્રલોભન કર્ષક છે; બહીરમણીય છે; ક્ષણભંગુર વિલાસ તુલ્ય છે. એ શબ્દો સાંભળવાજ ન જોઇયે. પણ "શૃંખલા" એ તો સત્યજ હોય. ગમે તે શૃંખલામાં બંધાય. પાંચ વર્ષથી આ આશ્રમનું સેવન પણ શૃંખલાજ છે ને? હવે મારે બીજી શૃંખલા જોઇએ. મારા મનોનિશ્ચયથી એટલું પણ ન મળી શકે? શું આટલું પણ સંભવતું નથી? હા—હા—પરિણામ એટલું બધું મુશ્કેલ નથી—જો એ કેમ સાધવું તેના ઉપાય મેળવતાં આવડે તો."

એ ઉપાય શોધી કાઢવા મગજને જાગૃત કરવા હું પથારીમાં બેઠી થઈ ગઈ. ટાઢ વાતી હતી. મારી શાલ બરોબર ઓઢી મારી તમામ શકિતઓ એક કેન્દ્રસ્થ કરી ફરી વિચાર કરવા લાગી.

"મારે શું જોઇએ? નવા ઘરમાં નવાં માણસો વચ્ચે નવા સંજોગોમાં નવી જગ્યા. આથી બીજું કંઇ વધારે માગવું મને

મળી શકે તેમ નથી. નવી જગ્યા મેળવવાને લોકો શું કરે છે? મને લાગે છે કે પોતાના સ્નેહીઓને કહે છે. મારે સ્નેહીઓ નથી. પણ એવાં બીજાં ઘણાંએક હશે કે જેને સ્નેહીઓ ન હોય અને પોતાનો શ્રેય કરવામાં બીજી મદદ પણ ન હોય? તેઓને શું સાધન?"

મને ખબર નહોતી. ક્યાંહિથી જવાબ આવ્યો નહિ; મેં મારા મગજને એકદમ જવાબ આપવાનો હુકમ કર્યો. તે વધારે ને વધારે કામ કરવા લાગ્યું. મારી લમણાંની નસો રાતી ચોળ થઇ ઉપસી આવી. કલાકેક સુધી માથાફોડ ચાલી પણ કંઇ પરિણામ આવ્યું નહિ. વૃથા પ્રયાસથી તાપ ચ્હડી આવ્યો. હું ઉઠી; ઓરડામાં એક આંટો માર્યો; બારી ઉઘાડી; આકાશમાં એક બે તારાનાં દર્શન કર્યાં; ટાઢથી કંપારી ખાધી; પાછી ફરી પથારીમાં પડી.

ત્યાં પ્રભુએ મારી અરજ સાંભળી. મને જોઇતી સૂચનાં તૈયાર કરી નાંખી હતી. કારણ કે જેવી હું પથારીમાં પડી કે તુરત મારા મનમાં ધ્વનિ થયો. "જેને જગ્યાઓ જોઇએ તે જાહેર ખબર આપે છે. "સાંજ વર્તમાન"માં જાહેર ખબર આપ."

"પણ કેવી રીતે? મને જાહેર ખબર આપતાં આવડતી નથી." જવાબો પર્વતમાંથી ઝરણુ પેઠે શાંત બહાર નીકળતા આવ્યા.

"તારે સાંજ વર્તમાનના અધિપતિને શીરનામે જાહેર ખબર તથા તેના પૈસા બીડવા, ચીંગ્રણની ટપાલમાં તે પહેલી

તકે મોકલવા. જવાબ ટપાલ ઓફીસમાંજ "જ" ને શીરનામે મંગાવ; એક અઠવાડિઆં પછી જવાબ આવ્યો હોય તો પૂછવું. અને પછી તે પ્રમાણે પ્રભુ સુઝાડે તેમ કરવું."

આ યોજના મેં બે ત્રણ વાર ફરી તપાસી; પછી તે બરોબર મારે ગળે ઉતરી; કયાં કયાં પગલાં લેવાં; કેમ કરવું વિગેરે નક્કી કર્યું. મનને સંતોષ થયો. હું ઉંઘી ગઈ.

પરોઢિયું થતાં હું ઉઠી. ઉઠવાની ઘંટી થાય તે પહેલાં તો મેં મારી જાહેર ખબર લખી, બીડી, કવર ઉપર શીરનામું પણ કરી દીધું. જાહેર ખબર નીચે મુજબ હતીઃ—

"જોઇએ છીએ—કોઈ સારા ખાનગી કુટુંબમાં છોકરાંને ભણાવવા માટે—શિક્ષિકા તરીકે જગ્યા, એક અનુભવી (મને દોઢ વરસનો અનુભવ નહોતો?) યુવાન કન્યાને જોઇએ છીએ. ગુજરાતી, સંસ્કૃત, હિંદી, ઇંગ્રેજી, ચિત્ર, ગાયન વિગેરે શીખવી શકશે. શિરનામું—"જ" ટપાલ ઓફિસ, ચીંચણ."

આખો દિવસ આ અગત્યનો દસ્તાવેજ મારા કપાટમાં તાળામાં પડયો રહ્યો. ચીંચણમાં થોડું કામ હોવાથી નવાં સુપરિન્ટેન્ડન્ટ પાસેથી થોડા વખતની રજા માગી. છૂટી તરત મળી. બે માઈલનો રસ્તો હતો. એક બે ઠેકાણે કામ હતું તે કરી ટપાલમાં કાગળ નાંખી પ્રફુલ્લ હૃદયે હું પાછી ફરી.

તે પછીનું અઠવાડિયું બહુ લાંબું લાગ્યું. અને તે પૂરૂં થતાંજ પાછી હું ચીંચણને રસ્તે ચાલી. આસપાસ નિસર્ગની શોભા અપાર હતી પણ હું તો તે દિવસ કાગળ આવ્યા હશે કે નહિ હોય તેનીજ ઘડભાંજમાં પડી હતી.

ચીંચણ જવાનું બ્હાનું મારે જોડાનું પરમાણું દેવાનું હતું. એટલે તે કામ પહેલાં ઉકેલ્યું. પછી મોચીને ત્યાંથી સ્વચ્છ નાની શેરીની બીજી બાજુએ ટપાલ ઓફિસ હતી ત્યાં ગઈ. ચીંચણની નિશાળના વૃદ્ધ મહેતાજી ટપાલ માસ્તરનું કામ પણ કરતા હતા. હું ત્યાં ગઇ કે તેણે કાને ચડાવવાની સળી ભાંગી જવાથી દોરો બાંધેલાં ચશ્માં ચડાવ્યાં.

"જ" ના શીરનામાંના કાગળો છે?" મે પૂછ્યું.

ચશ્મામાંથી મારા સામું વાંદરા પેઠે જોઈ ટેબલનું ખાનું ઉઘાડી તેમાં ફંફોળવા માંડયા. તેને એટલીવાર લાગી કે હું નિરાશ થઈ પાછી વળવા જતી હતી. છેવટે તેણે એક કવર કાઢયું અને લગભગ પાંચ મિનિટ સુધી બારીને અજવાળે ધરી રાખ્યું. પછી તે મને બારીમાંથી આપ્યું અને પાછું ચશ્મામાંથી બાડે ડોળે મારી સામું જોવા માંડયું. શીરનામું જાહેર ખબર પ્રમાણે કર્યુ હતું.

"બસ! એકજ છે?"

"બીજા નથી" હું પાછી ફરી. તે વખતે ઉઘાડવાની મારી છાતી ચાલી નહિ. આશ્રમના ધારા અનુસાર સાડાઆઠ વાગે મારે હાજર થવાનું હતું.

ત્યાં પણ નવરાશ મળી નહિ. માલિની બ્હેન પહેલાં સાંજનાં જે કામ કરતાં હતાં તે કરવાનો આજે મારો વારો હતો. તે પછી સૂતી વખત ગોદાવરી બ્હેનની વાતો પણ અટકે તેમ ન હતું, ઓછામાં પૂરૂં મારા ઓરડામાં અર્ધી મીણબતી

શિવાય દીવાનું બીજું સાધન હતું નહિ. અને મને ભય લાગતો હતો કે વાતો પૂરી થયા પહેલાં તે પૂરી થઇ જશે. સારે નસીબે તેણે પેટભરી ખાધેલું એટલે તેને તરત નિદ્રા આવી ગઈ. મેં કપડાં બદલ્યાં ત્યાં તો તે ઘોરવા માંડી. હજી એકાદ ઇંચ મીણ-બતી રહી હતી. મેં કવર કાઢીને તોડયું. કાગળ બહુજ ટુંકો હતો.

" ગયા ગુરૂવારે સાંજ વર્તમાનમાં જાહેર ખબર આપનાર "જ" તેમાં લખેલા વિષયો શીખવી શકે તેમ હોય તો અને તેનાં સર્ટિફિકેટો તથા ઓળખાણુપીછાણુ સંતોષકારક હોય તો નીચે લખેલે સ્થળે તેને માટે એક જગ્યા તૈયાર છે.

એક દસ વરસની છોકરીને ભણાવવી પડશે. પગાર માસિક રૂા. ૨૫ મળશે. ખાવા પીવાની યોજના ખપતું હશે તો કુંટું-બમાંજ થશે નહિતર જૂદું ભતું આપવામાં આવશે. "જ" એ પોતાનું નામ શીરનામું સર્ટિફિકેટ તથા ઓળખાણુનાં નામ નીચેને સરનામે લખી મોકલવાં.

" રેવતી ભગવાનલાલ–વાંસવાડી; મંગળપુર (વડોદરા રાજ્ય.)"

મેં કાગળ ઘણીવાર સુધી જોયાં કર્યો. અક્ષર જૂના જમા-નાના, વાંકાચૂકા કોઇ આધેડવયની સ્રીના જેવા હતા. આ વાત સંતોષકારક હતી. મારા મનમાં બ્હીક રહ્યાં કરતી હતી કે આ પ્રમાણે મારી મેળે કોઇને પૂછયા ગાછયા વિના પગલું ભરતાં કંઇ અવળું પરિણામ આવશે તો! રેવતી, તેનું ચિત્ર

મારી નજર આગળ ખડું થયું. કાળું રૂમાલિયુંને ધોળી ગોળી, પહેરેલાં હશે. સારા કુટુંબની સંસ્કારી ગુજરાતી વિધવા જેવાં હશે. વાંસવાડી-તેના મકાન કે જાગીરનું નામ હશે પણ ઘર કેવું હશે ? મંગળપુર-વડોદરા રાજ્ય-ગુજરાતનો નકશો નજર આગળ ખડો થયો. તે પેટલાદ પાસે નાનું ગામ હતું, વારૂ, ત્યાં આપણા જીવનમાં તદન ફેરફાર થઇ જવાનો સંભવ લાગ્યો " પણ વાંસવાડી તે ગામથી બહુ દુર હશે તો ?

મીણબતીની વાટ તેના રસમાં પડી ઠરી ગઈ. વળતે દિવસ નવાં પગલાં લેવાનાં હતાં. મારી યોજના મારા મનમાં રહી શકે તેવી સ્થિતિ ન હોતી. તે ફતેહમંદ નીવડે તેટલા માટે મારે તે કોઇને પણ કહેવીજ પડે તેમ હતું. બપોરની છુટીને વખતે સુપરિન્ટેન્ડન્ટને મળી મને સારી જગ્યા મળવાનો સંભવ છે વિગેરે વાત કહી, અને વિનંતિ કરી કે ભીમે સાહેબ અગર કમિટિના કોઇ ગ્રહસ્થનું નામ ઓળખાણમાં આપવાની રજા મેળવી આપે. આ બાબતમાં દરમ્યાનગીરિ કરવાનું તેણે વચન આપ્યું. ભીમે સાહેબને વળતે દિવસ તેણે વાત કરતાં તેણે કહ્યું કે તેનાં વાલી માનિનીબાઇ છે માટે તેને પહેલાં પૂછવું જોઇએ. તેમને કાગળ લખી પૂછાવતાં જવાબ આવ્યો કે " તે તેની મરજી પ્રમાણે કરે તેમાં મને વાંધો નથી. કારણકે મેં તેના કામમાં વચમાં આવવું ઘણા વખતથી છોડી દીધું છે." આ કાગળ કમિટિમાં ફેરવવામાં આવ્યો અને મને રીતસર સારી જગ્યાનો પ્રયાસ કરવા રજા આપવામાં આવી, અને તે સાથે સારૂં સર્ટિફિકેટ આપવામાં આવ્યું.

આ બધું કરતાં એક મહિનો નીકળી ગયો. તે પછી રેવતીબાઇને સર્ટિફિકેટ વિગેરે મોકલ્યાં હતાંતેનો જવાબ વળતી ટપાલે આવ્યો. તેમાં પંદર દિવસની અંદર મારી જગ્યા પર હાજર થવાની મને આજ્ઞા કરી હતી.

મેં તૈયારી કરવા માંડી. પંદર દિવસ એકદમ પસાર થઇ ગયા. મારો સરસામાન જરૂર જોગો પણ ઘણો નહોતો. છેક છેલ્લે દિવસે મેં મારી ટ્રંક ભરી. ટ્રંક હું પાંચ વર્ષ પહેલાં પદ્મેસરથી લાવી હતી.

ટ્રંકને દોરી બાંધી તેના ઉપર મારૂં નામ લખ્યું. ચીંચણથી પાલગઢ જવા માટે ગાડી ભાડે કરી હતી તે અર્ધા કલાકમાં આવવાની હતી. મેં મારાં મુસાફરીનાં કપડાં પણ પહેરી લીધાં, મારૂં કપાટમાં કંઇ રહી જતું તો નથી તે જોવા તપાસી લીધું, અને પછી કંઇ ન કરવાનું હોવાથી બેસીને જરાક થાક ખાવાનો વિચાર કર્યો. હું આખો દિવસ પગભર હતી પણ થાક ખવાય તેમ હતુંજ નહિ. મારૂં મન ઉશ્કેરાયેલું હતું. જીવનનું એક પાસું આજ રાતે બદલાઇ જવાનું હતું. નવુંજ જીવન બીજે દિવસથી શરૂ થવાનું હતું.

દરમ્યાનમાં વિશ્રાંતિ કે નિદ્રા કઈ લઈ શકું એવી હું હતી કે?

"બ્હેન" હું મૂંઝાયેલી ભૂત પેઠે ઓસરીમાં આંટા મારતી હતી ત્યાં એક નોકરે આવી કહ્યું "તમને કોઈ નીચે મળવા આવ્યું છે."

"ગાડાવાળોજ હશે" મેં ધાર્યું અને પૂછયા ગાછયા વિના નીચે દોડી. શિક્ષિકાઓને બેસવાના ખંડ પાસેથી જતી હતી ત્યાં તેના અર્ધા ઉઘાડા બારણામાંથી કોઇ બહાર દોડી આવ્યું.

"ઇ જીવન બ્હેનજ છે; હું એને લંકામાંથી પણ સુંઘી કાઢું તો" મળવા આવનાર મારા રસ્તામાં આડું ઉભી મારો હાથ પકડી બોલ્યું.

મેં જોયું. સારા પોશાકવાળી, પરિપકવ પણ યુવાન નોકર વર્ગની કોઇ બાઇ હતી. તે કાળા વાળ તથા નયનોવાળી, દેખાવડી હતી, મુખ ઉપર ચંચળતા હતી.

"કેમ બ્હેન, ઓળખાણ પડે છે?" તેણે પૂછયું અને તેનો સ્વર અને સ્મિત મેં લગભગ ઓળખી કાઢયાં.

"જીવન બ્હેન, મને ભૂલી ગયાં, બસ!"

બીજીજ પળે હું તેને ભેટી પડી ને આનંદથી ચૂમીયો ભરવા લાગી. "ગંગા! ગંગા! ગંગા" હું એટલુંજ બોલી શકી. તે અર્ધી રડી પડી અને અમે મારા ખંડમાં ગયાં. ત્યાં એક નાનો કાળી ચોરણીવાળો ત્રણ વરસનો છોકરો ઊભો હતો.

"ગંગા," આ કોણ છે?"

ગંગા ચૂપ રહી. તે વિધવા હતી તેથી તેની જ્ઞાતિના રિવાજ પ્રમાણે ઘરઘરણું—પુનર્લગ્ન કર્યું હશે એમ મેં જોઇ લીધું.

"અલી, મને લખ્યું પણ નહિ.'

"એમાં શું લખવું હતું બ્હેન? એ કાંઇ પહેલી વારનું હતું?"

વારૂ, ત્યારે, તેં પ્રોફેસર ક્યારે છોડયું?"

"આ, હું ત્યાંજ રહું છું. બાઇથી બધે પ્હોંચી વળાતું નથી એટલે આ છોકરાના બાપને હિસાબકિતાબ રાખવા મહેતા કરીને રાખ્યાછ, ને હું તો ત્યાં છૌંજ, બ્હેન."

"હં, ચાલો બહુ સારૂં થયું. પણ હવે તું બેસ ને મને કહે કે ત્યાં બધાંને કેમ છે. બચ્ચુ, આવ મારા ખોળામાં આવ."

બચ્ચુને પોતાની માનું પાસું વધારે પ્રિય લાગ્યું.

"બ્હેન તમે કાંઈ બહુ વધ્યાં નથી. તેમ બહુ જાડાં પણ થયાં નથી. નિશાળમાં બહુ દુઃખ પડયું હશે તો! ઇંદિરા બ્હેન તમારા કરતાં બે આંગળ ઉંચાં છે ને વિદ્યુત્ બ્હેન તો—જાડાઇમાં તમે બે થાઓ."

"ગંગા—વિદ્યુત્ બહુ સુંદર છે કે કેમ?"

"બહુજ. ગયે લગનગાળે બા સાહેબ સુરત ગયેલાં ત્યાં વિદ્યુત્ બ્હેનને તો કેટલાં માગાં આવ્યાં. ને એક છોકરો તો હઠ લઇને બેઠો કે બસ પરણવું તો વિદ્યુત્ બ્હેનનેજ પરણવું. વિદ્યુત્ બ્હેનની ઉપર તેના કાગળો આવતા ને વિદ્યુત્ બ્હેન જવાબ આપતાં. બ્હેનને તો પરણવાના ચસકા બહુ એટલે કુળ બુળ જોયા વિના "હા" લખી બેઠાં."

"અરરર, પછી."

"પછી શું. બા સાહેબને ખબર પડી. ઇંદિરા બ્હેને કહી દીધું. બે બ્હેનો બોલે ચાલેછ ક્યાં તે દિનાં!"

"વારૂ, અને ભાઇશ્રી?"

"ભાઇ કોલેજમાં ભણવા ગયા'તા ને ત્યાં નાપાસ પડયા.

તેના મામા કેછ કે વિલાયત જઇને બાલેસ્તર થા પણ ભાઈ કાંઇ થાયબાય એમ લાગતું નથી. ખોટે રસ્તે ચડી ગયા છે—આજથીજ."

"દેખાવે કેવાક છે?"

"લાંબા તાડ જેવડા. ને ઓઠ બહુ જાડા–કાંઇ હોઠ તે જાડા, બાઇ!"

"અને મામી ?"

"મામી જાડાં આડાં તો એવાંને એવાં છે પણ મનમાં પહેલાં જેવાં સુખી નથી. એને ભાઇની ફિકર બહુ રહ્યાં કરે છ–પૈસા બહુ ઉડાવે છ તો ?"

"તને આંહિ મામીયે મોકલી ?"

"નારે! હું લગન ઉપર અમારાં સગાં પાલગઢમાં છે ત્યાં આવી'તી ત્યારે કહ્યું કે બ્હેનને મળતી પણ આવું. તમને જોવાની ઝંખના મને તો રોજ રહ્યાં કરેછ."

"તેં મનમાં તો ધાર્યું હશે કે હું કેવીય થઇ ગઈ હઇશ! બોલ, મારામાં કંઈ ફેરફાર થયો છે?"

"ના, જીવન બ્હેન, તમે હતાં તેવાંજ છો. ઘાટાળાં છો; સારા કુટુંબનાં હો એવાં દેખાઓ છો; અને મેં એટલુંજ ધાર્યું'તું. બાલક હતાં ત્યારે પણ તમે કાંઇ રૂપાળાંમાં ન ખપતાં."

ગંગાના ખુલ્લા દિલના જવાબથી હું હસી પડી. મને લાગ્યું કે એ સાચું કહેતી હતી.

"પણ મને ખબર હતી કે તમે હુશિયાર તો થવાના જ. બોલો બ્હેન તમે આંહિ શું શું શીખ્યાં? હારમનિયું વગાડતાં આવડે છે?

"હા, જરાક આવડે છે."

ઓરડામાં હારમોનિયમ પડયું હતું તે ગંગાએ ઉઘાડયું. મેં તેના ઉપર એકાદ બે ગાયન વગાડયાં. ગંગા આનંદ પામી.

"ઇંદીરા વિદ્યુત્ પણ આવું તો વગાડતાં નથી" તેણે કહ્યું. હું હંમેશાં કહેતી કે ભણવા કરવામાં તે બધાંથી તમે પહેલે નંબર નીકળશો. ને તમને ચિતર કાઢતાં આવડે છ?"

"જો આ બારી ઉપર મારૂં કાઢેલું ચિત્ર છે.

મારી અસલની વટવૃક્ષ નીચેની જગ્યાનું ચિત્ર કાઢી મેં સુપરિન્ટેન્ડન્ટને ભેટ કર્યું હતું ને તેણે તેને ફ્રેમ કરાવી કાચ જડાવ્યો હતો.

"ઓહો જીવન બ્હેન, આવું તો પચ્લેસરમાં ચિતર શીખવવા માસ્તર આવે છે તે પણ કાઢતો નથી. વારૂ મારે તમને બીજું પૂછવાનું છે. તમને તમારા કાકા—વિલાસરાય તરફથી એકે કાગળ બાગળ મળેલ છે?"

"આજ સુધી તો નથી મળ્યો."

"ઠીક, પણ બા સાહેબ હમેશાં કહેતાં કે તમારાં સગાં ગરીબ ને ભીખારી હશે. ગરીબ તો કોણ જાણે પણ તે લોકો ભીખારી તો નથીજ. જેવું તમારૂં મોસાળ છે તેવુંજ તમારૂં પીહેર પણ આબરૂદાર ગૃહસ્થનું કુટુંબ છે. મને ક્યાંથી ખબર પડી જે ચાર વરસ પહેલાં એક દિવસ કોઇ વિલાસરાય કચ્છ-ભૂજ કરીને પચ્લેસર આવ્યા અને તમને મળવા બોલાવ્યાં. બા સાહેબે કહ્યું કે તમે તો આંહિ છો ને બિચારાનો ઉત્સાહ ભાંગી ગયો. એને આફ્રિકા આગબોટમાં જવાનું હતું એટલે એક

દિવસપણ રોકાવાય તેમ હતું નહિ ને મુંબાઇથી આગબોટ વળતેજ દિવસ ઉપડવાની હતી. તે સારા ગૃહસ્થ જણાતા હતા ને ઘણું કરી તમારા કાકાજ હતા."

"આફ્રિકામાં કયાં જતા હતા?"

"કોઇ ગામનું નામ તો કહ્યું. કેવુંય—કાંઈ—પીટયાં ત્યાંનાં ગામ—

"જંગબાર—"

"ના ના ઇ તો નહિ પણ—"

"મોમ્બાસા"

"ના—ન ઉપર હતું તો ખરૂં."

"નાતાલ—નૈરોબી—"

"હા હા, નૈરોબી—જો હવે યાદ આવ્યું. નૈરોબીજ"

"તે નૈરોબી ગયા?"

"હા પણ બા સાહેબ તેના તરફ બહુ અવિવેકથી વર્ત્યાં તાં—તેણે તેને વાણિયા કહી બોલાવ્યા. આ છોકરાનો બાપ કહે છે કે એનો નૈરોબીમાં મોટો વેપાર ચાલે છે."

"અગર કોઇ મોટા વેપારીને ત્યાં તે નોકર હશે."

આ પ્રમાણે ગંગા સાથે કલાકેક વાતો ચાલી. પછી મારૂં ગાડું આવ્યું. અમે બન્ને સાથેજ ઉપડયાં. તે પાલગઢ સુધી મારા ગાડામાંજ આવી. પાલગઢ આવતાં તે ગામમાં ગઇ અને હું સ્ટેશન ઉપર ગઇ.

## પ્રથમ ખંડ સમાપ્ત.

---

# દ્વિતીય ખંડ.

## જીવન-વિનિમય.

---

### પ્રકરણ ૧૧ મું.

---

નવજીવનનો ઉદય.

નવલકથાનું નવું પ્રકરણ નાટ્ય પ્રયોગના નવા પડદા જેવું છે. વાચકવર્ગ, મંગળપુરના નાના સ્ટેશનની કોઈ મુંબઈના પરોપકારી ભાટિયાએ બંધાવેલી ધર્મશાળાના એક ઓરડામાં હું બેઠી છું, પાસે મારી ટ્રંક પડેલી છે, રખેવાળની બૈરીયે એક મેલું ગાદલું પાથરી આપ્યું છે અને એક મહિના દિવસથી મંજાયો ન હોય તેવો લોટો પાણી ભરી મારી પાસ મૂક્યો છે, એક ઝાંખી ભીંતા-ચીમની મને પ્રકાશ આપે છે, આસો વદ બારસની આછી ટાઢ પડવાની શરૂઆત થઇ ગઇ છે, લગભગ સાડાસાત વાગ્યાનો સમય છે.

વાચકમિત્ર, આ પ્રમાણે હું શાંત બેઠી હતી પણ મનમાં હતું કે કોઈ સામું લેવા આવ્યું હશે. ધર્મશાળામાં ટ્રંક મૂકાવતાં મેં ચારે તરફ જોયું કે હમણાં કોઇ રેવતીબાઇયે તમારે માટે

વાહન મોકલ્યું છે માટે ચાલો એમ કહેતું જડી આવશે. મેં રખેવાળની બૈરીને પૂછ્યું કે વાંસવાડીથી કોઈ માણસ આવ્યું છે કે નહિ ? તો તેણે કહ્યું કે 'કોઇ દેખાતું નથી, એટલે મારે એક ઇલાહિદી કોટડી માગવી પડી અને ત્યાં મૂઝાતી ગભરાતી બેઠી.

મારા જેવી યુવાન બાલિકાને જગતમાં કેવળ એકલું લાગ્યું, જે સ્થળે પહોંચવું ત્યાં પહોચતાં વચમાં અનેક વિઘ્ન અનુભવવાં, અને જે આશ્રયસ્થાન છોડયું તે આશ્રયસ્થાનમાં પાછું જવાય તેમ નથી એ સમજી જવું–એ ઘણું કફોડું અને મનને વિહ્વલ બનાવે તેવું છે. સાહસના ઉત્સાહથી એક તરફથી આ સ્થિતિમાં રસ પડે છે; અભિમાનના ઉદ્રેકથી તેમાં આગળ ધસવા મન થાય છે, પરંતુ ભયના થડકાથી આત્મા વખતો વખત ચમકી ઉઠે છે. મારા મનમાં અત્યારે ભય સર્વોપરિ હતો; કારણ કે હું અર્ધા કલાકથી આવી પહોંચી હતી અને તે છતાં મને લેવા આવનાર કયાંહિ જણાતું નહોતું. હું બહાર ઓસરીમાં ગઇ; ત્યાં રખેવાળની બૈરી ઊભી હતી. " બ્હેન અહિંથી વાંસવાડી કેટલી દૂર છે ?"

" મને માલમ નથી, બાઈ હું પૂછી આવું છું " કહી તે બાઇ ગઇ. થોડીવારમાં તે પાછી આવી અને પૂછયું:–" તમારે ત્યાં કણે જવાનું છે; બાઈ ? "

" હા ! "

' તમારી હાફ ગાડી આવી છે. "

હું ઓસરીથી તુરત નીચે ઉતરી ધર્મશાળાના દરવાજા પાસે ગઇ, ત્યાં એક ઘોડાનો ટાંગો ઊભો હતો અને પાસે એક માણસ ઉભો હતો. તે ગાડી મનેજ લેવા આવી હતી. યોગ્ય પૂછપાછ કરી હું તેમાં જવાને તૈયાર થઈ.

" આટલોજ સામાન છે?" ઓરડીમાંથી ટ્રંક લાવતાં માણસે પૂછયું.

" હા " તેણે ઉંચકી તે ગાડીમાં આગળ મૂકી. હું પાછળ બેઠી. તે એની ગાડી હાંકે તે પહેલાં મેં પૂછયું:—

" વાંસવાડી કેટલી દૂર છે. ? "

" ત્રણેક કોશ."

" આપણે ત્યાં કયારે પહોંચશું ? "

" દોઢેક કલાક થાહે, બા. "

અમે ધીમે ધીમે જવા માંડયાં. મારો પ્રવાસ પૂરો થવા આવ્યો હતો તેથી મનમાં સંતોષ થયો હતો, અને ટાંગામાં નિરાંતે પડી પડી હું વિચાર કરવા લાગી.

"રેવતીબાઇ તેના નોકરની તથા ગાડીની સાદાઇ જોઇ બહુ રૂવાબી દેખાતાં નથી. ચાલો એ બહુ ઠીક થયું. આપણે મોટા માણસ સાથે બાળપણમાં કામ પડયું હતું ને તેની સાથે સુખ પામ્યાં નથી. પણ એ પોતાની નાની છોકરી સાથે એકલાંજ રહેતાં હશે? જો તે એકલાંજ રહેતાં હોય, અને સ્વભાવે સારાં હોય તો તો આપણે એની સાથે નક્કી ફાવશે. હું મારૂં બનતું

તો કરીશ. પણ માણસ બનતું કરે તે હમેશાં બર આવતું નથી. ચીંચણમાં તો મેં એ નિશ્ચય પાળ્યો અને હું ફાવી, પણ માનિનીબાઇ સાથે જ્યાં હું તેને ખુશી કરવા મારૂં બનતું કરતી ત્યાં હમેશાં આડુંજ પડતું. પ્રભુ, રેવતીબાઇ બીજાં માનિનીબાઇજ નીવડશે તો! પણ તેવાં નીવડે તો હું ત્યાં રહેવાને બંધાયેલી નથી. પાછી જાહેરખબર આપીશ. હવે કેટલું છેટું રહ્યું હશે?"

મેં વિચારમાંથી જાગી આસપાસ જોયું. મંગલપુરના દીવા દેખાતા હતા; તેના ઉપરથી ચીંચણ કરતાં તો તે ઘણું મોટું હોય તેમ લાગ્યું. તેના પાધરમાં પણ ચારે તરફ ખેડૂતોનાં ઝૂપડાં વિગેરે પથરાઈ રહેલાં લાગ્યાં. આ પ્રદેશ ચીંચણ કરતાં વધારે વસતિવાળુ અને ઓછો સુંદર હતો.

રસ્તો ખરાબ હતો. રાત ધૂમસવાળી હતી. ઘોડો ખરેખર હીંડતો જ હતો. અને દોઢ કલાકના બે પૂરા થવા આવ્યા.

"એ—પણે વાંસવાડી દેખાય." ગાડીવાને મારા તરફ ફરી કહ્યું.

મેં પાછી ચોપાસ નજર ફેરવી. એક શંકરના નાના દહેરામાં ઝીણો દીવો બલતો હતો અને મારી જમણી બાજુએ એક નાનું સરખું ગામડું દેખાતું હતું. તે ગામડું ગયા પછી દસેક મિનિટે ગાડી અટકી. ગાડીવાને નીચે ઉતરી દરવાજો ઉઘાડયો; અમે અંદર ગયાં, દરવાજાનાં બારણાં પાછાં અથડાતાં સાંભળ્યાં, રેતાળ રસ્તાપર થઇ એક મોટા બંગલા પાસે આવી ઊભાં. તેની એક બારીમાં દીવો બલતો હતો. બાકી સર્વત્ર અંધારૂં હતું. એક નોકર

છોકરી આવી મારી ટ્રંક ઉંચકી મને "બ્હેન, આવો" કરી અંદર લઇ ગઈ. હું તેની પાછળ બંગલાના ચોરસ વચલા અને આસપાસ ઉંચાં બારણાંઓવાળા મોટા ખંડમાંથી પસાર થઇ એક બીજા ખંડમાં દાખલ થઇ. બે કલાકથી અંધારામાં હતી એટલે તેના દીવાના ઝળહળાટ પ્રકાશથી હું પહેલાં તો અંજાઇ ગઈ પણ પછી મારી નજરે બહુ સુઘડ અને આનંદપ્રદ ચિત્ર પડયું.

એક નાનો, સ્વચ્છ, પેટી જેવો ઓરડો હતો. વચમાં પીતળના આંકડિયાવાળો હીંચકો હતો. સામે જૂના જમાનાના જેવી બે રંગત માંચીઓ પડી હતી. હીંચકાને અર્ઢાંગણે માટે રંગત પીતળના ટોચકાંવાળો ઉંચો કઠેરો હતો અને તેને અઢેલીને કાળું રૂમાલિયું અને ધોળી ચોળી પહેરી એક ઠીંગણી આધેડ વયની વિધવા બેઠી હતી. મેં મનમાં કલ્પ્યાં હતાં તેવાંજ રેવતીબાઇ હતાં—ફક્ત જરા ઓછાં ભવ્ય અને વધારે નરમ સ્વભાવનાં દેખાતાં હતાં. તેના હાથમાં રૂદ્રાક્ષની માળા હતી. તેની પાસે એક મોટી બિલાડી ડાહી થઇને બેઠી હતી. સુખી ઘરનું ચિત્ર સંપૂર્ણ કરવામાં કોઈ વસ્તુની ન્યૂનતા નહતી. નવીન આગન્તુકના મનને એકદમ નિરાંત વળતાં કશો બાધ આવે તેવું હતું નહિ. કોઇ જાતનો વધુ પડતો ભપકો હતો નહિ; કોઇ જાતનું સ્થિતિપરત્વે અંતર જણાતું નહોતું. હું અંદર ગઇ કે તરતજ ડોશીમાએ માળા બંધ કરી.

"આવો બ્હેન આવો. થાકી ગયાં છો કે? હમારો જેઠો ગાડી બહુ ધીમે હાંકે છે. બહાર આજ તો ટાઢ પણ નીકળી છે. આવો બેસો."

"આપજ રેવતી બ્હેન—" હું બોલી.

"હા, હા, આવો. મારી પાસે હીંચકે બેસો." તે ઉઠયાં અને પોતાનીજ મેળે મારી ટ્રંક વિગેરે મૂકાવી; મારી શાલબાલ લઇ લીધી, "આપ તસ્દિ ન લ્યો."

"એમાં તસ્દિ શું? તમે ટાઢનાં ઠરી ગયાં હશો. કપિલા, જા, વાળુની તૈયારી કરાવ તો. લે, આ કપાટની કુંચી; કંઇ કાઢજે."

અને કેડેથી મોટો કુંચીનો ઝૂંડો બહાર કાઢીને નોકરને આપ્યો.

"હવે આવો–બેસો. આટલો સામાન છે કે કંઇ વધારે છે?"

"ના. આટલોજ છે?"

"સારૂં, ત્યારે હું એ તમારા ઓરડામાં મૂકાવું છું. તમે—" એમકહેતાં બહાર ગયાં અને વાકય પૂરૂં ન થયું.

"મને પોતાનાં સગાં જેવીજ ગણે છે!" મેં મનમાં કહ્યું. "આ જાતનો સત્કાર મળશે એ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. મેં તો ભપકો, મોટાઈ, દમામ, તુચ્છકારની આશા રાખી હતી. નોકર રહેતી બાલિકાઓ તરફ આ જાતનું વર્તન રખાતું હોય એવું મેં કયાંહિ સાંભળ્યું નથી પણ—તુર્તજ હરખાઇ જવામાં માલ નથી."

રેવતીબાઇ પાછાં આવ્યાં "ચાલો અબોટિયું પહેરો, તમે બ્રાહ્મણજ છો ને! અમારૂં તો તમને ખપે—

"હમારે ગમે તે બ્રાહ્મણનું રાંધેલું ચાલે છે."

"આ વાત ન રૂચી હોય તેમ તેની મુખમુદ્રા પરથી જણાયું. તેણે મારી જ્ઞાતિ વર્તી કાઢી અને જોઇ લીધું કે અમે બન્ને એકજ જ્ઞાતિનાં છઇયે. મેં દર્શાવેલો સુધારો તેની વયનાંને ન રૂચે તો કંઇ ખોટું નથી. છતાં તે કંઇ બોલ્યાં નહિ. મેં અબોટિયું બદલ્યું? ભોજનશાળામાં ગઈ અને પીરસાયું.

"આપની પુત્રી કયાં છે; અત્યારે મળશે?"

"શું બ્હેન? મારે કાને જરા—"

મેં મારો સવાલ પાછો કર્યો.

"મારી પુત્રી! તમે અંજનીને મળવાનું કહો છો ને? અંજની મારી પુત્રી નથી."

"તમારી પુત્રી નહિ? ત્યારે તમારે કંઇ છોકરાં નથી?

"ના."

આગળ સવાલ કરવાનું મને વિવેકભર્યું દીસ્યું નહિ.

તે મારી સામે પાટલો નંખાવી બેઠાં. પાસે તેની બિલાડી બેઠી.

"તમે આવ્યાં તે હું બહુજ રાજી થઇ. હું સાવ એકલી હતી. હવે મને પણ ગમશે. આંહિ ગમે એવું તો છે. કારણ કે વાંસવાડીનો બંગલો બહુજ સુંદર જગ્યાપર આવેલો છે અને જરા જૂનો ને મોટો છે તોએ બહુ સારો છે. શિયાળામાં જરા ગમે તેવું નથી. ને આંહિ આ કપિલા છે—જેઠાની બૈરી છે પણ તમે જાણો છો કે નોકર માણસ સાથે તો જેટલું બોલાતું હોય

એટલું બોલાય. કપિલાને વાંચતાં આવડે છે. કોઇવાર હું એની પાસે વંચાવું છું, પણ એ છોકરીને વાંચવું બહુ ગમતું નથી. હવે હમણાં લખનારથી અંજની આવી છે એટલે ઘર કાંઇ બોલતું ચાલતું થયેલ છે! ને હવે તમે આવ્યાં એટલે ઠીક પડશે."

મને તે માયાળુ બાઇ તરફ સ્નેહ ઉપજ્યો અને કહ્યું કે તેની સેવા કરવામાં હું પાછી પાની નહિ કરૂં.

"પણ આજ બહુ જાગવા દઇશ નહિ. રાતના અગ્યાર તો વાગી ગયા છે ને તમે આખા દિવસની મુસાફરીનાં થાકયાં પાકયાં સૂઇ જાઓ. મારી પડખેજ તમારો ઓરડો છે. જરા નાનો છે પણ આગળના મોટા ઓરડામાં એકલડુકલ રહેવા કરતાં એ ઓરડો સારો."

મેં તેની મારે માટેની ફિકર માટે ઉપકાર માન્યો અને હું ખરેખર થાકી ગયેલી હોવાથી જમીને પરબારી મારા ઓરડામાં જવાની મરજી બતાવી. વચલા ઓરડાનું બાર બરોબર વાસ્યું છે કે નહિ તે જોઇ તે મારી આગળ થયાં. સીડી મોટી અને પહોળી હતી. બારીઓ ઉંચી અને જાળીવાળી હતી. ઓરડાઓ ખાલી હોવાથી સૂના અને ઠંડા લાગતા હતા. મારો ઓરડો નાનો અને આજની ઘાટીનો હોવાથી આનંદ થયો.

રેવતીબાઇએ "લ્યો, હું જાઉં છું, ગભરાશો માં" કહી મને મારા ઓરડામાં એકલી મૂકયા પછી મેં બારણું દઇ દીધું, નિરાંતે ચોપાસ દૃષ્ટિ ફેરવી. લાંબી ઓશરી, મોટા ઓરડા, પહોળી સીડીની શૂન્યતાથી ઉત્પન્ન થતી ઉદાસીનતાની અસર

કાઢી નાંખી અને બે દિવસની મુસાફરીના શ્રમ પછી અને માનસિક ચિન્તા પછી હું નિર્ભય આશ્રય સ્થાનમાં આવી પહોંચી એ જોઈ આનંદ માન્યો. મારૂં હૃદય ઉપકારવશ થયું. મારા હાથ સ્વતઃ જોડાઇ ગયા. મારાથી વિષ્ણુસહસ્ર નામનો સ્વતઃ પાઠ થવા માંડયો. મારી પથારીને ઉશીકે આજ સ્વપ્ન ભર્યાં નહોતાં, મારા એકાંત ખંડમાં આજ ભયનો વાસ નહોતો, હું પડી તેવીજ સૂઇ ગઈ અને ઉઠી ત્યાં તો પહોરેક દિવસ ચ્હડી ગયો હતો.

બારીમાં આસમાની છીંટના પડદા હતા તેમાંથી સૂર્ય ઓરડાની લીલી રંગેલી ભીંત અને જાજમ ઉપર પ્રકાશતો હતો કન્યાશ્રમની પાટિયાની જમીન અને ધોળી ભીંતવાળા અંધારા ઓરડા સાથે સરખાવતાં મારો ઓરડો સ્વર્ગસમાન લાગ્યો અને મારો આત્મા વધારે પ્રસન્ન થયો. યુવાન ચિત્ત ઉપર બહારના દેખાવને ઘણી અસર થાય છે. જીવનમાં વધારે સુંદર કાળનો ઉદય થતો મને લાગ્યો. એ મારા જીવનવૃક્ષને વિકસતાં ઋતુભેદ, કંટકો નડશે, તે સાથે તેને પમરાટ તથા પુષ્પો પણ આવશે એવું ભાન હૃદયમાં ઉદ્‌ભવ્યું. મારી શકિતઓ પરિસ્થિતિના ફેરફારથી પ્રોત્સાહિત બની આશાના નવા ક્ષેત્રમાં વિહરવા સર્વતઃ સચેત બની તન્મનાટ કરવા લાગી. એ તન્મનાટ શાને માટે હતો તે કંઈ કહી શકાતું નથી; કોઈ સાનંદ વ્યાપાર તરફ તેઓ પરાણે પ્રેરાતી હતી. એ આનંદ વ્યાપારમાં પ્રવૃત્તિ આ દિવસે અગર અમૂક માસે થશે એવું હતું નહિ પણ ગમે તેટલે અંતરે કોઇ ભાવિ સમયે આનંદની જાહ્નવી પાવન કરશે તેટલુંજ ભાન હતું.

હું ઉઠી; સર્વ સામગ્રી તૈયાર હતી; કપિલા ગરમ પાણી પણ મૂકી ગઈ; ન્હાઈ ધોઈ સ્વચ્છ કપડાં પહેર્યાં પણ મારા અંતરમાં ધર્મ અને શ્રદ્ધા છલકતાં હતાં. મેં પાછું અબોટિયું પહેર્યું, કપાલમાં ચાંદલો કર્યો અને પૂર્વાભિમુખે થઇ સૂર્ય પૂજન કરી લીધું. તે પછી છીંટના સાદા પોલકા ઉપર ગુલાબી કિનારવાળું શ્વેત મજલીન પહેરી લીધું. મારી પાસે કપડાં તદ્દન સાદાં હતાં અને સ્વભાવથીજ હું સ્વચ્છ હતી. હું કેવી દેખાઉ છું અને મારા દેખાવથી બીજા ઉપર કેવી અસર થાય તે બાબતની મને બહુજ ચટ હતી; અને મારામાં સૌંદર્યની ખામી હતી તે છતાં હું જેટલી સારી દેખાઈ શકું તથા બીજાંને મારા દેખાવથી જેટલાં ખુશી કરી શકું તેટલી સારી દેખાવા માટે અને તેટલાં બીજાને ખુશી કરવા માટે હું મારૂં બનતું કરવા ચૂકતી નહિ. મને કેટલીવાર દિલગીરી થતી કે હું વધારે સુંદર નહોતી; બિંબૌષ્ઠ, શુકનાસા, શ્વેત ઉચ્ચ લલાટની ખાચેશ ઘણીવાર ઉદ્ભવતી, ઉંચી, ભવ્ય, સપ્રમાણ નિમ્નોન્નતાંગી હોવાની અભિલાષા ભાગ્યે દાબી દબાતી; આવી નાની, આવી વર્ણવિહોણી, આવા ઘાટ વિનાના મુખવાળી થવામાં હું મને પોતાને કમભાગ્ય માનતી. આ અભિલાષ અને આ શોચ શા માટે થતાં હતાં તે હું કહી શકતી નહોતી. છતાં આજે એક કારણ હતું. મને ભય લાગતો હતો કે મારી શિષ્યા મારી "અસુંદરતા" ઉપર મ્હોં મરડશે તો? એટલા માટે જરા વધારે સંભાળથી માથું હોળી કપડાં પહેરી હું ઓરડામાં બધું સરખું મૂકી બહાર નીકળી. લાંબી સાદરીવાળી ઓશરીમાં થઇને

સીડી ઉતરી હું વચલા મોટા ખંડમાં આવી ત્યાં લગભગ એકાદ મિનિટ ઊભી રહી. એક બખ્તર પહેરી ઉભેલા વીર પુરૂષનું અને એક સુંદર પણ વૃદ્ધ સ્ત્રીનું એમ બે ચિત્રો પર દૃષ્ટિ ફેરવી; છતમાંથી એક પીતળના જૂના ઘાટનો દીપક લટકતો હતો તે જોયો; એક મોટી સીસમશ્યામ અને વિચિત્ર કોતર કામવાળી ઘડિયાળમાંથી વખત જાણી લીધો. મને બધું બહુ ભપકાવાળું અને ભવ્ય લાગતું હતું—ખાસ તો મને ભવ્યતા અજાણી હતી તેથી હશે. તે ખંડનું અરધું કાચનું બારણું ખુલ્લું હતું. મેં ઊંબર ઓળંગ્યો. ધનતેરસનું સ્વચ્છ સવાર પ્રકાશી નીકળ્યું હતું. ઝાડનાં ઝુંડ ઉપર અને લીલાં ખેતરો ઉપર આછો પડતો તાપ નયનને પ્રિય લાગતો હતો. તૃણમયી પર ઊભી પાછી ફરી બંગલા સામું જોયું. તે મકાનને ત્રણ માળ હતા. તે સારી પેઠે મોટું હતું. વચમાંથી બંગલાનો આકાર કાઢ્યો હતો પણ બાકીની બાંધણી જૂના જમાનાની હતી. ઉપર અગાશી હતી ને તેની અટારીને કાંગરા હતા તેથી જરા દરબારગઢ જેવો દેખાવ થઇ રહેતો હતો. મકાનની પાછળના ભાગમાં વાંસના મોટાં ઝાડો ઘીચ આવી રહ્યાં હતાં તેથી જ તેનું નામ વાંસવાડી આપવામાં આવ્યું હશે. તેની પેલે પાર આંબા, વડ, પીપળ વિગેરે મોટાં ઝાડો સારી પેઠે આવી રહ્યાં હતાં. પછી પ્રદેશ જરા સમુદ્રતરંગ પેઠે ચ્હડી એક નાની ટેકરીના રૂપમાં અંત પામતો હતો. તે તરંગના આ બાજુના શિખર ઉપર મકાન બાંધેલું હતું. મારી પાછળના તરંગ શિખરમાંથી રાતના ગામડાંનાં ઘરનાં છાપરાંઓ દેખાતાં હતાં.

હું આ શાંત દેખાવ અને તાજી હવાનો આનંદ લઇ રહી હતી. કાગડાના કાકા અવાજ પણ આનંદથી સાંભળી રહી હતી અને રેવતી બાઇને એકલાંને અહિં રહેવું કેમ ફાવતું હશે તેનો વિચાર કરતી હતી, તેટલામાં તો એ પોતેજ બહાર આવ્યાં.

"ઓહો, આટલાં વહેલાં બહાર નીકળ્યાં છો?" તેણે પૂછ્યું, "વારૂ, વહેલાં ઉઠવાની ટેવ તો સારી! આજનાંને તો મોડાં ઉંઠવાં—"

હું તેની સમક્ષ ગઇ. તેણે અત્યારે તદ્દન ધોળું વસ્ત્ર પહેર્યું હતું. હાથમાં પૂજાનો સામાન હતો તે સૂર્યને છાંટો નાંખવા બહાર નીકળ્યાં હતાં. તૃણમયીની વચમાં તુલશીકયારો હતો ત્યાં અમે બન્ને સાથે ગયાં.

"વાંસવાડીમાં ગમે છે ને?" તેણે પૂછ્યું. મેં જવાબ દીધો "મને બહુ ગમે છે."

"હા, જુવોને, કેવી સરસ જગ્યા છે પણ ભાનુભાઇ બહાર ફર્યા કરે ને અહિં રહે નહિ એટલે જગ્યા સમારાતી નથી. પોતાને ઘેર કંઇ આવીને રહેવું જોઇએ ને."

"ભાનુભાઇ? તે કોણ?"

"કેમ? આ વાંસવાડીવાળા દેશાઇ" તેણે ધીમેથી જવાબ આપ્યો. "તમને ખબર નહોતી કે તેનું નામ ભાનુપ્રસાદ છે."

અલબત મને ખબર નહોતી—મેં તેનું નામ કદિ સાંભળ્યું નહોતું. પણ ડોશીમાને તો એમજ હતું કે તેનું નામ સહુ જાણીતું હોવુંજ જોઇએ.

"ના મારા મનમાં તો એમજ છે કે વાંસવાડી તમારીજ છે."

"મારી? ના, બાઇ! ભાનુભાઇ મારા ભત્રીજા થાય. મારે સાસરામાં કોઇ નથી ને પીહેરમાં એવડો એક ભાનુ છે. બીજાં બધાં મરી પરવાર્યાં છે. હવે મારા સુધી છે. તે એ છોકરો મારૂં ઘડપણ પાળે છે ને હું આંહિ રહું છું. હું મોટા ઘરની પણ મારાં સાસરાં બિચારાં ગરીબ હતાં. ભાનુભાઇ સારા તે મને સારી રીતે રાખે છે. હવે આણીપાણીમાં છૂટીયે એટલે નિરાંત."

"અને મારી શિષ્યા--અંજની—એ કોણ છે?

"એ આપણા લખનોરના ગૃહસ્થની છોકરી છે અને એના બાપ મરી જતાં ભાનુભાઇને તેના વાલી નીમેલા છે. એને અહિં ઉછેરવાની છે, પેલી તે આવે—તેની લખનોરી બાઈ સાથે."

મારો ગૂંચવાડો ઉકેલાયો. રેવતીબ્હેન ભાનુપ્રસાદ દેશાઈનાં ફોઈબા હતાં.

મને વધારે વિચાર કરવાનો વખત મળે તે પહેલાં તો એક હિન્દુસ્તાની બાઈ સાથે આગળ આગળથી દોડતી એક નાની કન્યકા આવી. એ મારી શિષ્યા હતી. તેણે મને દેખી નહોતી. તેની વય છ સાત વર્ષની હશે; કાઠી એકવડી હતી; ચ્હેરો શ્વેત પણ ફીકકો હતો, મુખમુદ્રા ઘાટિલી નહોતી; વાળ છૂટા રેશમી, કમ્મર સુધી પહોંચતા હતા.

ફોઇબા તુલસીની પૂજા કરવા માંડયાં હતાં. **विष्णवे नमः— कृष्णाय नमः** કરી ચંદનનો છાંટો નાંખવો શરૂ કર્યો, ત્યાં અંજની

ત્યાં આવી પહોંચી. "ફોઇબા, મને પૂજા કરતાં શીખવો." તે તાળી પાડી બોલી ઉઠી.

"આવો, અંજની, જુઓ તમારાં માસ્તર આવ્યાં તેને મળો. તમે પણ કોઇ દિવસ એના જેવાંજ હોશિઆર થજો."

"मेरेकु वह पढायगी" તેણે પોતાની સાથેની બાઇને હિન્દુસ્તાનીમાં પૂછ્યું.

"और। क्या इस लिये हि अन्जनिकु इधर बुलवाइ है। તે બાઇએ જવાબ આપ્યો.

તેને હિંદુસ્તાની બોલતાં સાંભળી મેં પૂછ્યું. "એ પરદેશી છે?"

"એ બાઈ પરદેશી છે ને અંજની લખનોરમાં જ ઉછરેલ છે. અહિં તો છ માસથીજ આવી છે. હજુ આપણી બોલી પણ ચોકખી કયાં બોલે છે. હજી પણ हमको तमको કરી એવું અવડચવડિયું બોલે છે કે હું તો એ શું કહે છે તે સમજતી જ નથી. તમે સમજશો, નહિ વારૂ?"

સુભાગ્યે જાનકીબાઈ પાસેથી હું હિંદી શીખી હતી અને તેની સાથે હું બનતાં સુધી હિંદીમાંજ વાત કરતી એટલે મને હિંદુસ્તાની સમજવામાં કંઈ મુશ્કેલી પડે તેમ હતુંજ નહિ.

અંજની મારી પાસે આવી અને ચાહનો સમય થયો એટલે અંદર જતાં જતાં તેને હિન્દીમાં કેટલાક સવાલો પૂછ્યા. તેણે પહેલાં તો ટુંકા ટુંકા જવાબો આપ્યા, પણ

પછીથી મારી સામું દશેક મિનિટ બ્હીનેલી હરિણી પેઠે જોઈ રહ્યા પછી એકદમ ગાડું હંકારવા માંડી.

"તમે મારી બોલી ભાનુચાચા બોલે છે તેવીજ રીતે બોલો છો" તેણે હિંદીમાં શરૂઆત કરી "તેની સાથે અંબામૈયા પણ તેમજ કરશે. આંહિ તે શું કહે છે તે કોઇ સમજતું નથી. ફોઈબા તો ગુજરાતીજ બોલ્યાં-કરે છે. તમને હું શું કહીને બોલાવું ?"

"તમારે મને જીવન-બ્હેન કહી બોલાવવી ?"

"જીવન બ્હેન ? વારૂ-અમે લખનોરથી મુંબઇ આવ્યાં દિલ્લી થઈને, પણ અમારૂં લખનોર-તમે જોયું છે ને ? ત્યાં જેવી મજા હતી એવી મુંબઇમાં કે આંહિ નહિ."

રેવતી બ્હેન પૂજા કરી પાછાં અંદર આવ્યાં અને બોલ્યાં "જીવન, તમે એ એવી રીતે કંઇને કંઈ બોલી જાય છે તે સ્હમજો છો ?"

મેં હા પાડી.

"ત્યારે એને પૂછી જુવોને કે તને તારાં માબાપ સાંભરે છે ?"

"અંજની" મેં પૂછયું. "તું તારા લખનોરમાં કોની પાસે રહેતી હતી ?"

"હું મારી અમ્મા સાથે. મને કેવું સરસ ગીત ગાવાનું અમ્મા શીખવતી હતી ! ત્યાં ઘણાં સ્ત્રી પુરૂષો આવતાં ને હું તેની

પાસે ગાતી. મને ગાવું બહુ ગમે જીવન બ્હેન, તમારે સાંભળવું છે ?"

એણે ચાહ પી લીધી હતી. પછી ખુરશી પરથી ઉતરી નીચે ઘુંટણીયાં ભર બેસી તેણે પોતાના નાના હાથ અંકોડી ઘુંટણ પર રાખ્યા. પછી પાછો એક હાથ છુટો કરી વાળ આગળ આવતા હતા તે પાછા ખેસવ્યા અને આંખ તથા મ્હોં ઉંચે છત સામું દેખાય તેમ રાખ્યા પછી પાછા હાથ બરોબર રાખી ગાવા માંડયું.

" સૂનો તુમ યાર પરદેશી વચન કૈસે નિભાવોગે—"

છ વર્ષની બાળકીના મુખમાં આ પ્રણયોપાલમ્ભ મૂકનાર માતા મને કંઇ વિચિત્ર લાગી.

" તને એ તારી અમ્માએ શીખવ્યું ?"

" હા, સૂર કયાં ચડાવવો, કયાં ઉતારવો એ બધું મને એજ શીખવતી હતી. " સૂનો તુમ યાર પરદેશી " એ પોતેજ બોલી બતાવતી હતી, ને—"

" વારૂ, તે પછી તું આંહિ આવી તે પહેલાં કયાં રહેતી હતી ?"

" સરલા મૈયા સાથે. પછી ભાનુચાચા ત્યાં આવ્યા તેણે મને પૂછયું કે મારી સાથે ગૂજરાતમાં આવવું છે ? અને મેં હા પાડી. ભાનુચાચા ત્યાં મને કપડાં લઇ આપતા; ખાવાનું આપતા ને અહિં તો મને એકલી મૂકીને નાસી ગયા છે."

ચાહ પીવાઈ રહ્યા પછી ગ્રંથશાળામાં હું તથા અંજની ગયાં. એ ખંડમાં તેને ભણવાનું રાખ્યું હતું. ચોપડીઓ મોટાં કાચનાં બારણાવાળાં કપાટમાં હતી પણ સઘળાને તાળાં વાસેલાં હતાં. ફક્ત એક સ્ટેન્ડ પર થોડાંક સાદાં પુસ્તકો, નવલકથા, જીવનચરિત, પ્રવાસ, તથા કવિતાનાં–પડયાં હતાં. દેશાઇએ તે સાધારણ શિક્ષિકા માટે બસ હશે એમ જાણી બહાર રાખ્યાં હતાં. અને હાલ તુરતને માટે તે પૂરતાં હતાં. ચીંચણમાં મને બહુ પુસ્તકો મળતાં નહિ. તેને મુકાબલે આટલાં પણ એક પુસ્તક સંગ્રહ સમાન હતાં. ઓરડામાં એક હારમોનિયમ પણ પડયું હતું.

મારી શિષ્યા મનની અસ્થિર પણ કહ્યાગરી હતી. એક બાબત ઉપર ધ્યાન ચ્હોંટાડવાની તેને ટેવ ન હતી. તેને પહેલ-વહેલાંથીજ બહુ ગોંધી રાખવી મને અવિચારી જણાયું એટલે તેને સારી પેઠે વાત કરાવીને તથા થોડું શીખવીને બપોર થતાં અંબાબાઇ પાસે જવા દીધી. જમવાની વેળા થાય ત્યાં સુધી તેને માટે થોડાં ચિત્રો તૈયાર કરવાનું ધારી કાગળ તથા પીંછી અને રંગની પેટી લેવા જવા હું બહાર નીકળી. રેવતીબાઇએ મને બોલાવી. "કેમ, સહવારનું ભણાવી રહ્યાં કે ?" તેણે એક બંધ પડી રહેતો ઓરડો ઉઘડાવ્યો હતો. અને તેમાંનું ફર્નીચર ઝટકાવતાં હતાં. મને બોલાવવાથી હું અંદર ગઇ.

ઓરડો ખરેખર ભવ્ય હતો. ખોરાસાની શેતરંજી બહુ મોહક લાગતી હતી, ખુરશીઓ પણ મખમલ પરના ભરત-

કામના તકિયાવાળી હતી, બારીના પડદાઓ અમૂલ્ય હતા અને એક મોટી બારીમાં કાચમાં વિવિધ રંગ રચનાનું કામ દૃષ્ટિએ પડતું હતું. છતમાંથી ઝુમરો ટાંગ્યાં હતાં, આસપાસ વેલો કાઢી હતી, એક ખુણામાં મેજપર કેટલીક સુંદર ચીનાઇ બરણીઓ પડી હતી તેની પાસે રેવતીબાઇ ઉભાં હતાં.

"શો સુંદર ઓરડો છે ને?" ચારેકોર નજર ફેરવતાં હું બોલી. કારણ કે મેં તો મારી જીંદગીમાં આવો ઓરડો પ્રથમજ જોયો.

"હા, આજે જરા સાફસુફ કરાવવાને અને ખુરશી ખુરશીને તડકો ખવરાવવા ઉઘડાવ્યો છે. શું કરવું બાઇ? રોજ બંધ રહે એટલે હવા ભેજવાળી થઇ જાય ને બધું કુગાઇ જાય. આ જુઓને સામે—ખંડેરાવ સરકાર આ બાજુ આવતા ત્યારે ત્યાં દરબાર ભરાતો હતો. હવે ઘોર જાણે ડુંગરની ગુફા જેવો લાગે છે."

સામેની દિવાલમાં એક પહોળી કમાન હતી. તેની આડો કીરમજી રંગનો નવો જ પડદો હતો. રેવતીબાઇયે ત્યાં જઇ તે ખસેડયો, અને મારી દૃષ્ટિએ એક અતિ સુંદર નાનો ખંડ પડયો. તેમાં ધોળા રંગની જાજમ હતી. તેના ઉપર સોનેરી માળાઓ કાઢી હતી. છતમાં દ્રાક્ષના વેલા અને ફળ કોરાવ્યાં હતાં. કીરમજી તથા ખાખી કોચો અને આરામકુરસીઓ પડી હતી. અને ચોપાસ મેજ ઉપર તથા નાની સુંદર અભરાઈ ઉપર ચીની કામનાં રમકડાંઓ અને વાસણો ગોઠવી દીધાં હતાં; બારીની વચમાં મોટા મોટા આરસા હતા.

"રેવંતી બ્હેન તમે ઓરડા કેટલા સાફ રાખો છો?" મારાથી એકાએક ઉદ્‌ગાર નીકળી ગયો. "ક્યાંહિ એક રજની કણી નથી. ક્યાંહિ ગલેફ નથી. જાણે કેમ હંમેશ વપરાશમાં આવતા હોય!"

"બ્હેન, ભાનુભાઈ આવે ત્યારે બધા ખંડ ઉઘાડવા જોઇયે ને? અને એ કયારે આવે તેની કંઇ આપણને ખબર પડવાની છે. તે આવે ત્યારે સાફ કરાવવા વિગેરેની ધમાલ એને પસંદ નથી ને મારે આહિં ક્યાં કંઇ હાથે કરવું છે. એ બ્હાને મારે દિવસ કામમાં નીકળે છે"

"ભાનુભાઇ અહિં હોય ત્યારે મેમાન સેમાન આવતા હશે?"

"ના, મેમાનનો અવરજવર તો બહુ નહિ પણ હવે બધું રીતસર જોઇએને. કોઇ મળવા હળવા આવ્યું."

"આ બધી જમીન દેશાઇનીજ છે?"

"હા, ને ભાનુભાઇને ને વસવાયાંને સારૂં, એને ઝાઝી ખટપટ કે "હું" પદ નહિ ને સહુની સાથે હસીને બોલે એટલે આંહિ સહુ આવે જાય."

"દેશાઇ હસમુખા હશે, ત્યારે તો."

"હા, પણ એ હસે છે કે સાચું કહે છે તેની તો ખબરજ ન પડે. બાકી આંહિ બધામાં કુટુંબની આબરૂ સારી. ભલા મારી આંખ્યો ટાઢી. મારે બીજું કોણ છે."

વાતો કરતાં અમે બહાર નીકળી ઉપર ચાલ્યાં. ત્યાં જૂદી જૂદી જાતનો ઘરનો સામાન ભરી ગોઠવી રાખ્યો હતો; ઓરડાઓમાં ઉપસ્કર પણ જૂના જમાનાનો હતો. એમ કરતાં કરતાં અમે ત્રીજે માળ આવ્યાં.

"ચાકર નફર ક્યહાં--આંહિ સુવે છે?"

"નારે બાઇ, આ જૂના જટ બ્હી મરીયે એવા ઓરડામાં સૂવાય એવું કયાં છે? એ લોકોને તો પાછળ કોટડીઓ બંધાવી આપી છે. આંહિ તો વાંસવાડીમાં ભૂતબૂત હોય તો તેને રહેવા જેવું છે."

"વાંસવાડીમાં ભૂત કયાંથી હોય?"

"નારે; ભૂત કેવું! અહિના દેશાઇઓ બહાદૂર ને ધર્મી, એને કાંઇ અસદ્ગતિ તે હોય?"

તે છેક ઉપર ચાલ્યાં.

"હવે કયાં જવાનું?"

"આવો ઉપર–છાપરાપર–જુવો આંહિથી આસપાસનો ભાગ કેવો દેખાય છે તે."

એક સાંકડી સીડી પર થઇને કાતરિયામાં અને ત્યાંથી એક નીસરણી પર થઇ દાદર ઉઘાડી છેક ઉપર ગયાં. કાંગરાને અઢેલી હું ચારે પાસ નકશા માફક પથરાઈ પડેલો પ્રદેશ જોવા લાગી--મકાનને પાયે પડેલી મહર્ષિના ચરણસ્પર્શ કરતી બાલિકા જેવી મરકતમણિ સમી લીલી તૃણમયી, વચમાં વચમાં મોટાં ઝાડવાળાં વિશાળ ખેતરો, પાછળનું લીલા વાંસનું ઝુંડ, નીચી ટેકરીઓ; સામેનું ગામડું, રાતે જોયેલું શિવાલય અને સ્વચ્છ આકાશ—

સર્વ નવીન તો નહોતું પણ આનંદપ્રદ હતું. ઉતરતાં ઉતરતાં કાતરિયું અંધકારભર્યું લાગ્યું.

દાદર બંધ કરી દેવા રેવતીબાઇ જરા રોકાયાં. અંધારામાં ફંફોળતી હું નીચે જવાનો રસ્તો શોધી કાઢી ઉતરી; થોડી વાર થાક ખાવાને ત્રીજા માળની પડશાળમાં સહેજ થોભી. સામે એક અજવાળિયું હતું; તમામ ઓરડાનાં બાર બંધ હતાં.

હું ધીમે ધીમે પગલાં ભરતી હતી તેવામાં તે ભાગમાં સાંભળવાનું કોઈ સ્વપ્ને પણ ધારે નહિ તેવો અવાજ મેં સાંભળ્યો. મારે કાને અટ્ટહાસ્યનો ધ્વનિ પડ્યો. કંઈ વિચિત્ર પ્રકારનું અટ્ટહાસ્ય એ હતું. તેમાં આનંદ નહોતો, ઉપહાસ નહોતો. હું સ્તબ્ધ થઇ. તે બંધ પડ્યું, પણ તુરતજ પાછું શરૂ થયું. આ વખતે તે વધારે જોરથી થતું હતું. તે એક ખંડમાંથી શરૂ થયું—ક્યાંથી આવતું હતું તે પણ હું કદાચ કહી શકત—પણ દરેક એકાંત ખંડમાં તેનો પડછંદ પડી ગયો.

"રેવતીબ્હેન" તે નીચે ઉતરતાં હતાં તે સાંભળી હું બોલી "તમે તે અટ્ટહાસ્ય સાંભળ્યું? એ કોણ હસતું હશે?"

"હા, કોઈ નોકરમાંથી હશે" તેણે કહ્યું "જમના હશે.

"તમે તે બરોબર સાંભળ્યું?"

"હા, જમના એવુંજ હસે છે. એ આંહિ શીવવા કરવા બેસે છે અને સાથે કપિલા કે કોઇ હોય ત્યારે તોફાન કરે છે. અંતે લોક ખરાં ને!"

અટ્ટહાસ્ય પાછું શરૂ થયું.

"જમના–ઓ–જમના" રેવતીબાઇ બોલાવવા લાગ્યાં.

જમના આવીને જવાબ દે એમ મને લાગતું નહોતું; કારણ એ અટ્ટહાસ્ય અતિ કરૂણ હતું, અમાનુષી હતું. ઉજળો દિવસ હતો, રેવતીબાઇ સાથે હતાં, જાણીતું સારા માણસનું ઘર હતું એટલે ઠીક નહિ તો મને બ્હીક લાગ્યા વિના રહેતજ નહિ. પણ મારે ભય કે આશ્ચર્ય કશું પામવાનું હતુંજ નહિ.

મારી પાસેનું દ્વાર ઉઘડયું અને એક ત્રીસથી ચાળી વર્ષની બાઈ બહાર આવી. તેનો ચ્હેરો કઠોર હતો, માથાના વાળ જાડા ઝીથરા જેવા હતા, કદે ઠીંગણી હતી.

"જમના, ઘોંઘાટ બહુ થાય છે" રેવતીબાઇ એ કહ્યું. "ભાનુભાઇએ શું કહ્યું છે તે સંભાર, બા,"

જમના "વારૂ" કહી અંદર ગઇ.

"શું કરીયે બાઇ, જુનું માણસ છે. નીભાવવું પડે છે." રેવતીબાઇ મારા તરફ ફરી બોલ્યાં "અંજની ભણવે કરવે કેવી છે?"

નીચેના આનંદજનક ભાગમાં જતાં સુધી અંજની ઉપર વાત ચાલી, નીચે જતાંજ તે દોડી આવી "તમે બન્ને કયાં હતાં. થાળીઓ પીરસાઇ ગઈ છે."

જમતાં જમતાં મેં જોયું કે અંજનીની અને અમારી વચ્ચે સારી પેઠે અંતર રાખવામાં આવ્યું હતું.

# પ્રકરણ ૧૨ મું.



## ભાનુપ્રસાદ દેશાઇ.

નિરાંતના જીવનની જે આશા વાંસવાડીમાં આવતાં મારા મનમાં ઉદ્ભવી તે ત્યાં વધારે સમય રહેતાં અને ત્યાંનાં માણસો સાથે વધારે ગાઢ પરિચયમાં આવતાં નષ્ટ થવા પામી નહિ. રેવતીબાઇનો સ્વભાવ દેખાતો હતો તેવોજ શાંત–માયાળુ હતો. તે જૂના જમાનાનાં પણ સાધારણ કેળવણી પામેલાં હતાં અને બુદ્ધિ સામાન્ય રીતે કુશાગ્ર અને ઉદાર હતી. મારી શિષ્યા ચંચળ હતી, લાડિલી હતી, અને તેજ કારણથી કેટલીક વાર હઠીલી હતી; પણ તેની બાબતમાં મને સંપૂર્ણ અધિકાર આપવામાં આવ્યો હતો અને કોઇ તરફથી તેનું અવિચારી ઉપરાણું ખેંચાતું નહિ, એટલે તેને કેળવવાની મારી યોજના બરોબર અમલમાં આવતી. તે તેની હઠ ભૂલી જતી અને ધીમે ધીમે મારા કહ્યામાં આવી ગઇ. તેની પ્રતિભા સતેજ નહોતી, તેના ચારિત્રમાં ખાસ બહાર પડતી લક્ષણરેખાઓ નહોતી, સાધારણ બાળકો કરતાં કંઇ અંશે પણ વધારે ચ્હડિયાતે દરજ્જે આવેશ અગર શોખનું એક પણ ચિહ્‌ન તેના જોવામાં આવતું ન હોતું; તેમજ બીજાં બાળકો કરતાં તે ઉતરતી ગણાય તેવી એકે ખામી કે દુર્ગુણ તેનામાં હોય તેવું મારી નજરમાં આવ્યું નથી. તે હંમેશાં જેટલું શીખાય તેટલું શીખતી, મારે માટે બહુ ઉંડો તો નહિ પણ ઉપર તરી આવતો સ્નેહ સ્પષ્ટ દર્શાવતી, અને તેની સાદાઇ

તેની બાલિશ વાતો અને મને ખુશ રાખવાની વૃત્તિ વિગેરેથી મારામાં તેવોજ પ્રેમ તેને માટે પણ ઉત્પન્ન થયો અને અમે એક બીજાના સંગમાં સંતોષ માનતાં થયાં.

ખરેખર બાલકો તો દેવના દૂત, તેનાં કેળવનારના મનમાં તેને માટે અપાર પ્રેમ હોવોજ જોઈએ, વિગેરે જાતના તરેહવાર અભિપ્રાય ધરાવનાર જનોને મારૂં આ પ્રમાણે બોલવું શુષ્ક અને નીરસ લાગશે. પણ હું માબાપની મગરૂરી વધારવા, ઉપરચોટિયા પરાયા અભિપ્રાયનો પડછંદો પાડવા, કે અસત્ય ટકાવી રાખવા લખતી નથી. હું કેવળ સત્ય વાર્તા કહું છું. અંજનીના કલ્યાણાર્થે મને અંતઃકરણપૂર્વક ફિકર રહેતી; તેના બાલાત્મા માટે મને પ્રીતિ ઉત્પન્ન થઇ હતી.

મારે જગતનો ઠપકો એક બીજી બાબતમાં પણ સહન કરવાનો છે. વાંસવાડીના આંગણામાં હું વખતોવખત ફરવા જતી, દરવાજા પાસે ઊભી રહી રસ્તા પર નજર નાંખતી. અંજની અંબા સાથે હોય અને રેવતીબાઇ પૂજા કરતાં હોય કે બીજા કામમાં હોય ત્યારે હું ત્રણ દાદર ચ્હડી છાપરે ચ્હડતી, ટેકરીઓની આસપાસનાં ખેતરો ઉપર દૂર નજર નાંખતી, ઝાંખી ક્ષિતિજ રેખા નિહાળતી અને તે વખતે એ રેખા–મર્યાદાને પણ ઉલ્લંઘી—આરપાર થઈ આગળ જાય તેવી વિરાટ દૃષ્ટિની ઇચ્છા કરતી; ધમાલ મચાવી રહેલું જગત, નગરો, મેં નહિ જોયેલા પણ વાંચનથી મને અભિજ્ઞાત ચેતનથી ઊભરાતા પ્રદેશોનું દિગ્દર્શન કરતી—અને જીવનનો જે અનુભવ થયો હતો

તેના કરતાં હુજી વધારે થાય એવી અભિલાષા ધરાવતી; આંહિ મારાથી બની શકે તે કરતાં વધારે મનુષ્યો જોવાનું, વધારેના આત્મબળનું નિરીક્ષણુ પૃથક્કારણુ કરવું એવી લાલસાને પોષતી રેવતીબાઇની જૂની ઢબ માટે મને માન હતું; અંજનીનાં બાલચરિત્ર માટે મને સ્નેહ હતો, પણ એ બન્નેના જગતમાં વધારે ચેતનમય રૂપ હશે એવી મને દૃઢ શ્રદ્ધા હતી અને મારી શ્રદ્ધાના વિષયને પ્રત્યક્ષ કરવાની મને તીવ્ર જીજ્ઞાસા હતી.

મને કોણુ ઠપકો નહિ આપે? મને કોણુ અસંતુષ્ટ નહિ કહે? સ્ત્રી જાત, મારી જ્ઞાતિ! જીવન, જીવનપરિપન્થિની, તારે કોઇનો સંગ નથી અને તે છતાં આ ચેતન—આ જીજ્ઞાસા? ખરૂં. પણ હું શું કરૂં? બ્રહ્માએ મારી પ્રકૃતિ અશાંતતત્ત્વથી ઘડી, એ અશાંતિથી મને–હૃદયને કેટલી વાર તો દરદ થઇ આવતું. એ વ્યાધિનું ઓસડ બીજું કશું હતું નહિ. તે વખતે ત્રીજે માળે જઇ તેની અંધારી ઓસરીમાં આમતેમ આંટા મારતે તે જગ્યાની શાંતિ અને સહિસલામતી વચ્ચે મનોદૃષ્ટિ સમક્ષ તેજસ્વી સ્વપ્ન ખડાં કરવાથી મન કંઇક હેઠું બેસતું. મારી કલ્પના મારા અંતકરણને તે વખતે કંઈ કંઈ વાતો કહી રહેતી. એ વાર્તાઓનો રસ, તેનું ચૈતન્ય, તેમાં છલકતી લાગણી—મારા જીવનમાં એ કશાનો સંભવ હતો ખરો?

મનુષ્ય પ્રાણીને શાંતિથી સંતોષ વળતો જ નથી. તેઓને પ્રવૃત્તિ એજ જીવન છે. એ કશામાં પ્રવૃત્ત ન થઇ શકે તો ચેતનહીન થઇ જાય. મારા કરતાં પણ વધારે શાંત જીવનની શિક્ષા લક્ષાવધિ જનો ભોગવતાં હશે; મારા કરતાં પણ વધારે હરરોજે

કૅાટ્રિજનો પોતાના ભાગ્ય સામે અબોલ તરફડાટ કરી રહ્યાં હશે. આ ભૂગોળના રહેવાસીના હૃદયમાં રાજકીય બંડ શિવાય કરોડો તરેહવાર બળવાઓ ચાલી રહ્યા હશે. સ્ત્રીઓનું જીવન સામાન્યતઃ શાંત મનાય છે. પણ પુરૂષને જેટલો આવેશ હોય છે તેટલોજ સ્ત્રીઓને પણ હોય છે, તેઓની શકિતઓ પણ વિકાસ માટે મથે છે, તેમના યત્ન સાફલ્ય માટે તેને પણ ક્ષેત્ર જોઇયે છીયે, તેમના ભાઇઓને સખત અંકુશથી નિશ્ચેષ્ટ નિરૂદ્યમથી જેટલું દુઃખ થાય તેટલુંજ સ્ત્રીઓને પણ થાય છે અને તેઓએ સારી રસોઇ બનાવીને સારૂં ભરત કામ કરીને, સારા રૂમાલ ગુંથીને, સારૂં હારમોનિયમ બજાવીને સંતોષ માનવો જોઇયે એવું કહેનાર પુરૂષોનું મનનું સંકુચિતપણું અને સ્વાર્થજ સિદ્ધ થાય છે. રૂઢિએ તેને માટે જે બન્ધનો નિર્માણ કર્યાં છે તે તોડવાને તેઓ યત્ન કરે અગર તેની મર્યાદા ઉલ્લંઘી કંઈ વધારે જાણવા મથે તો તેઓની નિન્દા કરવી અગર તેઓનો ઉપહાસ કરવો એ અવિચાર ભર્યું છે.

આ પ્રમાણે એકલી ફરતાં વખતોવખત હું જમનાનું અમાનુષી, ધીમું, હૃદયકંપક અટ્ટહાસ્ય સાંભળતી. કેટલીક વખત તે કંઇ બડબડતી હોય તેવું પણ લાગતું. કેટલાક દિવસ કંઇ સંભળાતું પણ નહિ. કેટલીકવાર તે મને મળતી, હાથમાં એઠાં વાસણ લઇને પોતાની ઓરડીમાંથી બહાર નીકળી નીચે જતી અને તે નીચે મૂકી આવી (ચતુર નરનારીઓ, ક્ષમા કરજો) તાડીનું પવાલું લઇ પાછી ઉપરથી આવી ચાલી જતી. તેને જોતાંજ હું હીનસત્ત્વ થઇ જતી ) તેની કઠોર મુખમુદ્રાથી તેને કંઈ પણ પૂછવાની વૃત્તિ

બંધ થઇ જતી અને કોઈવાર પૂછવાની હિંમત આવતી તો તે એકાદ શબ્દમાં પતાવી ચાલી જતી.

આ પ્રમાણે કાર્તિક, માર્ગશીર્ષ અને પોષ માસ ચાલ્યા ગયા. માઘમાસમાં અંજનીને શરદી થયેલી હોવાથી રેવતીબાઇએ એક દિવસ તેને માટે રજા માગી લીધી. અને એ રજાની વિનંતિ અંજનીએ એટલા ઉત્સાહથી ફરી પાછી મારી પાસે મૂકી કે ચીંચણુમાં મને પોતાને રજા કેટલી ગમતી તે સાંભરી આવ્યું અને એ બાબતમાં સખત થવાનું યોગ્ય નહિ ધારીને મેં તેની વિનંતિ સ્વીકારી. ટાઢ સખત પડતી પણ દિવસ રમણીય હતો. આખો સવારનો વખત પુસ્તકાલયમાં બેસી હું કંટાળી ગઇ હતી. રેવતીબાઇને કાગળ ટપાલમાં નાંખવાનો હતો. મારે પણ એક જોડ કાચની બંગડીઓ લેવી હતી. જરા સાંજના ફરવાથી પગ છુટો થશે એમ ધારી મેં પાસે વીસાપુર જવાનું નક્કી કર્યું. અંજનીને ગળે તથા માથે ગરમ રૂમાલ વીંટાળી રેવતીબાઇ પાસે બેસાડી, તથા હાથમાં તેની સુંદરમાં સુંદર ઢીંગલી રમવા આપી, તેના "વહેલાં આવજો" નો ચુંબનથી જવાબ આપી હું ચાલી.

પવન શાંત હતો, મારે આખે રસ્તે એકાંત હતી. જરા ગરમી આવે તેટલો વખત હું ઝડપથી ચાલતી હતી; વળી એ શાંતિનો ઉપયોગ લેવા મનઃસ્વપ્ન ગુંથવા ધીમી રસળતી હીંડતી હતી. સાંજના સાડાચાર થયા હતા. શિવાલયમાં દર્શન કરવા આવનાર વખતો વખત ઘંટ વગાડતા હતા. સૂર્ય નીચે સરી પડયો અને તે અસ્ત થતાં જામવાની ઝાકળની ઝાંખાશ અત્યારથી

દૃષ્ટિગોચર થવા માંડી. વાંસવાડીથી હું એકાદ માઇલ એક સુંદર નેળમાં આવી પહોંચી હતી. એ નેળની બે પાસની વાડીમાં ઉન્હાળામાં સુંદર ગુલાબો ખીલી રહેતાં, અને અત્યારે વાડમાં પાકાં રાતાં ચણિયાં બોર મઘમઘતાં લલચાવતાં હતાં. તે શિવાય આજે ઝાડ ઉપર એક પાન સરખું પણ હતું નહિ. પવન ગમે તેટલો વાય તોપણ પાંદડાં હલવાનો અવાજ પણ થવાનો સંભવ ન હોતો. બન્ને બાજુ નિષ્પર્ણ ઝાડ અને ખેતરો પડયાં હતાં. ખેતરોમાં પાક નહોતા, બીડમાં ઢોર ચરતાં નહોતાં.

વીસાપુર પહોચતાં સુધી નેળનો ઢાળાવ ઉંચો ચ્હડતો હતો. બરોબર વચમાં આવી એક નાના વ્હેળા ઉપરના પૂલ પર કપડાં બરોબર સંકોરી હું થાક ખાવાને બેઠી. વાંસવાડીના ભૂરા મકાનના કાંગરા પર મારી નજર પડતી હતી. તેનાં ઝાડ વિગેરે મારી સામે પશ્ચિમમાં ઉભાં હતાં. સૂરજ તે ઝાડ પાછળ આવી ગયો ત્યાં સુધી હું ત્યાં થોભી. ધીમે ધીમે તે લાલચોળ થઇ તેની પાછળ અદૃશ્ય થવા માંડયો. બીજી બાજુથી પહેલાં ધોળાં ધાબાં જેવો દેખાતો પણ પ્રકાશમાં ક્ષણે ક્ષણે વધતો જતો ચંદ્ર મારી પાછળ પૂર્વમાં વિરાજી રહ્યો. હું તોય ત્યાંથી ઉઠી નહિ.

વીસાપુર હજી એક માઇલ હતું. તેનું પાધર ધુળથી ભરાઇ ગયું હતું. તે નાના ગામડાની ધમાલ અહિં મારા કર્ણ પર પડતી હોય એમ મને ભાસ્યું. નાની નાની ટેકરીઓની પહેલીવાર અપાર નાનાં ઝરણાંઓ વહેવાનો ખળખળાટ હું સાંભળતી હોઉં તેમ મને જણાયું.

આ મધુર ખળખળાટ અને સીસ્કારનો દૂર છતાં સ્પષ્ટ અવાજ એકદમ બંધ થઈ એક કઠોર ધબધબાટ મારે કાને પડયો. ધબ ધબ ધબ એ અવાજ રસ્તા પરથી આવતો હતો અને જો કે નેળમાં વાંક હોવાથી દેખાતો નહોતો તો પણ કોઇ ઘોડેસ્વાર હશે એમ સ્પષ્ટ હતું. હું પૂલ પરથી ઉઠવાની તૈયારીમાં હતી પણ રસ્તો સાંકડો હતો એટલે તેને માર્ગ આપવાના ઇરાદાથી બેઠી રહી. તે સમયે હું જુવાન હતી. અનેક સુંદર અને ઘોર કલ્પનાઓ મારા મનમાં રમી રહી હતી; ગંગાની વાર્તાઓનો પણ ત્યાં વાસો હતો અને મારા ચૈતન્ય પૂર્ણ યુવાન ચિત્તથી એ વાર્તાઓમાં અનેક રીતે સત્ય સત્ત્વ પુરાતું હતું.

આ ઘોડો જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ પ્રખ્યાત કાઠી બહારવટિયા "હરસુરવાળાની ઘોડી" મને યાદ આવતી ગઇ.

હજી ઘોડો દેખાયો નહોતો ત્યાં તો વાડ નીચેથી થઇને એક મોટો કાબર ચીતરો કુતરો જમીન સુંઘતો સુંઘતો નીકળ્યો. તેનું મુખ સિંહ જેવું હતું, વાળ લાંબા હતા; માથું મોટું હતું. મેં જાણ્યું એ મારી સામો આવી હમણાં ઊભશે અને રૂપ ફેરવશે પણ તે મારી દરકાર કર્યા વિના આગળ ચાલ્યો ગયો. તેની તુરતજ પાછળ ઘોડો આવ્યો. એ ઉંચો હતો ને એને માથે એક સવાર હતો. મારો વહેમ નષ્ટ થયો. બહારવટિયાની ઘોડી ઉપર અશ્વાર હોવાનું કહેવામાં આવતું નહિ. આ તો નક્કી મંગળપુર જતો કોઇ મુસાફર ટુંકે રસ્તે ચાલતો હશે. તે આગળ ચાલ્યો ગયો. હું મારે રસ્તે પડી. થોડાં

પગલાં ગયા પછી હું પાછી ફરી. કોઇ લપશી પડવાનો અવાજ આવ્યો. "સાજું હવે શું કરવું" નો ઉદ્ગાર અને રસ્તાપર ગડગડાટ—એ બન્નેથી મારૂં ધ્યાન આકર્ષાયું. ઘોડો અને ઘોડેસ્વાર બન્ને નીચે પટકાઇ પડયા હતા. વહેળામાં પાણીપાવા જવા ઘોડાને ઉતારતાં ઘોડાનો પગ છટકયો હતો, પેલો કૂતરો ફાળ ભરતો પાછો ફર્યો અને આ સ્થિતિ જોઇને આસપાસની ટેકરીમાંથી તેનો પ્રતિચ્છંદ પડે તે પ્રમાણે ભસવા લાગ્યો. નીચે પડેલા યુગ્મની આસપાસની ભૂમિ સુંધી પછી તે મારા તરફ આવ્યો, તેનાથી તેટલુંજ થઈ શકે તેમ હતું—મારા શિવાય બીજું કોઇ દેખાતું નહોતું. હું તેની સાથે ગઈ અને છૂટા થવા યત્ન કરતા પ્રવાસી પાસે પહોંચી. તેનો યત્ન એટલો બળવાન હતો—કે મને લાગ્યું કે એને જરાયે ઇજા નહિ થઈ હોય. તોપણ મેં પૂછયું:

"આપને કયાંહિ વાગ્યું છે ?"

પ્રવાસી કંઇ બડબડતો હતો પણ શું તે હું સમજી શકી નહિ. મને તે જવાબ આપી શકયો નહિ.

"મારાથી બની શકે તે કરવા તૈયાર છું." મે પાછું કહ્યું.

"તમે એક બાજુએ ઉભાં રહો" તેણે પહેલાં ઘુંટણીએ અને પછી આખા ઉભાં થતાં કહ્યું. હું બાજુપર ખસી. પછી કૂતરો ભસવા લાગ્યો અને તે ઘોડાના જીનને આમ તેમ હલાવવા લાગ્યો તથા તોડવા લાગ્યો તેથી હું થોડા કદમ વધારે છેટે ખસી ગઇ પણ ઘોડો કેમ છૂટો થાય છે તે જોવાને રસે ત્યાંથી ચાલ્યું

જવાનું મન થયું નહિ. છેવટે ઘોડો ઉભો થયો અને કુતરાને "ચૂપ, સીઝર" કહી બંધ રાખવામાં આવ્યો. મુસાફરે પછી પોતાના પગઅંગ સલામત છે કે કેમ તે તપાસ્યાં. પછી કંઇ દુઃખતું હોય તેમ લંગડાતે લંગડાતે પૂલપર જઈ બેઠો.

મને તે વખતે કંઇ તેને મદદ કરવાની અગર વચમાં માથું મારવાની વૃત્તિજ થઇ આવી. હું તેની પાસે ગઇ.

"તમને વાગ્યું હોય તો વાંસવાડી અગર વીસાપુરથી કોઇને બોલાવી લાવું ?"

"નહિ, ચાલશે. કંઈ વાગ્યું નથી, જરા પગ મરડાયો છે." અને તે પાછો ઉભો થયો અને ચાલવા પ્રયત્ન કર્યો. પરિણામમાં "અ—" મુખમાંથી નીકળી ગયું.

હજી દિવસ ઝાંખો ઝાંખો પણ હતો અને ચંદની ખીલતી આવતી હતી. પ્રવાસીને હું બરોબર નિહાળી શકી. તેણે ઓવર કોટ પહેર્યો હતો તો પણ હું જોઇ શકી કે તેની ઉંચાઈ મધ્યમ હતી પણ સીનો પહોળો અને મજબૂત હતો. તેનો ચ્હેરો શ્યામલ હતો, મુખમુદ્રા પ્રતાપી હતી, તેની આંખો અને મળી ગયલી કરકોચળી વળતી ભ્રમર રોષપૂર્ણ હતી. ઉમર લગભગ પાંત્રીસેક વરસની લાગતી હતી. મને તેની બ્હીક લાગતી નહોતી અને લજ્જા પણ બહુજ થોડી હતી. તેને બદલે જો કોઇ સુંદર વીર જેવો મોહક યુવાન પુરૂષ હોત તો તેને સવાલો કરતી વગર પૂછ્યે સહાય આપવા કહેતી ઉભી રહત નહિ. મેં ભાગ્યેજ કોઈ સુંદર યુવાનને જોયેલો, મારી જીંદગીમાં તેની સામે

વાત કરી નહોતી. મારા અભિપ્રાય પ્રમાણે સૌંદર્ય, લાવણ્ય; વિવેક, મોહકતા પૂજ્ય આદરણીય ગણાવાં જોઇયે. પણ પુરૂષાકારમાં આ ગુણો મૂર્તિમાન મારી સમક્ષ ઉભા રહે તો જેમ માણસ તેજસ્વી પણ ભિન્ન પ્રકૃતિક અગ્નિ અગર વિદ્યુતથી છેટા નાસે તેમજ હું પણ તેનાથી છેટી નાસું. કારણ કે મારે અને તે ગુણોને કોઇ જાતનું સમાનશીલત્વ હોઈ શકેજ નહિ.

આ પ્રવાસીએ હું બોલી ત્યારે સ્મિત કર્યું હોત અને મુખમુદ્રા પર પ્રસન્નતા ધારી હોત, મારી સહાયની વિનતિની ના પાડતાં મારો આભાર માન્યો હોત તો પણ હું મારે રસ્તે પડી ગઈ હોત અને એ બધી પૂછપરછ કરવાનું મારૂં કામ નથી એમ ગણી લીધું હોત. પરંતુ એ મુસાફરના ગુસ્સાથી-એના અવિવેકથી મારી બ્હીક ઉડી ગઇ. તેણે મને જવાની નિશાની કરી તોયે હું ઉભી રહી. મેં જણાવ્યું:

“આટલે મોડે આ નેળમાં આપને આમ મૂકી મારાથી જવાય નહિ.”

મેં આ કહ્યું ત્યારે તેણે મારી સામું જોયું. તે પહેલાં તેણે મારી દિશામાં નજર સુદ્ધાં નાંખી નહોતી.

“તમે પોતેજ આટલે મોડે સુધી બહાર કેમ છો?” તેણે કહ્યું “આટલામાં તમારે ઘરબાર છે કે નહિ? તમે ક્યાં રહો છો?”

"પગેજ, ચંદ્રમાનું અજવાળું છે પછી ભય શાનો? તમારે જરૂર હોય તો વીસાપુર જઈ આવું. આમેય મારે કાગળ નાંખવા જવું છે."

"પગેજ-પેલા કાંગરાવાળા મકાનમાં?" વાંસવાડી તરફ ચીંધી તેણે કહ્યું.

"હાજી"

"એ કોનું મકાન છે?"

"ભાનુપ્રસાદ દેશાઇનું."

"તમે દેશાઇને ઓળખો છો?"

"ના, હું કોઇવાર મળી નથી"

"તે ત્યાં રહેતા નથી?"

"ના, જી."

"તે કયાં છે તે ખબર છે?"

"ના."

"અલબત તમે વાંસવાડીમાં નોકર તો નથીજ, ત્યારે તમે—"

તેણે મને પગથી શીખ સુધી નિહાળી. મારો પોશાક બહુ સાદો હતો. મેં સાદા મરીનાની રાતી સાડી પહેરી હતી, તે ગુંચવાતો જણાયો. મેં તેને મદદ કરી.

"હું શિક્ષિકા છું."

"શિક્ષિકા—!" તે શબ્દ પાછો બોલાયો "સાચું-એ તો હું સાવ વીસરી ગયો." વળી મારો પોશાક નિહાળ્યો. બે મિનિટમાં તે પૂલ પરથી ઊભો થયો, ચાલતાં વેદના થતી હતી તે તેના ચ્હેરાપર સ્પષ્ટ દેખાતી હતી. "મારાથી તમને કોઇને બોલાવવાનું કહેવાય નહિ પણ તમે મને જો બને તો મદદ કરો."

"બહુ સારૂં."

"તમારી પાસે છત્રી કે લાકડી તો શેનીજ હશે?"

"ના."

"વારૂ, ઘોડાની લગામ ઝાલી અહિં લાવો. બ્હીક નહિ લાગે ને?"

હું એકલી હોત તો ઘોડા પાસે જતાં બ્હીક લાગત પણ મને તેમ કરવાનું કહેવામાં આવતાં બ્હીક નાસી ગઈ. ઘોડો ઉંચો હતો અને પાણીદાર હતો. તેની લગામ પકડવાનું મેં બહુએ કર્યું પણ મને તેની પાસે જ આવવા દે તો ને? મુસાફરે થોડી વાર રાહ જોઇ જોયાં કર્યું, અને અંતે હસી પડયો.

"વારૂ, કંઈ નહિ. એ નહિ તો હું. જરા આંહિ આવો?"

હું ગઇ. "મને માફ કરજો, મારાથી ચલાય તેમ નથી." કહી તેણે મારે ખભ્ભે તેના હાથનો ભાર મૂકયો અને ખોડંગતો ઘોડા પાસે ગયો. એક વાર ઘોડા પાસે પહોંચ્યા પછી તેણે તુરત લગામ પકડી તેને કાબુમાં લીધો અને જીન પર છલંગ મારી. છલંગ મારતાં પગમાં અસહ્ય વેદના થઇ હોય તેમ ચ્હેરા પર દેખાયું તેણે ઓઠ કરડયા.

" પેલી વાડ નીચેથી મારો ચાબૂક આપો."

મેં તે શોધી આપ્યો.

" શાબાસ, હવે જાઓ."

તેણે ઘોડાને એડી મારી, સવાર, ઘોડો, કૂતરો ત્રણે અદૃશ્ય થયા.

હું આગળ ચાલી. આ બનાવ મારે માટે સમાપ્ત થયો હતો તેમાં કંઇ નવીનતા નહોતી, અગત્યતા નહોતી, છતાં મારી એકલવાઇ જીંદગીમાં એક કલાકમાં કંઈ ફેરફાર સીંચાઇ ગયો હતો. મારી સહાયની જરૂર પડી હતી, તે માંગવામાં આવી હતી. મેં તે આપી હતી. કંઇક પણ કરી શકવાથી મને આનંદ થયો હતો. નજીવું, ક્ષણભંગુર તોયે એ કર્મ અંતઃપ્રેરણાથી મેં કર્યું હતું; બીજાં સવ કર્મો એની મેળે થયે જતાં હતાં. સ્મરણ કક્ષાનાં ચિત્રોમાં એક નવું ચિત્ર ઉમેરાયું હતું અને એ બીજાં બધાં ચિત્રોમાં ભાત પાડતું હતું; કારણ કે એ પુરૂષનું ચિત્ર હતું અને તે પણ શ્યામલ, મજબૂત અને પ્રતાપી હતું. એ ચિત્ર હું વીસાપુર પહોંચી અને ટપાલમાં કાગળ નાંખ્યો ત્યારે નજર આગળ તરતું હતું. મારી બંગડીની વિસ્મૃતિ સાલી નહિ એનું કારણ એ ચિત્ર હતું. ઉતાવળથી ઘેર ગઈ ત્યારે થાક ન લાગવાનું કારણ પણ તેજ હતું. હું પૂલપાસે આવી ત્યારે એક મિનિટ ઉભી રહી; મેં કાંન માંડયા. ચંદ્રમાનાં કિરણને મળવાને આસપાસ થોરની વાડ અને બ્હેળાની વસમાંના બરૂના સોટા શિવાય ત્યાં બીજું કશું નહોતું. વાંસવાડીનાં તરૂવરમાં સૂસવતા પવનનો

નિશ્વાસ ધીમે રહી મારે કર્ણે પડયો; હું સાવધાન થઈ. એક બારીમાં દીવો ચમકયો; બહુ મોડું થયું છે એ ભાન આવ્યું. મેં પગ ઉપાડયા.

વાંસવાડીમાં પાછું જવું મને ગમ્યું નહિ. તેના ઉંબર ઉપર થઇને નિશ્ચેતન સેવવા જવાનું હતું. સૂવાના વચલા ખંડમાં થઇને જવું, અંધારી સીડી ચ્હડવી, મારો એકાંત નાનો ખંડ શોધી કાઢવો, અને પછી શાંત રેવતીબાઇને મળવું અને શિયાળાની લાંબી રાત તેની સાથે વાતચીતમાં ગાળવી અને બીજા કોઇનો પગ—સંચાર પણ નહિ એ મારા આજના સાંજે ફ્રર । જવાને સમયે થયેલી આવેશ—ભરતીની ઓટ વળવા જેવું—એક સરખી—અતિ શાંત જીંદગીની બેડી પાછી પહેરી લેવા જેવું મને લાગ્યું. એ જીંદગીમાં રહેલી નિરાંત અને સહિસલામતી પણ મને સૂઝી શકી નહિ.

હું થોડીવાર દરવાજે થંભી. તૃણમયી ઉપર રસાળ ચોકમાં આમતેમ આંટા માર્યા. કાચનું બારણું બંધ હતું.

મારાથી અંદર જોઇ શકાતું નહોતું. મારો આત્મા આકાશ તરફ ઉડતો હતો. એક વાદળાંનો પણ ડાઘ નહતો. પાછળ અમાપ ઉંડી, અગાધ મધરાતને પડતી મૂકી આકાશના સામ્રાજ્ય પર ચંદ્ર ચ્હડતો આવતો હતો. કેટલાક કંપાયમાન તારાઓ તેની પાછળ પાછળ ઉગતા આવતા હતા. મારૂં હૃદય તરલ થયું, મારી નસોમાં લોહી ધમકવા માંડયું. અંદર ઘડિયાળ વાગી. આકાશપરથી હું ભૂમિ પર પછડાઇ. બાર ઉઘાડી અંદર ગઇ.

હું આવી તેને વળતે દિવસ જે ભવ્ય ખંડ રેવતીબાઈ સાફ કરાવતાં હતાં તેમાંથી દીવાનો પ્રકાશ આવતો હતો, અને તેનાં બારણાં ઉઘાડાં હતાં. અંદરથી અંજનીનો સ્વર સંભળાતો હતો હું ત્યાંથી ગઇ ત્યારે અંદર માણસો બેઠાં દેખાયાં; પણ વધારે જોઈ શકાય તે પહેલાં બારણાં બંધ થઈ ગયાં.

હું રેવતીબાઇના ખંડમાં ગઇ. ત્યાં દીવોયે નહોતો અને રેવતીબાઈ પણ નહોતાં. પણ બાર ઉઘાડતાં ચંદ્રમાનું અજવાળું એક કાબરચિતરા મોટા વાળવાળા કુતરા પર પડયું. એ આજે સાંજે મેં જોયેલા કુતરા જેવોજ હતો અને હું સ્વતઃ જ તેની પાસે ગઇ અને કહ્યું "સીઝર." તે કુતરો ઉઠયો. મારી પાસે આવ્યો; મને સુંઘી. મેં તેને પંપાળ્યો અને તે મારી સાથે ગેલ કરવા લાગ્યો. પણ તેની સાથે એકલાં હોવામાં મને ભય લાગ્યો અને તે આંહિ ક્યાંથી આવ્યો તે જાણવું જરૂરનું હતું. મેં ઘંટડીનું બટન દાબ્યું. કપિલા આવી.

"આ કુતરો કોનો છે?"

"દેશાઇનો."

"કોનો?"

"દેશાઇ—ભાનુભાઇનો—એ હમણાંજ આવ્યા."

"એમ? રેવતીબાઈ તેની પાસે છે?"

"હા, ને અંજની પણ, જેઠો ડાકટરને બોલાવવા ગયો છે. દેશાઇ ઘોડેથી પડી ગયા છે."

" ક્યાં—વીસાપુરની નેળમાં પડી ગયા ? "

" હા, સોગરણામાં પાણી પાવા જતાં પગ છટકયો."

" વારૂ, મને એક દીવો લાવી આપ."

કપિલા દીવો લાવી, રેવતીબાઇ પણ આવ્યાં અને સમાચાર કહ્યા. અને કહ્યું કે ગણેશપ્રસાદ ડાકટર પણ આવી ગયા. પછી તે ચાહ તૈયાર કરાવવા ગયાં ને હું મારા ખંડમાં ઉપર ગઇ.

---

# હીપ્નોટીઝમ

યાને

# મોહિની વિદ્યા.

લેખક:—રા. યોગેશ.

આ જાદુઇ વિદ્યા હોય તેમ તેના પ્રયોગોથી બીજાને ઉંઘમાં નાખી દેવાનો, શત્રુઓને વશ કરવાનો, દુનીઆમાં સ્નેહ મેળવવાનો, ધારેલાં કાર્યો સફળ કરવાનો આ પ્રયોગ છે પુરતી સમજણ માટે ચિત્રો આપેલ છે છતાં કી. ફક્ત રૂા. ૨.

## પ્રકરણ ૧૩ મું.

### આ ઉદાસી ચિંતા.

ડાકટરના કહેવાથી દેશાઇ આજ વહેલા સૂઈ ગયા. તેમજ વળતે દિવસ વહેલા ઉઠયા પણ નહિ. તે નીચે પણ કામ પ્રસંગેજ ઉતર્યા. તેના ખેડુતો અને તેનો વહિવટદાર આવ્યા હતા ને તેની રાહ જોતા હતા.

અંજનીએ અને મેં પુસ્તકશાળા ખાલી કરી આપી કારણ કે જાગીરનો વહીવટ હવેથી ત્યાં ચાલવાનો. અમને બીજે માળે નવો ઓરડો કાઢી આપવામાં આવ્યો. વાંસવાડીનું રૂપ ફરી ગયું. સવારથી માણસો મુલાકાતને તથા કામને પ્રસંગે આવવા જવા માંડયાં. શાંતિ ચાલી ગઈ. કલાકે કલાકે બહારના બારણાં ઉઘડવા માંડયાં. નવા અવાજો બોલવા લાગ્યા. નવાં પગલાંઓ સર્વત્ર ફરવા લાગ્યાં. વાંસવાડી ધણીયાતી થઇ. મને તે પસંદ પડયું.

તે દિવસ અંજનીને ભણાવવાનું સહેલું નહોતું. તેનું ધ્યાન ચ્હોંટે તો ને! તે વારે ઘડી બારણા બહાર જઇ કઠેરાપરથી ટીંગાઇ જુવે કે દેશાઇ કયાંહિ દેખાય છે! અગર કંઇ બ્હાનું કાઢી હું તરત જાણી જાઉં તેમ કોઇ તેને બોલાવતું નહોતું છતાં પુસ્તકાલયમાં જઇ આવતી. મેં જરા ગુસ્સે થઈ ઠપકો આપ્યો એટલે "हमारे प्यारे दोस्त देशाईजी" ની સતત વાતો કરવા બેઠી. અને આગલે દિવસ દેશાઇજીયે કહેલું કે આવો

સામાન આવશે એટલે તારે માટે એક કરંડિયો લાવ્યો છું તે તને આપીશ એટલે તેમાં શું હશે તેની અટકળ કરવા લાગી.

જમવામાં અમે રોજનાંજ હતાં. દેશાઇજીયે આગળથી જમી લીધું હતું. બપોરે બહુ પવન અને ટાઢ નીકળી હતી; તેથી અંજનીને ભણાવી ઓરડામાંજ બેસાડી રાખી. પછી પાંચેક વાગતાં નીચે કંઇ શાંતિ પ્રસરી એટલે તેને ત્યાં જવા દીધી. પછી હું થોડી ઘડી બારીયે ઊભી પણ પવન અને ધૂળને લીધે તે બંધ કરી દેવી પડી. છેવટે એક કાગળ લઇ વાંસવાડીનું ચિત્ર કાઢવા માંડી. થોડી વાર થઇ ત્યાં રેવતીબાઇ અંદર આવ્યાં.

"તમે ને અંજની સાંજે ચાહ અમારી સાથે પીજો. ભાનુભાઇ કહેતા હતા કે આખો દિવસ હું બહુ કામમાં હતો તે તમને મળાયું નહિ."

"ચાહ ક્યારે થશે?"

"સાડાપાંચ--છને સુમારે, હવે આવોજ નીચે. કંઇ બહુ વાર નથી, કપડાં બદલી કરીને આવો."

"કપડાં બદલવાની જરૂર છે?"

"હા! ભાનુભાઈ બહુ ચોક્કસ છે ને સાંજનાં કપડાં ઠીક હોય તેમાં ખોટું શું?"

મેં કપડાં બદલ્યાં.

"ડાક અડવી કેમ છે? એકાદ દોરો કે કંઇક જોઇએ ને?"

મેં ટ્રંકમાંથી એક એકસરી મગમાળા કાઢી પહેરી. અમે બન્ને નીચે ગયાં.

ટાઢને લીધે મોટી સગડી ચેતાવી હતી. પાસે સીઝર લાંબો થઇ પડયો હતો. અંજની તેની પાસે ઘુંટણીયાભર બેઠી હતી. કોચ ઉપર લાંબા અઢેલી દેશાઇજી પગ નીચે તકિયો રાખી પડયા હતા; સગડીનું તેજ તેના ચહેરા ઉપર પડતું હતું. તેની નજર અંજની તથા સીઝર ઉપર હતી. તેની પહોળી મળી ગયેલી ભ્રમરો પરથી, તેના વાળથી ઢંકાઇ ગયેલા શ્યામ લલાટ પરથી મેં મારા પ્રવાસીને વર્તી કાઢયો. તેની નાસિકા સુંદર નહોતી પણ નિશ્ચય બતાવતી હતી. તેના ફૂલેલાં નસકોરાં ક્રોધ દર્શાવતાં હતાં. શરીર સંપૂર્ણ કસાયેલું દેખાતું હતું. વક્ષઃસ્થળ અતિ વિશાળ હતું.

હું અને રેવતીબાઇ અંદર આવ્યાં તેની તેને ખબરતો પડી હશેજ પણ તેની દરકાર કરવાની તેની મનોવૃત્તિ ન હોય તેવું જણાયું. કારણ કે અમે છેક અંદર ગયાં તોપણ તેણે ઉંચું જોયું નહિ.

"ભાનુભાઇ, આ જીવનશાલિની આવ્યાં" રેવતી બાઇએ ધીમેથી કહ્યું. તે ઉઠયા પણ બાલિકા અને શ્વાનના યુગલપરથી નજર લઇ લીધી નહિ.

"બેસો" તેણે કહ્યું. તેનો અધીરો અને ટુંકો અવાજ એમ સૂચવતો હતો કે "જીવનશાલિની અહિં આવ્યાં હોય કે ન હોય તેનું મારે શું કામ?"

હુ નિરાંતે બેઠી, તેણે નાગરિક વિનય વિવેક બતાવ્યાં હોત તો હું ગભરાઇ જાત. મને તેવો વિનય કે વિવેક આવડતાં

નહોતા, પણ આ જાતનો નઠોર તરંગ મને પસંદ હતો. એનાથી હું દબાતી નહિ ઉલટાનું એ સહેવાથી, મનમાં એના તરફ હસવાથી મારો હાથ ઉપર રહેતો. તેની રીતભાતની વિચિત્રતામાં રસ પડતો હતો.

પથ્થરના પૂતળા પેઠે દેશાઇ બેસી રહ્યા. ન બોલે કે ન ચાલે. રેવતીબાઇને પોતાના ભત્રીજાની રીત કઢંગી લાગી. તેણે હમેશ માફક સ્નેહથી નજીવી બાબતો પર વાત કાઢી. "આજે બહુ કામ હતું ભાઇ?–પગ દુઃખતો બંધ થયો?–અમારે ભાનુભાઇ બહુ ધીરા ને ગાઢા" વિગેરે વિગેરે.

"ફોઇબા ચાહને કેટલીવાર છે?" એટલોજ તેને જવાબ મળ્યો. ફોઇબાએ ઘંટ વગાડયો. પ્યાલા રકાબી અંદર આવ્યાં. ટીપાઇ ગોઠવાઇ. દેશાઇજી કોચપરથી તોયે ઉઠયા નહિ.

"જીવન, જરા ભાનુભાઇનો પ્યાલો તેને ત્યાં આપશો? અંજની તો ઢોળી નાંખે."

હું ચાહનો પ્યાલો લઇ તેની પાસે ગઇ. અંજની બોલી ઉઠી:

"लेकिन जनाब, जीवन बहेनके लिये आप इनाम लाये हो वोह कीधर हय."

"શાનું ઇનામ?" તેણે અધીરતાથી કહ્યું "જીવનશાલિની, તમારે ઇનામ જોઇએ છીયે? તમને ઇનામ મેળવવાનો શોખ છે?"

અને મારા ઉપર કાળી, ગુસ્સા ભરી, બાજ જેવી તીવ્ર દૃષ્ટિ નાંખી મારી મુખમુદ્રાની પરીક્ષા કરવામાં આવી.

"જી, મને કેમ ખબર પડે? મને અનુભવ નથી. નિશાળમાં હતાં ત્યારે ઇનામ ગમતાં."

"નિશાળમાં હતાં ત્યારે! વારૂ પણ અત્યારે?"

"મારાથી વિચાર કર્યા વિના જવાબ કેમ દેવાય? ઇનામ ઘણી રીતે અપાય છે. અને તે ગમે કે નહિ તે તેનાં બધાં રૂપ વિચાર્યા વિના કેમ કહેવાય?"

"જીવનશાલિની, તમે અંજની જેવાં ભોળાં નથી. તે મને દેખે છે કે "ઇનામ ઇનામ" કરી મૂકે છે. તમે જવાબ સરખો પણ ઉડાવો છો."

"કારણ ઇનામ માટેની મારી પાત્રતા સંબંધે મને શંકા છે. અંજનીને જૂના પરિચયનો અને રૂઢિનો બન્નેનો હક છે. તે કહે છે કે આપ તેને હમેશાં રમકડાંઓ આપતા આવ્યા છો, પણ મારો પક્ષવાદ ટકે તેમ નથી. હું નવતર છું અને ઇનામ મેળવવા જેવું મારાથી કશું બન્યું નથી."

"વારૂ, અતિ વિનયી થવામાં માલ નથી. મેં અંજનીની પરીક્ષા લીધી છે; અને તે તેજ નથી, બુદ્ધિની કુશાગ્ર નથી તો પણ ટૂંકા સમયમાં તે ઘણી સુધરી ગઈ છે."

"જી, મને ખરૂં ઇનામ મળી ગયું. આપનો હું આભાર માનું છું. અમ શિક્ષિકાઓને તો શિષ્યાની પ્રશંસા કરતાં બીજું વધારે ઇનામ જોઇયેજ નહિ."

"હું—" દેશાઇ બોલ્યા અને પછી ચુપ થઈ ચાહ પીવા માંડયા.

ચાહ પીવાઈ રહ્યા પછી રેવતીબાઈ માળા ફેરવવા માંડયાં, અંજની મારા ખોળામાં બેઠી હતી તે ઉઠી ગ્રીઝર સાથે રમવા ગઇ. હું કોચથી જરા છેટે સામે બેઠી.

"તમે અહિં ત્રણ માસથી છો?"

"હા, જી."

"અને તમે કયાંથી—"

"ચીંચણ કન્યાશ્રમમાંથી"

"ઓહ! ધર્માર્થ ખાતું. ત્યાં કેટલાં વર્ષ રહ્યાં!"

"પાંચ વર્ષ."

"પાંચ વરસ! તમે જીંદગીનાં બહુ ચીકણાં હશો. એવી જગ્યામાં બે વરસ માણસ રહીને જીવતું આવે તો પણ ઘણું. એટલેજ આ મસાણમાંથી પાછાં આવ્યા જેવું શરીર છે, મને કયારનો વિચાર થતો હતો. કાલે નેળમાં તમે મળ્યાં ત્યારે તો મને એજ ખ્યાલ આવ્યો. હું પૂછવાનોજ હતો કે મારા ઘોડાને તમે કાંઇ કરી મૂકયું તો નથી? હજીયે કોણ જાણે? તમારે માબાપ—"

"મારે કોઇ નથી."

"હતાં તો ખરાંને? તમને તે સાંભરે છે?

"ના–જરાયે નહિ."

"મને ખબરજ હતી. ત્યારે પૂલપર બેસી કાલે ભવાનીની જોગણીઓ માટે રાહ જોતાં હતાં કેની ?

"કોને માટે ?"

"માતાજીની જોગણી માટે—ચંદ્રિકામાં ગરબા ગાવાને ? ઘોડો તમારા ઓળામાં આવી ગયો કે શું' એમ છટકે તેવો નથી."

"ગુજરાતમાંથી નવરાત બેસવાનું બંધ થયું, તે દિવસથી માતાજી અને તેની જોગણીઓ પાવાગઢ ચાલ્યાં ગયાં" જેટલી ગંભીરતા રાખી તે વાત કરતા હતા તેટલીજ ગંભીરતાથી મેં જવાબ આપ્યો "હવે તે કયાંહિ પણ મળવાં દુર્લભ--પછી ચંદનીમાં ગરબા ગાવાની તો વાતજ શી ?"

રેવતીબાઇએ માળા ફેરવવી મૂકી દીધી. તેને નવાઇ લાગી કે આ તે કઇ જાતની વાતચીત.

"વારૂ" દેશાઇયે શરૂ કર્યું." તમારે માબાપ નથી, પણ કોઇ સગાંસાહી તો હશેને--કાકા કાકીનાં ?

"ના, જી. મેં કોઇને જોયાં નથી.

"ઘરબાર ?"

"ના, તે પણ નથી ?

"તમારાં ભાંડુ કયાં રહે છે. ?"

"હું એકલીજ છું."

"તમને આંહિ આવવા કોણે ભલામણ કરી ?"

" જાહેર ખબર આપીને રેવતી બ્હેને જાહેર ખબરનો જવાબ આપ્યો."

" હા ભાનુભાઇ " તે ભલાં બાઇ બોલ્યાં, કારણ કે હવેની વાતચીત તેના સમજવામાં આવતી હતી " ને અંજનીના નસીબે જીવન બહુજ સારાં મળ્યાં. હું તો રોજ પરમેશ્વરને પાડ ચડાવું છું કે તેને આવાં ભલાં શીખવનાર મળ્યાં. ને મારે–ભાનુભાઇ મને તો સારાં બાઇની સંગત થઇ.--

" ફોઇબા, એને સર્ટિફિકેટ આપવાની જરૂર નથી." દેશાઇએ જવાબ વાળ્યો. " એના વખાણથી હું દોરવાઈ નહિ જાઉં. હું ભલે પરીક્ષા કરી જોઈશ. એણે પેલાં તો મારા ઘોડાને પાડી નાંખ્યો !

ફોઇબા ગાભરાં બની મારી તરફ જોવા લાગ્યાં.

" આ પગ ભાંગી નાખ્યો એ જીવન બાઇએ."

" ભાનુભાઇ ! "

" જીવનશાલિની, તમે શહેરમાં રહ્યાં છો ? "

" ના, જી. "

" આપણી જ્ઞાતિમાં બહુ હળ્યાં મળ્યાં છો ?"

" ચીંચણ કન્યાશ્રમમાં આપણી જ્ઞાતિનાં માણસો નહોતાં. ફક્ત અહિંજ તેના સમાગમમાં આવી છું."

" તમે ઘણું વાંચેલું છે ? "

" મળી શકી તેટલી ચોપડીઓ વાંચી છે. અને એ ચોપડીઓ કંઈ ઘણી નહિ તેમ બહુ ઉત્તમ પણ નહિ."

"તમે ઋષિકન્યકાનું જીવન ગાળ્યું છે. ધર્મગ્રંથો અને ક્રિયાઓ તમને બહુ સારાં માલૂમ હશે. ચીંચણ કન્યાશ્રમનો વ્યવસ્થાપક ભીમે બહુ ધર્મી છે, નહિ વારૂ?"

"હા જી."

"અને તમે બધાં તો તેને પૂજતાં હશો."

"ના, જરીએ નહિ."

"ના જરીએ નહિ! એટલે પૂજારી દેવને ન પૂજે?"

મારે તથા ભીમેને બનતું નહિ અને હું તેમાં એકલી નહોતી. તે બહુ નિર્દય છે—ને ડોળી ને વગરનો; એક દિવસ અમારા વાળ કાપી નાંખવા તૈયાર થયો હતો, ને એટલો લોભી કે દોરાને સોય લાગે તે પણ એવાં કે સીવાય જ નહિ."

"અરરર, બાઇ એ કરકસર તો ભૂંડી" રેવતીબાઈ પાછાં અમારો સંવાદ સમજતાં બોલ્યાં.

"એનો ગુન્હો તો એટલોજ ને?" દેશાઈયે પૂછયું.

"અરે, આ નવી કમીટિ થઇ તે પહેલાં બધું એના હાથમાં હતું ત્યારે અમને પૂરૂં ખાવાનું યે આપે નહિ. પરાણે વાર-વરત કરાવે ને દર અઠવાડિયે એવાં કંપારી છૂટે એવાં ભાષણો કરે ને ચોપડીઓ વંચાવે કે રાતે સૂતાં પણ બ્હીક લાગે."

"ચીંચણ ગયાં ત્યારે તમે કેટલાં વરસનાં હતાં?"

"દસેક વરસની."

" ત્યાં પાંચ વરસ રહ્યાં અત્યારે તમને પંદર સોળ વરસ થયાં?"

હું ચૂપ રહી.

" તમે એકાદ વર્ષ નાનાં લાગો છો. વારૂ ચીંચણમાં તમે શું ભણ્યાં છો? હારમોનિયમ વગાડતાં આવડે છે?"

" સહેજસાજ."

" હા, વારૂ, એ સાધારણ જવાબ છે, પુસ્તકશાળામાં જાઓ. (મને હુકમ કરવાની ટેવ પડી છે, માફ કરજો, એક નવતર માણુસ સારૂ કરીને મારી ટેવ બદલાય નહિ,) દીવો લ્યો. ત્યાં હારમોનિયમ પડયું છે તે વગાડો, બાર ખુલ્લું રાખજો."

મેં તે પ્રમાણે કર્યું.

" બસ " થોડું સાંભળ્યા પછી તેણે કહ્યું. હું પાછી તેની પાસે ગઈ. " તમને ઠીકઠીક આવડે છે. સહેજ સારૂં પણ આવડે છે, નિશાળમાં એવું જ શીખવાય છે પણ બહુ સરસ આવડતું નથી."

હું કંઇ બોલી નહિ.

" અંજનીએ આજે સવારે થોડાં ચીત્રા બતાવ્યાં અને કહ્યું કે એ તમારાં કાઢેલાં છે, વખતે કોઇ માસ્તરે મદદ કરી હશે."

" નહિ જરા પણ નહિ."

" હું! એ મામ બતાવે છે. વારૂ એ તમારાં જ હોય એમ ખાત્રી હોય તો તમારૂં આલ્બમ લાવો. ખાત્રી ન હોય તો લાવશો નહિ. થીગડાં દીધેલાં હું તરત વર્તી કાઢું છું."

" મારે કંઈ કહેવાનું નથી. આપ વર્તી કાઢજો "

હું આલ્બમ લઇ આવી.

" એ ટેબલ લ્યો." મેં ગોળ પૈડા વાળું ટેબલ તેના કોચ પાસે મૂક્યું. અંજની પાસે આવી. રેવતીબાઇયે પણ જોવાને માટે તૈયારી બજાવી.

" અહિં ટોળે મળવું નથી. હું જોઇ લઉં તેમ ફોઇ બાને આપતી જા, તે તને ત્યાં બતાવશે, મારા મ્હોંમાં છેક માથું ઘાલમાં "

તેણે દરેક રેખા અને પીછીનાં ચીત્રો ધ્યાનપૂર્વક જોયાં. ત્રણ બાજુએ કાઢયાં, બીજાં હાથ વતી અંજની તરફ હડસેલી મૂક્યાં.

" ફોઇબા આ અંજનીને બતાવો "( મારા તરફ જોઇ)" તમે બેસો અને હું સવાલ પૂછું તેનો જવાબ આપો.

હું નીચે મારી જગ્યાએ બેઠી.

" આ ચિત્રમાં એકજ હાથ છે-એકજ કલમ છે એ કલમ કોની-તમારી ? "

" હા. "

" તમને એ ચિતરવાનો વખત કયારે મળ્યો ? કંઇ સમય લાગ્યો હશે-કંઇ વિચાર પડયો હશે ? "

" ચીંચણમાં બે રજાઓ ગાળી અને કંઈ કામ નહોતુ ત્યારે. "

" એનો વિષય શેનાપરથી લીધો ! "

" મારા મગજમાંથી. "

" આ નાનકડા માથાના મગજમાંથી. "

" હા. "

" એ જાતની બીજી કલ્પનાઓ કંઇ હજી અંદર ભરી છે? "

" બની શકે. એથી વધારે સારી પણ હોય !

તેણે ચિત્રો પોતાની પાસે ખુલ્લાં મૂકયાં. દરેકને વારા ફરતી નિરખી જોયાં.

એ ચિત્રો જુએ તે દરમ્યાનમાં એ ચિત્રના વિષયો, વાચક-મિત્ર હું તમને જણાવીશ મારી મનોદૃષ્ટિ આગળ એ દશ્યો જીવન્ત–તાદૃશ ખડાં થયાં હતાં. કલ્પનાસૃષ્ટિનું તેનું રૂપ ચિત્રમાં આણવા મેં યત્ન કર્યો હતો. દરેક ચિત્ર મૂળ સ્વરૂપની કેવળ ઝાંખી–અતિ ઝાંખી છાયા માત્ર હતું.

પહેલા ચિત્રમાં તોફાને ચ્હડેલા સમુદ્ર પર ઝઝુમી રહેલાં. ગર્જતાં, વિદ્યુત્ચમકાર કરતાં, વાદળી દળ કાઢયાં હતાં. પાછળનો ભાગ દબાઇ ગયો હતો. એજ પ્રમાણે લગભગ તદન સમીપના સમુદ્રવીચિ પણ કાઢયા નહતા. એક પ્રકાશકરથી અરધો ડુબી ગયેલો ડોલ દેખાઇ આવતો હતો. તેના ઉપર સમુદ્રફેનથી ભરાઇ ગયેલી પાંખોવાળું કાળુ મોટું ગીધ બેઠું હતું, અને ચાંચમાં મારા કુંડાંમાંના ઘેરામાં ઘેરા રંગથી ચિતરેલાં અને મારી પીંછીથી જેટલાં સ્પષ્ટ અને તેજસ્વી કાઢી શકાય તેટલાં કાઢેલાં રત્નોથી

જડિત એક સુવર્ણ કંકણ હતું. પછી અને ડોલ નીચે લીલા કાચ પાણીમાંથી આરપાર દેખાતુ એક શબ હતું. તેનો સુંદર પહોંચોજ ફક્ત સ્પષ્ટ દેખાતો હતો, એ પહોંચાંમાંથી ઉપરનું કંકણ ઘોવાઇ અગર તણાઈ ગયુ હતું.

બીજા ચિત્રના અગ્રભાગમાં એક ટેકરીનું ઝાંખું શિખર કાઢયું હતું. તેનાપર પવનની લહેરથી ઉડી આવેલાં તણખલાં અને પાંદડાં વેરાયલાં દેખાતાં હતાં. તેની પાછળ સંધ્યા સમય જેવો કીરમજી આકાશવિસ્તર પ્રસરતો હતો; અને તેમાં ઉદય પામતી મારાથી બની શકે તેવા મૃદુ રંગમાં અંકિત એક સુંદરીની આવક્ષઃ આકૃતિ હતી. તેના ઝાંખા લલાટ ઉપર એક તારા કણી મુકુટરૂપે વિરાજતી હતી; આસપાસની ધૂમસના ઝાંખા પડદામાંથી દેખાતી હોય તેવી ચિત્રરેખાઓ કાઢી હતી. આંખો કાળી ચંચળ ચૈતનમત્ત હતી. ગર્જના અગર વિદ્યુત્પીડનથી તૂટી પડતા વાદળ જેવો ઝાંખો તેનો કેશભાર હતો. ગરદનપર પુનરાવૃત ચંદ્રિકાના જેવું ઝાંખું અજવાળું પડતું હતું.-તેવુંજ ઝાંખું અજવાળું પાછળનાં પણ આછાં વાદળાંપર પડતું હતું, એ વાદળાંમાંથી આ સાંધ્યતારા ઉદય પામતી હતી.

ત્રીજામાં હિમાલયનાં હિમતુંગ ગગનચુંબતાં—આકાશ ભેદતાં આવી રહ્યાં હતાં; રવિ કિરણો છૂટાં છૂટાં થઇ પરિવર્તન પુનરાવર્તન પામી અનેક રશ્મિખણ્ડ ચમકાવી રહ્યાં હતાં. એને દૂર રાખી આગળ એક મહાન મસ્તક અજબ મહાન મસ્તક હિમતુંગપર ઢળેલું, તેનો આશ્રય પામેલું કાઢયું હતું. બે કૃશ હસ્તો જોડી તેના ઉપર લલાટ ટેકવી દીધું હતું એટલે નીચે મુખ-

મુદ્રા આડો કાળો પડદો આવી ગયો હતો. એ લલાટ રૂની પૂણી જેવું ધોળું હતું, આંખો ઉંડી અને સ્થિર હતી. નિરાશાના સ્થિર પ્રકાશ શિવાય બીજો અર્થ પ્રકાશ તેમાં હતો નહિ. લમણાં આસ પાસ કેશના આમળા જેવા વાળ બંધાઇ રહ્યા હતા અને શ્વેત ઉજ્વળ પ્રકાશી વર્ચસ્‌નો એક પટો હતો; એ પટ્ટામાં ઠેકાણે ઠેકાણે તપ્ત કાંચનનો પીળો પ્રકાશ બહાર નીકળવા મથતો હોય તેવું જણાતું હતું. તેની નીચે "गुरुलक्ष्मनि नाम के वयम्‌॥ તથા "યોગબ્રહ્મ'શાંત રાજ્ય છે." એમ લખ્યું હતું.

"આ ચિત્રો ચિતરતી વખત તમે મનમાં શાંત હતાં?"

"જી, હું તેમાં મશગુલ હતી અને શાંત પણ હતી. મારી જીંદગીમાં એવો આનંદ લ્હાવ હજી મેં અનુભવ્યો નથી."

"તે ઠીક છે. તમારે આનંદનાં સાધનો બહુ ઓછાં હતાં. પણ આ વિચિત્ર વર્ણસંહાર કરતાં તમે એક કલાભિજ્ઞની સ્વપ્નભૂમિમાં તો નક્કી વિહરતાંજ હશો.

"મારે કંઈ બીજું કામ નહોતું. રજા હતી અને સવારથી બપોર અને આખી સાંજ હું તેના પરજ બેસતી."

"અને તમારી ઉત્સાહી મહેનતને પરિણામે તમને સંતોષ થયો."

"જરાયે નહિ. મારી કલ્પના અને કલમ એ બે વચ્ચેનો અંતર બહુ સાલતો હતો."

"તમારી કલ્પનાની છાયા માત્ર તમારી કલમમાં આવી ચડી છે. એથી વધારે તો નહિ. તમને કલાનાં તમામ રહસ્યની હજી

ખબર નથી. નિશાળે ભણતી છોકરી આવાં ચિત્ર કાઢે એ નવાઈ તો ખરી. સાંધ્ય તારાની આ આંખો તમે સ્વપ્નમાં જોઇ હશે. એ એટલી બધી ચોકખી ચીતરી છે તો તેજસ્વી કેમ નથી કરી? ઉપરની તારાકણીથી તેનો પ્રકાશ દબાઇ જાય છે માટે? અને તેના ગાંભિર્યનું શું રહસ્ય છે? અને વાયુદેવ ચીતરતાં તમને કોણે શીખવ્યું? વારૂ ચિત્રો મૂકી દો."

હું આલ્બમમાં ચિત્રો ગોઠવતી હતી તેટલામાં તો દેશાઇજી ફરી બોલ્યા.

"નવ વાગી ગયા, જીવન, અંજનીને આટલી મોડી કેમ સુવાડો છો? જાઓ સુવડાવી દો."

અંજની તેની પાસે ગઈ. તેના ઉપર પડી. તે બોલ્યા નહિ પણ તેને તે ગમ્યું હોય એમ જણાયું નહિ.

અંજનીને સુવડાવીને હું રેવતીબાઇના ખંડમાં ગઇ, ત્યારે મેં પૂછયું; " રેવતી બ્હેન. તમે તો કહેતાં હતાં કે દેશાઇમાં એટલી બધી વિચિત્રતા નથી ?"

" કેમ, તમને કંઇ વધારે લાગી ?"

" હા, તે ઘડીઘડીમાં બદલાઈ જાય છે."

" સાચું, ત્રાહિતને તેવું લાગે ખરૂં. મારે તો રોજનું રહ્યું એટલે એકદમ નજરમાં આવે નહિ. અને તેના સ્વભાવમાં કંઇ વિચિત્રતા હોય તો તે ચલાવી લેવા જેવું છે."

" શા સારૂ?"

"એક તો એ કે એનો સ્વભાવ પડયો. અને સ્વભાવનું ઓસડ નહિ. બીજું કે એને મનમાં ઘણા દુઃખકારક વિચારો રહ્યા કરે છે. ચિન્તા કરાવે છે. અને સ્વભાવ ઘડીકનો કરી નાંખે છે."

"શાના વિચારો?"

"એક તો કુટુંબની ચિન્તા."

"પણ એને કુટુંબ છે કયાં?"

"હમણાં નથી પણ પહેલાં હતું—નહિ તોયે સગાંસાગવાં તો ખરાંજ ને. થોડાં વરસ ઉપર એનો નાનો ભાઇજ ગૂજરી ગયો."

"નાનો ભાઇ?"

"હા. આ દેશાઇને તો નવ વરસથી વારસો મળ્યો છે. આપણી રીત મુજબ તો નાના દીકરાને વારસો મળે ને?"

"નવ વરસ એટલે ઘણું લાંબું થયું. તેને ભાઈ ઉપર એટલો બધો પ્રેમ હતો કે હજુ દુઃખ ઘસાઇ જઇ ઓછું થયું નથી?"

"ના પ્રેમ તો શું-ઉલટો અણબનાવ હતો. કૃષ્ણપ્રસાદ દેશાઇ પોતાના બાપને મ્હોંયે ભાનુભાઇ વિષે ખોટું સાચું ભરાવ્યાં કરતા અને બાપને અને એને કલેશ કરાવતા. ડોસાને પૈસા બહુ ગમતા ને ગરાસના ભાગ ન પડે તે ઠીક એવું મનમાં રહ્યાં કરતું તે સાથે વળી ભાનુભાઇને પણ ગરીબ કરી તોડી

નાંખવા એવું નહિ. એટલે એ બન્ને બાપ દીકરે મળી ભાનુભાઇને કેટલાંક એવાં કામમાં ફસાવી દીધા છે કે વાત નહિ. તેને ધન મેળવી અપાવ્યું પણ ઘરનું સુખ રહ્યું નહિ ને આબરૂને હાનિ પહોંચે એવી સ્થિતિ થઈ ગઈ. એની બધી વિગત તો મને પણ ખબર નથી પણ એને મન પર રહ્યાં બહુ કરે છે ને ભાનુભાઇ ગાઢ નહિ, ધીરા નહિ. બાપ સાથે કજીઓ ને હવે અહિં ગોઠે નહિ ત્યારે તંહિ ને તહિં ગોઠે નહિ ત્યારે વળી બીજે કંહિ એમ ચલાવ્યા કરે. વાંસવાડી નવ વરસથી પોતાને મળી છે એમાં લાગલાગટ એક પખવાડિયું પણ ભાઇ રહ્યા નથી. ને ન રહે એમાં નવાઇ નથી."

"કેમ નવાઇ નથી?"

"એને બધું સૂનું લાગતું હશે. બીજું તો શું હોય?"

જવાબ ઉડાઉ હતો-મારે કંઇ વધારે સ્પષ્ટ પત્તો જોઈતો હતો. પણ ભાનુપ્રસાદજીની માનસી ચિન્તાના મૂળ સંબંધમાં રેવતીબાઇ વધારે સમાચાર આપવા કાં તો ઇચ્છતાં નહોતાં અગર તો જાણતાં નહોતાં.

---

# પ્રકરણ ૧૪ મું.



## કિરણ-સંદેશ.

થોડા દિવસ સુધી પાછા દેશાઈજી મને મળ્યા નહિ. સવારમાં તેઓ કાર્ય વ્યાપારમાં ગુંથાતા; સાંજના ભાગમાં મંગળપુર અગર વીસાપુરના ગૃહસ્થો મળવા આવતા અને રાત રોકાતા. પગ સાજો થયા પછી પોતે ઘોડે બેસી ફરવા જતા અને વાંસવાડીમાં મળવા આવી જનારને પાછી મુલાકાત આપી આવતા.

આ સમય દરમ્યાન અંજનીને પણ પોતાની પાસે ભાગ્યે બોલાવતા અને મારો અને તેનો પરિચય ઘરમાં આમ તેમ ફરતાં હરતાં હું સંકોચાઇ પડખે થઇને ચાલી જતી તે વખતે બેદરકારીથી, વખતે હસીને "કેમ, જીવન સારાં છો," અગર "કંઈ અગવડ પડતી નથી ને" એ પ્રશ્નોમાં પર્યવસાન પામતો હતો. તેના પ્રકૃતિ વિવર્તથી મારે કંઇ મૂઝાવાનું હતું નહિ.

એક દિવસ પરોણાઓ જમવા આવેલા ત્યાં જમી રહી મારૂં આલ્બમ મંગાવ્યું. મંગળપુરમાં જાહેર સભા હોવાથી પરોણાઓ વહેલા ચાલ્યા ગયા. પણ દેશાઈજી પવન બહુ હોવાથી તેની સાથે ગયા નહિ. તેના જવા પછી તેણે ટકોરી વગાડી અને જેઠા સાથે મને અંજનીને લઇ તેની રૂબરૂ થવાનું કહેવડાવ્યું. મેં અંજનીનું મ્હોં ઓં ધોઇ તેના વાળ કપડાં વિગેરે સમાંનમાં કર્યા પછી મારાં કપડાં વિગેરે પણ સાદાં સ્વચ્છ હતાં કે નહિ તે જોઇ લીધું. અંજની પોતાનો રમકડાંનો કરંડિયો આવ્યો હશે એમ

ધારી ખુશીખુશી થઇ ગઇ હતી. તે કંઇ રેલ્વેની ભૂલથી આજ દિવસ સુધી આવ્યો નહોતો. અમે ગયાં ત્યાં અંજનીની અટકળ ખરી પડી; મેજપર એક નાની કાગળની પેટી પડી હતી. અંજની તે તરફ દોડી.

"મારો કરંડિયો! મારો કરંડિયો!"

"હા–એ રહ્યો તારો કરંડિયો, જા અદલ લખનોરી–જા ને બેસ સામે ખુણામાં. ને એને ઉખેળી માંડ રમવા." આરામ ખુરશીમાં પડયા પડયા દેશાઇજી ટકોરમાં બોલ્યા. "અને જો એમાં શું છે, શું નહિ એ કંઇ મને આવી કહીશ નહિ. બોલ્યા વિના જોયા કરજે."

અંજનીને આ ચેતવણીની જરૂર નહોતી. તે કરંડિયો લઇ ખુણામાં એક કોચ પર બેસી તેને બાંધેલી દોરીઓ તોડવા મથતી હતી. એ તોડી, એક રૂપેરી વરખ વાળો કાગળ કાઢી "ઓહો કેવું સરસ" કહી તેમાંનું રમકડું જોવામાં ગરકાવ થઇ.

"જીવન કેમ આવ્યાં નથી?" હું હજી બારણાં પાસેજ ઊભી રહી હતી તેથી દેશાઇએ ખુરશીમાંથી અરધા ઉઠીને કહ્યું. "ઓહો, તમે ત્યાં ઊભાં છો, આવો બેસો" હું જઈ તેની સામી જાજમ ઉપર બેઠી. "મને છોકરાંનો બડબડાટ બહુ ગમતો નથી. કારણ કે ઘરડો થવા આવ્યો ત્યાં સુધી [illegible] વિનાનો હોઈને તેના કાલા ઘેલા બોલોની મધુરતા મેં અનુભવી નથી." તેણે ખુરશી જરા ત્રાંસી ફેરવી. મેં [illegible] તદનુસાર મારી બેસવાની સ્થિતિ ફેરવતાં તેણે કહ્યું "નહિ, તમે જેમ બેઠાં છો તેમજ બેસી રહો. વારૂ ફોઇબા કયાં છે? તેને નહિ

બોલાવીયે તો તે—" તેણે ટકોરી વગાડી ફોઈબાને બોલાવવા કહ્યું. રેવતીબાઈ તુરત જ માળા લેતાં લેતાં આવી પહોંચ્યાં.

"ફોઇબા, આ અંજનીને એનાં રમકડાંનાં વખાણ સાંભળવા કોઇ જોઈએ છીએ. ને મારી સાથે બોલવાની મેં તેને ના પાડી છે. નહિ બોલે તો આફરો ચ્હડશે ને અંજનીબાઇનું પેટ ફાટી જશે. તમે તેને બચાવો. ખરેખર એથી વધારે બીજું પૂણ્ય શું હોઇ શકે ?"

અંજની પણ રેવતીબાઇ અંદર આવ્યાં કે તેની પાસે દોડતી ગઈ હતી અને તેનો પાલવ લઇ તેમાં પૂતળી, વાસણો, ઘોલકીનો સામાન બધાં નાંખ્યાં હતાં. અને કંઇ ગુજરાતી, કંઇ હિંદીમાં તે સમજાવવાને યત્ન કરતી હતી.

"હવે આ મારા સાંજના પરોણાને ગમતનું સાધન સોંપ્યું તો મને મારી ગમ્મત સાધવાનું સાધન મળવું જ જોઇએ. જીવન તમે જરા આમનાં બેસો. ખુરશીમાંથી માથું ફેરવ્યા વિના તમારી સામું જોઇ હું વાત કરી શકું તે પ્રમાણે બેસો. મને આમતેમ ફરવું ફાવતું નથી."

મને હું બેઠી હતી તેમ જરા છાંયામાં બેસવું વધારે ગમતું હતું પણ દેશાઇજીની આજ્ઞા એવી સીધી રીતે થઇ હતી કે ના પડાઇ નહિ.

બહાર પવન ફૂંકતો હતો; શિયાળાના દિવસની ટૂંકી સંધ્યા થઈ હતી. નોકર દીવા કરી ગયો હતો. બધે શાંતિ હતી. એક અંજની ધીમે સાદે ગરબડ ગરબડ બોલ્યે જતી હતી.

પોતાની દુમાસના તકીયાવાળી આરામ ખુરશીમાં બેઠા બેઠા દેશાઈજી પહેલાં મેં જોયા તેના કરતાં આજ જૂદા લાગતા હતા. બહુ કઠોર નહિ—અતિ ઉદાસી પણ નહિ. તેના ઓઠ ઉપર સ્મિત હતું; તેની આંખ ચમકારા કરતી હતી. બરોબર મિષ્ટાન્ન જમી બ્રાહ્મણોનો સ્વભાવ શાંત, અનુકૂળ, વાતોડિયો થાય તેવી જાતની દેશાઇની આજની પ્રકૃતિ લાગતી હતી. છતાં તેનું સ્વરૂપ બિહામણું તો હતુંજ. તેનું મોટું માથું ખુરશીના તક્યિાપર નાંખી દીધેલું હતું; દીવાનો સતો પ્રકાશ તેના શ્યામલ મુખપર પડતો હતો. તેની આંખો ઊંડી, કાળી, ચળકતી અગાધ ગાંભિર્યવાળી—રહસ્યવાળી દેખાતી હતી.

તે બે મિનિટથી દીવા સામું જોતા હતા; હું તેની સામે જોતી હતી. તેની દૃષ્ટિ મારી તરફ ફરતાં તે ચેતી ગયા. ને બોલ્યા:

"જીવન, સારા કુટુંબમાં પણ પુરૂષો વ્હરવા હોઈ શકે છે."

જો વિચાર કરવાનો મને વખત મળ્યો હોત તો હું કાં તો શરમાઇ જાત અગર તો કંઇ વિવેકથી "ના, જી, એવું કંઇ હોય." એવો જવાબ આપત પણ વિચાર થયા પહેલાંજ જવાબ નીસરી પડયો.

"હાસ્તો."

"શાબાસ, તમે બહુ વિચિત્ર છો. તમે જાજમ ઉપર નીચી નજર ઢાળી હાથવતી કપડું સંકોરી બેસો છો ત્યારે અસલ રાક્ષસ વનમાં સીતા જેવાં લાગો છો. સારૂં, શાંત

ગંભિર; ફક્ત કોઈ ગરીબની નિરીક્ષા કરવા ટાણે આંખમાં તેજ આવે છે; અને કોઇ સવાલ પુછે તો તદ્દન અવિવેકી તો નહિ પણ ચોક્ખોચટ્ટ જવાબ પકડાવતાં સારો આવડે છે."

"જી, બહુ બટકબોલી થઈ જવાયું. માફ કરજો રૂડાં બ્હુરવાંનો જવાબ એકદમ દઇ શકાય નહિ; લોકોના તે સંબંધના ખ્યાલ ભિન્ન ભિન્ન હોય છે. શરીર સૌંદર્ય બહુ જરૂરનું નથી કે એવો કંઇ જવાબ મારે દેવો હતો."

"એવો કોઇ જવાબ દેવાની જરૂર નહોતી; શરીર સૌંદર્ય અગત્યનું નથી—શું વાત કરો છો? એટલે પહેલું મેણું મારી પછી તે તો મેં તમારાં વખાણ કર્યાં કહી છૂપાવવાનો યત્ન કરો છો. ચલાવો, તમારા ચીંચણના અભિપ્રાયો. મને વરવો શા માટે લેખો છો?"

"જી, મારો પેલો જવાબ જ ખોટો હતો; આપને મેણું મારવાની મારી મરજી હતી જ નહિ. એ તો ગંભીર ભૂલ હતી."

"વારૂ, તમારી ટીકા આગળ ચલાવો. ભૂલનો જવાબ દેજો. મારૂં કપાળ બ્હુરવું છે?"

તેણે માથા અને લલાટપરથી વાળનો ગુચ્છો ખસેડી મહા પ્રતિભાશાલી ભાલનાં મને દર્શન કરાવ્યાં. પણ જ્યાં પરોપકરણ વૃત્તિની મધુર નિશાની ઝળકવી જોઇયે ત્યાં કંઇ નહોતું.

"જીવન, આ મગજ મૂર્ખનું છે?"

"જી, ના; પણ આપનામાં પરોપકાર કરવાની વૃત્તિ કેટલી છે તે પૂછું તો અવિવેક ગણુશો?"

"ઠીક, આ બીજું મેણું. અને મારાં વખાણને બહાને; કેમ, મને બાળકની કે ડોસાં ડગરાંની સંગત પસંદ નથી એમ કહ્યું માટે? છોકરી, મારામાં સામાન્ય પરોપકાર કરવાની ઇચ્છા બહુ થોડી છે; પણ મારામાં અન્તરાત્મા જાગતો છે. અને એક વખત મારામાં હૃદયની અપાર અકુણ્ઠિત કોમળતા પણ હતી. જીવન, હું તમારા જેવડો હતો ત્યારે અજાણુ, પાંગળાં, અભાગિયાં એ બધાં તરફ બહુ દયાવાળો હતો પણ પછી નસીબ યોગે અથડામણુ ખૂબ થઇ, જેમ તમે કણેકને મસળો તેમ નસીબે મને મસળ્યો છે. હવે રબ્બરના દડા જેવો ચીકણો અને દયાબયામાંથી પાછો ઉછળી નીકળી જાઉં તેવો થઇ ગયો છું. હૃદયના પાષાણમાં ફક્ત એક બે જ નરમ રેખા છે કે જે દ્વારા મને કંઈ લાગણી થાય; મારે માટે કંઈ આશા દેખાય છે?"

"શેની આશા?"

"કે પાષાણ હૃદય કોઈ વખત પાછું તદ્દન માંસલ બને?"

આ વિચિત્ર સવાલનો શું જવાબ આપવો એ નહિ સમજાવાથી હું ચૂપ રહી.

"જીવન તમે વિચારમગ્ન દેખાઓ છો અને જો કે આપણી જ્ઞાતિના પ્રમાણમાં જેમ તમે મને કહો છો તેમ તમને પણ વ્હરવાં જ કહેવાં પડે છતાં વિચારની ગિરફ્તારી તમને શોભે છે. અને તમારી તીવ્ર દૃષ્ટિ મને મૂઝવતી નથી, પણ ગલીચા પર ઢળે છે. જીવન, આજે વાતો કરવાની મારી વૃત્તિજ થઇ છે."

એમ કહી એ ખુરશી પરથી ઉઠયા અને પાસેજ આરસનું પાણીયારૂં હતું તેના પર હાથ અઠીંગી ઉભા રહ્યા. આ સ્થિતિમાં તેનો ચ્હેરો અને આકૃતિ સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં, તેનો શરીરની લંબાઈથી પ્રમાણાતીત અતિ વિપુલ સીનો ભવ્ય લાગતો હતો. લૌકિક દૃષ્ટિથી તેને બદસુરત કહી શકાય, પણ તેની ગતિમાં એટલો ગર્વ રહેલો હતો, તેના વતનમાં એટલી ધીરતા રહેલી હતી, તેની આકૃતિમાં એટલી સંપૂર્ણ બેદરકારી રહેલી હતી, કેવળ શારીરિક સ્વરૂપની ખામી પૂરી પાડવાને તેની બીજી બહારની કે છૂપી પ્રકૃતિઓ–વૃત્તિઓ ઉપર એટલી અડગ અને મગરૂર શ્રદ્ધા રહેલી હતી કે તેના એ સ્વાત્મપ્રત્યયમાં તેની સામુ જોનારને પણ શ્રદ્ધા ઉત્પન્ન થયા વિના રહે નહિ.

"મને આજે વાતો કરવાનું મન થયું છે." તેણે ફરીથી કહ્યું "અને એટલા માટે મેં તમને અહિં તેડાવ્યાં છે. દીવો, ફર્નીચર એ છતાં પણ મારે મન આ ખંડ સૂનો લાગતો હતો; સીઝરની સંગત પણ ગમતી નહોતી; કારણ કે તેનાથી કંઇ વાત થાય છે ? અંજની કંઇ ઠીક પણ મારે કામની નહિ. ફોઇબા સદરહુ મુજબ. મને ખાત્રી થઈ છે કે તમે ધારો તો મને બરોબર કામ આવો. પહેલે દિવસ સાંજે મેં તમને બોલાવ્યાં તે દિવસ હું તમને કળી શકયો નહિ. તે પછી હું તમને ભૂલી ગયો છું. મારા મગજમાં બીજાં ઘણાં વાનાં ભરાઇ રહ્યાં છે. પણ આજે અત્યારે મારે શાંતિ જોઇએ છીએ. પરાણે પડતું મગજમાં કંઇ આવે તો તેને કાઢી નાંખવું; આનંદ આપે તેનુંજ ફકત સ્મરણ

કરવું. આજે તમારી વાતો કઢાવવી–તમને બોલાવવાં એથી મને આનંદ આવશે–માટે બોલો."

મેં બોલવાને બદલે સ્મિત કર્યું; મારા સ્મિતમાં અનુકૂળતા કે અનુરોધ નહોતાં.

"બોલો" તેણે આગ્રહ કર્યો.

"શા સંબંધમાં ?"

"ગમે તે. વાતનો વિષય અને તેની ચર્ચા બન્નેની પસંદગી તમારા ઉપર રાખું છું."

હું શાંત બેઠી રહી અને કંઇ બોલી નહિ.

"વાતો કરવા અને બહાર આવવા માટેજ હું બોલું એમ એના મનમાં હોય તો તે ખાંડ ખાય છે."

"જીવનશાલિની, કેમ શાંત થઇ ગયાં છો ?"

હું શાંતજ રહી. મારી આંખમાં પેસી અર્થ ઉકેલવાને તેણે મારા ઉપર એક તીવ્ર નજર ફેંકી.

"હઠ!" તેણે કહ્યું "અને મૂંઝવણ! બરોબર છે. મારી વિનતિ બહુ ઉદ્ધત અને બેવકુફી ભરેલી છે. જીવનશાલિની, હું તમારી માફી માગું છું. હું કહી દઉં છું કે તમને હું મારા નોકર તરીકે ગણતો નથી. એટલે કે વયમાં અને અનુભવમાં લગભગ વીસ વર્ષ હું તમારા કરતાં આગળ છું તેટલા પુરતોજ હું તમારા કરતાં ચઢિયાતો છું, આમાં ખોટું નથી, અંગ્રેજી ભાષામાં કુછ સવાલ નહિ. દરજ્જાના આટલા ફેરફારની રૂએજ

ફક્ત હું વિનતિ કરૂં છું કે તમે કંઇક બોલો. મારા વિચાર એકજ બાબત ઉપર રહી મારૂં કાળજું કોરી ખાય છે તેમાંથી જરા બીજે રસ્તે લઇ જાઓ."

તેણે પોતાના વર્તનનો ખુલાસો કરવા જેટલું નમતું આપ્યું હતું; લગભગ ક્ષમા માગી હતી. આ નમ્રતા તરફ ઉદાસીનતા રહી શકી નહિ અને રહી હોય તેમ હું બતાવું પણ નહિ.

"આપને ખુશી કરવાને હું તદ્દન રાજી છું. પણ મને વાત ઉપાડતાં આવડે નહિ. આપને શામાં રસ પડે છે તે મને કેમ ખબર પડે? આપ મને કંઇ પૂછો તેનો હું જવાબ દઇશ."

"ત્યારે પહેલાં તો મને કહો કે તમારા ઉપર સહેજ રૂવાબ ચલાવવાનો મને હક છે કે નહિ. તમારા જેવડી તો મારે ઘેર આજે દિકરી હોય, મેં સોળે સાર્યાં છે; અનેક જાતના માણસો જોયા છે; અનેક અનુભવો લીધા છે; અનેક દેશનાં પાણી પીધાં છે. જ્યારે તમને એકજ જાતનો અનુભવ છે."

"જેમ ઠીક પડે તેમ કરો."

"આ તે કંઇ જવાબ છે! અથવા એથી રીસ ન ચ્હડે? કેટલો ઉડાઉ! ચોક્ખો જવાબ આપો."

"જી, આપે વધારે વરસ પાણીમાં નાંખ્યાં છે અગર મારા કરતાં દેશવિદેશ વધારે જોયા છે એટલાથી જ મને આજ્ઞા કરવાનો હક સાબીત નથી થાતો. કાળ અને અનુભવ કેવી રીતે ઉપયોગમાં લીધા છે તે જાણ્યા પછી મારાથી હા કહી શકાય."

"શાબાસ, તાબડતોબ રોકડો જવાબ. પણ એ લાભ લેવામાં હું બહુ પછાત રહ્યો છું. માટે તમારી દલીલ હું ચાલવા દેનાર નથી. વારૂ એ જાતનો હક બાજુપર રાખીએ; તો પણ વખતે હુ તમારા ઉપર હુકમ ચલવું તો તે હુકમ સાંખવાની તમે કબુલત આપશો ?"

મને સહેજ હસવું આવ્યું. દેશાઇજી કેટલા વિચિત્ર—મને વરસ દિવસે ૬૦૦ રૂપિઆ તેનો હુકમ માનવા માટે તે આપે છે તે શું ખબર નહોતી ?

"સ્મિત બરોબર છે" એ ક્ષણિક સ્મિત ધ્યાનમાં રાખી લઇ તેણે કહ્યું. "પણ જવાબ પણ આપો."

"મને વિચાર આવતો હતો કે કેટલાએક મોટા માણસો તેનાં હાથ નીચેનાં પગારદાર માણસોને તેના હુકમથી હેરાની થાય છે કે માઠું લાગે છે તેની દરકાર રાખતા હશે ?"

"હાથ નીચેનાં માણસ? પગારદાર? તમે મારાં પગારદાર છો કે? હું એ તો સાવ ભૂલી ગયો. વારૂ, હું તમને પગાર આપું છું એટલાજ કારણથી હું તમને વઢું કરૂં તો કંઇ હરકત છે ?"

"જી ના, તેટલા કારણથી તો નહિજ; પણ તમે મારા પગારની વાત ભુલી ગયા અને હું હેરાન થાઉં કે મને માઠું લાગે તેની દરકાર તમને છે માટે હું અંતઃકરણથી કબુલત આપું છું."

"અને મને બહુ વિવેકની રીતો કે શબ્દો વાપરતાં આવડતા નથી તો એ નહિ વાપરવામાં ઉદ્ધતાઈ રહેલી નથી એમ સ્વીકારશો?"

"ઉદ્ધતાઇ અને સરલતા કેટલાં ભિન્ન છે તે હું સારી રીતે સમજું છું. સરલતા મને પસંદ છે. ઉદ્ધતાઇ પગાર માટે પણ કોઇ સ્વતંત્ર જણ સાંખી શકે નહિ."

"છટ્, પગાર સારૂ ઘણાંએ સ્વતંત્ર માણસો ગમે તે કરવાનું કબૂલ કરે. એટલે એવું તો કંઇ સમજવુંજ નહિ. તમે હજી દુનિયાં જોઇ નથી. તો પણ તમારા જવાબને અને તમારી જવાબ આપવાની રીતને હું વધાવી લઉં છું. તમારી રીત ઘણી સાચક અને પ્રમાણિક છે. આવી રીત વારે ઘડીએ જોવામાં આવે તો શું જોઇયે! માણસ ખુલ્લા દીલથી બોલે તો કાંતો તેના બોલવાનો લોકો અનર્થ કરે અગર તેને મૂર્ખમાં લેખે અગર તો માઠું લગાડે. ત્રણ હજાર શિક્ષિકાઓમાંથી ત્રણ તરફથી પણ આ જાતનો જવાબ મને મળ્યો ન હોત. પણ તમને સારૂં લગાડીને મારે શું? તમે બીજા કરતાં જૂદાં થયાં તો તેમાં તમે કંઇ માન ખાટી જાઓ તેમ નથી. પરમેશ્વરે તમને તેવાં ઘડયાં. અને— હજી ઘણી ઉતાવળ થાય છે. તમારામાં કેટલાક સારા ગુણ છે પણ તેની સામે તેથી વધારે ખોડ પણ હોઇ શકે; તમે બીજાં કરતાં કોઈ રીતે સારાં ન હો—મને હજી શું ખબર છે?"

"સાહેબ પણ તેમજ" મેં મનમાં કહ્યું. એ વિચાર ઉદ્ભવતાં તેની અને મારી દૃષ્ટોદૃષ્ટ મળી. મારી નજરપરથી જાણે હું બોલીજ હોઉં તે પ્રમાણે તે મારી કલ્પના સમજી ગયા.

"હા; હા, મારામાં ખોડ નથી એમ મારૂં કહેવું નથીજ. ઇશ્વર જાણે છે કે મારાથી બીજાની ટીકા થઇ શકે તેમ નથી. મારૂં ગત જીવન એવું છે; તેમાં એવી કર્મ પરંપરા રહેલી છે, અન્તરમાં એવો એક જીવનરંગ ઢોળાઇ રહ્યો છે કે અન્ય મનુષ્યો તરફનાં મારાં કટાક્ષ અને ટકોર મને જ પાછાં વળી વાગે. એકવીસ વર્ષનો થયો ત્યાં તો હું વિપથ ઉપર ચઢી ચૂકયો—મારૂં નસિબ મને ચઢાવી ચૂકયું હતું; અને એ વામપન્થ પરથી હજી હું સીધે રસ્તે આવી શકયો નથી; પણ હું સુમાર્ગ પરજ રહ્યો હોત, તમારા જેટલોજ સારો હોત—લગભગ તેટલોજ સારો હોત-લગભગ તેટલોજ નિષ્કલંક પણ હોત. તમારા મનની શાંતિ, તમારા હૃદયની શુદ્ધતા, તમારા સ્મરણની પુનિતતાની મને ઇર્ષ્યા થાય છે. યુવતિ, નિષ્કલંક, નિષ્પાપ જીવનની સ્મૃતિ મધુરતાનો કોશ--શુદ્ધ આનંદનું અક્ષય ઝરણ છે—નહિ વારૂ ?"

"આપ અઢાર વર્ષના હતા ત્યારે આપની સ્મૃતિનું રૂપ કયા પ્રકારનું હતું ?"

"વાહ, જાણે હરદ્વારની ગંગા; કાશીનાં ખાળમોરીનાં પાણી અંદર ભળ્યાં નહોતાં. તે વખતે હું તમારા જેવોજ હતો, તદ્દન, જીવનશાલિનિ, ઇશ્વરને ઘેરથી હું સજ્જન થવા સરજાયો હું—ઉદાત્ત કહેવાય છે તે જાતનો; પણ તમે સમજી શકયાં હશો કે હું તેવો રહી શકયો નથી. નથી સમજી શકયાં ? તમારાં નયન એ બતાવે છે ( તમારે તમારાં નયન બહુ સાચવવાનાં છે. કારણ કે તેની ભાષા મારાથી એકદમ સમજાઇ જાય છે.) હું એટલું કહી શકું કે હું દુરાત્મા નથી;

પણ મારા સહજ વર્તણને બદલે આસપાસના સંજોગોને લઈ પૈસાદાર છતાં ક્ષુદ્ર આત્માવાળો જે જાતનાં ક્ષુલ્લક પાપનો સંચય કરે છે તે બધાં પાપો હું કરી ચૂકયો છું. તમારી પાસે આ કબૂલ કરૂં છું તેથી તમને નવાઈ લાગશે. ત્યારે યાદ રાખજો કે તમારા ભવિષ્ય જીવનમાં તમારાં પરિચિતજનોનાં રહસ્યોનો અનાયાસ કોશ તમારે થવુંજ પડશે. મારી પેઠે લોકોને અન્તરથીજ જણાઈ આવશે કે તમારી વાત કહ્યા વિના અન્યજનો પોતા સંબંધે જે જે વાતો કરે તે સાંભળવાને પરમેશ્વરે તમને ઘડયાં છે; તેને એમ પણ લાગશે કે તમારા મનમાં તેનાં પાપને માટે તિરસ્કાર કે ઉપહાસ નહિ રહે પણ આન્તરદયા રહેશે, અને એ દયા પરાણે પડતી બહાર આવી દર્શન નહિ દે એથી તેઓને વધારે અને ઉત્તેજક થશે."

"આ બધું આપને કેમ સમજાઇ જાય છે."

"મને બરોબર ખબર છે. એટલા માટે મારી ડાયરીમાં લખતો હોઉં તેમ નિરંકુશ બોલ્યે જાઉં છું. તમે કહેશો તમારે સંજોગોને દાબી દેવા જોઈતા હતા. ખરે મારે દાબી દેવા જોઇતાજ હતા. પણ જુવોને, હું દાબી શકયો નહિ. મારૂં નસિબ અવળું થયું ત્યારે મારામાં શાંતિ ધરવા જેટલી સુજ્ઞતા નહોતી. હું ઝંઝાવાત પેઠે ઘૂર્ણાયમાન થયો; અને હું યોગભ્રષ્ટ થયો. અત્યારે હવે કોઇ દુર્ગુણી છેલબટાઉ ક્ષુદ્ર છોકટાથી મારા મનમાં તિરસ્કાર ઉપજે છે ત્યારે તેના કરતાં હું કોઇ રીતે સારો હોઉં એમ ગણી શકતો નથી: અમે બન્ને એકજ કોટિના એમ કબુલ કર્યા વિના

ચાલતું નથી. હું દૃઢ રહી શકયો હોત તો પ્રભુ જાણે છે મને અત્યારે કેટલું લાગે છે. પાપ કર્મ કરવા ટાણે પશ્ચાતાપથી બ્હીવું: જીવનશાલિની, પશ્ચાતાપ જીવનનું વિષ છે."

"જીવનનુ ઓસડ એજ કહેવાય છે."

"એ ઓસડ છેજ નહિ. સુધરવું એ ઓસડ હોઇ શકે તો હું સુધરી શકું-મારામાં એટલું ચેતન છે-જો-પણ એ વિચાર કરીને શું ફળ-હું પામર છું, પાપભૃત છું, શાપદૂષિત છું. વળી મારા અંતરમાં પરમ સુખ પ્રાપ્ત થવાનું નથી તો આ જીવનમાં શા માટે મારે મોજમઝા માણી ન લેવી. ગમે તે થાય પણ તે તો માણવાનોજ."

"તો પછી विवेकभ्रष्टानां भवति विनिपातःशतमुखः"

"બની શકે. છતાં મને મધુર અકલુષિત આનંદ મળી શકે તો વિનિપાત શું કામ થાય ? અને મધુ કોશમાંથી મધમાખને તાજું મધ મળે છે તેમ મને તેવો આનંદ મળી આવે પણ ખરો."

"એ આનંદ આપને દંશ દેશે-કટુ લાગશે."

"તેની તમને શું ખબર ? તમે કેદિ આસ્વાદ લીધો હોય ? તમારી મુખમુદ્રા કેટલી ગંભીર—ઘોર ગંભીરી—થઇ ગઈ છે. અને તે છતાં આ પૂતળી (પાસેના આરસના પાણિયારા પરની અભરાઈ પરથી લઇ) ના જેટલાંજ તમે અજ્ઞાન છો. મને ઉપદેશ દેવાનો તમને શું અધિકાર છે ? ઓ બાલાત્મા, જીવનનાં અન્તર્દ્વારમાં તારો પ્રવેશ થયો નથી, તેનાં રહસ્યોથી તું તદ્દન અપરિચિત છે."

" હું આપને આપનાજ શબ્દ સંભારી આપું છું. આપ એમ કહેતા હતા કે વિનિપાતથી પશ્ચાત્તાપ થાય છે અને પશ્ચાત્તાપ એ જીવનનું વિષ છે.

" વિનિપાતની વાત તો ગઇ. મારા મનમાં જે કલ્પનાનું કિરણ ફૂટયું એમાં વિનિપાત રહેલો નથી. એ કિરણ પ્રલોભન રૂપ નથી, પંથસૂચક છે. એની હુંફ શાંતિદા-આનંદક છે. આ એ કિરણ પાછું પડયું. એ રાક્ષસી-પૈશાચી માયા નથી. હોય તો તેણે દિવ્યાંગ ધારવાની ધૃષ્ટતા કરી હશે. મારા અન્તરમાં પ્રવેશ કરવા માગે છે? આવ, ત્હારા જેવા સુંદર અતિથિને હું સત્કારૂં છું."

" જી, તેને તિરસ્કારો, એ પૈશાચી માયા છે."

" ફરી પૂછું છું ? તમને શું ખબર છે. કઈ સિદ્ધિથી દેવ-દાનવનો-પંથદર્શક સત્ય અને માયાવી છલનો ભેદ જાણવાનો ડોળ કરો છો ? "

" આપની મુખમુદ્રા પરથી એ કિરણ પાછું ઉગ્યું એમ કહેતાંની સાથે તો એ મુદ્રા વ્યાકુલ થતી જણાઈ. મને ખાત્રી છે કે એ કિરણને તમારી અન્તરગુહામાં પ્રવેશાવશો તો તમને તે બાળી મૂકશે. "

" બિલકુલ નહિ; જગતમાં સર્વથી દયામય સંદેશ એ લાવે છે. પાપાપાપનો વિચાર મારે માટે હું કરી શકું તેમ છે માટે મૂંઝાઓ નહિ, આવ, સુંદર સ્વચ્છન્દી."

પોતા શિવાય અન્યની દૃષ્ટિને અદૃશ્ય કોઇ સત્ત્વને ઉદ્દેશીને હોય તેમ તે બોલતા હતા. તે પછી અર્ધા પ્રસારેલા ભુજ છાતી-સરસા ભીડી દઈ તે અદૃશ્ય કિરણને દૃઢ પરિરમ્ભ આપતા હોય તેમ કર્યું.

"હવે" પાછું મને ઉદ્દેશીને કહેવા લાગ્યા. "એ આગન્તુકને—છદ્મ દેવને આ અંતરમાં મેં આશરો આપેલ છે. તેણે મને આટલી જ વારમાં શાંતિ આપી છે. મારૂં હૃદય સ્મશાન સમું હતું—આજથી દેવમંદિર સમું થશે."

"મારાથી આ વાતચિત સાચું કહું તો જરાયે સમજાતી નથી. મારાથી એ પ્રવાહમાં આગળ જવાશે નહિ. ઉંડાં પાણીમાં ઉતરી લપટી ડૂબી જવા જેવું થાય છે. હું ફક્ત એક બાબત સમજી શકી. આપ કહો છો કે હું તદ્દન સત્પંથ પર રહી શક્યો નથી અને એ અપૂર્ણતાથી આપને દિલગીરિ થાય છે. મારી જડ-બુદ્ધિમાં એટલું આવ્યું છે કે કલંકકલુષા સ્મૃતિ નિરંતરનું વિષવૃક્ષ છે. મને લાગે છે કે આપ ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો તો આપ જેને સંપૂર્ણ માનો તેવા થઈ શકો. આજથી વિચાર અને વર્તન સુધારવાનાં વ્રત માંડો તો થોડાં વર્ષમાં આપના સ્મરણમાં નવીન શુદ્ધ યાદગીરિઓ સીંચાશે, જીંદગી આનંદરૂપ થશે."

"જીવનશાલિની, વિચારની સરસતા અને ઉકેલની મધુરતા બન્ને અજબ છે. આજથી મારી સંગત અને મારાં કર્મો અન્યાતર બનશે."

"સાધુતર નહિ?"

"અને સાધુતર, મૃન્મિશ્ર સુવર્ણથી તપ્ત કાંચન જેટલું શુદ્ધતર તેટલુંજ સાધુતર. તમારા મનમાં શંકા છે. મારા મનમાં શ્રદ્ધા છે; મારૂં લક્ષ્ય શું છે, મારા હેતુઓ શું છે તેની મને ખબર છે અને યોગ નિયમો જેવાં દુર્ગમ અને અલંઘ્ય શાસ્ત્ર સંશોધી હું શ્રદ્ધાપૂર્વક કહું છું કે એ બન્ને ન્યાયપુરઃસર છે."

"ન્યાયપુરઃસર વસ્તુઓ સદા સર્વથા સત્ય હોય છે ?"

"જીવનશાલિની, હું કહું છું તે બાબતો સત્ય પણ છે. અતર્ક્ય સંજોગો માટે અતર્ક્ય નવીન શાસ્ત્રો રચાવાં જ જોઇયે."

"એ સૂત્રમાં ભય રહેલો છે. એનો ગેરઉપયોગ કરવો સહેલો છે."

"સંશયાત્મે, સ્મૃતિકારિણિ, ભય છે જ; પણ હું મારા ઇષ્ટ દેવના સોગન ખાઈ કહું છું કે તેનો હું ગેરલાભ લઇશ નહિ."

"તમે મનુષ છો—ભૂલ થઇ જશે."

"હું—તમે પણ તેવાં છો–પછી ?"

"માનુષ અને દોષયુક્ત આત્માઓએ શિષ્ટ અને સિદ્ધ આત્માને સોંપવાની સત્તા પોતામાં ગ્રહણ કરી ન લેવાય."

"કઇ સત્તા ?

"અપૂર્વ, અશાસ્ત્રસંમત નવીન કર્મને "આ સત્ય હો–" એમ ઠરાવવાની."

"આ સત્ય હો'-એ જ વચન. ગંભીર ઉચ્ચાર થયો."

"તો તે ભલે સત્ય નીવડો." કહી હું ઉઠી. જે વાર્તાનું અંતરરહસ્ય હું સમજતી નહોતી તે આગળ ચલાવવી એ નકામું છે એમ મને લાગ્યું. આ વાત કરનારનું ચારિત્ર્ય અભેદ્ય છે, મારા ગજાની પેલીપાર છે એ ભાન આવ્યું; અને અજ્ઞાનની ખાત્રી થતાં કંઇ ભયની અણુસમજાઇ વૃત્તિ ઉત્પન્ન થવા માંડી.

"ક્યાં જાઓ છો ?"

"અંજનીને સુવડાવી દઉં. તેને સુવાનો વખત થઇ ગયો છે."

"હું રહસ્ય રાખી મર્મ વાત કરૂં છું, તેથી તમને ભય લાગ્યો."

"આપ બધું બ્યંગમાં બોલો છો. હું ગુંચવાઉં છું પણ ભય પામતી નથી."

"ભય પામો જ છો. તમારૂં આત્માભિમાન ભૂલથી બ્હીએ છે."

"એ સાચું. હું સમજ્યા વિનાની વાત કરવા ખુશી નથી."

"અને કરો તોપણ એવાં ગંભીર રહીને કે બીજાને તો એમજ લાગે કે તમે સમજીને જ બોલો છો. જીવનશાલિની, તમને કોઇ વાર હસવું આવે છે?—જવાબ ન દ્યો તો કંઇ નહિ. હું જાણું છું કે તમે હસો છો તો કોઇ વાર જ પણ જ્યારે જ્યારે તમને હસવું આવે છે ત્યારે ખડખડ અને આનંદથીજ તમે હસો છો. હું પ્રકૃતિથી દુર્ગુણી નથી; તમે સ્વભાવથી હઠયોગિની નથી. ચીંચણના આશ્રમની મર્યાદા અને બંધનો તમને હજી વળગી

રહ્યાં છે અને આપણા સંસારની શૃંખલાને લીધે પુરૂષ કે ભાઈ પિતા કે માતા અગર ગમે તેની સમક્ષ બહુ છૂટથી હસવા કે બોલવાચાલવાથી તમે સ્વભાવથી અચકાઓ છો; પણ જેમ મારાથી એ બંધનો તમારી સમક્ષ સાચવી શકાતાં નથી તેમ તમારાં એ બંધનો પણ સ્વતઃજ તૂટી પડશે; અને ત્યારે તમારી ગતિ દૃષ્ટિમાં વધારે જીવન—ચેતન તરત દેખાશે. આ મજબૂત પંજરમાં પૂરાયેલી કોઇ અજબ ચંચળ સારિકાનો ચમકાટ હું કોઈ વખત જોઇ શકું છું; કોઇ જાજ્વલ્યમાન, અગ્નિચંચળ, ભીષ્મવતી કેદી તેમાં પૂરાઇ રહ્યો છે; સ્વતંત્ર હોત તો એ આકાશનાં આકાશ માપત.”

“ જી, નવ બજી ગયા છે,”

“ છો બજ્યા. એક મિનિટ થોભો. અંજનીને ઊંઘ આવતી નથી. હું અહિંથી અંજનીને પણ જોઇ શકું છું. મને તે છોકરીનું અંતર જાણવાની ખાસ જીજ્ઞાસા થાય છે; તેનાં કારણ તમને કોઇ વખતે કહું પણ ખરો—નહિ, કહીશજ. દશ મિનિટ પહેલાં પોતાની ટ્રંકમાંથી તેણે ગુલગુલાબી ઓઢણી કાઢી; તેના ચહેરાપર આનંદ આનંદ વ્યાપી ગયો. તેને શણગારપ્રિયતા ગળસૂથીમાં પવાઇ જણાય છે; તેના રૂધિરમાં, નસેનસમાં, રોમેરોમમાં તે વ્યાપ્ત છે. “ चलोजी अब तो येहि पहेलुंगी ” બોલી તે બહાર ગઇ છે. અંબા પાસે તે પહેરાવતી હશે—થોડી ક્ષણમાં તે આવશે—અને જવનિકા ઉપડતાં જાણે હરિણાક્ષી—અગર કંઇ નહિ. મને હમણાં મર્મ ભાગમાં વ્યાઘાત થવાનો હોય એમ જણાય છે. ઉભાં રહો, જુવો.”

અંજનીનું બીજું પગલું તુરતજ આવતું સંભળાયું. દેશાઇના કહેવા પ્રમાણે તે તદન બદલાઈ ગયેલી હતી. વ્રજબાળાઓની પેઠે તેણે આછા ગુલાબી રંગની ઓઢણી ઓઢી હતી. સેંથીમાં પુષ્પકલિકાઓ તુલસીની પેઠે ગુંથી હતી, પગમાં નૂપુર અને જરીનાં નાનાં ધોળી સેટીનનાં સ્લીપર પહેર્યાં હતાં.

તે ધીમે ધીમે મંદ મંદ નૃત્ય કરતી હોય તેમ પૂરેપૂરા અભિનય વિભ્રમ દર્શાવતી ભાનુપ્રસાદજી પાસે આવી પહોંચી અને ઘુંટણીયે બેસી કુરનસ કરી મીઠડાં લઇ "जनाब जो हमकों इनायत किये उस लिये कदमोंमें कुरनस बजाती हुं" કહી તેજ સ્થિતિમાં રહી.

"વા--રૂ" જવાબ મળ્યો "અથવા बहोत खुब; મારૂં ગુજરાતી મારે છોડી દેવું પડે છે. જીવનશાલિની, મેં મોહમદિરાનું પાન કર્યું છે. મારી વસંતનું આ એક કુસુમડું મારા હાથમાં રહી ગયું છે. તેને કેટલીક વાર ફેંકી દેવાનું મન થાય છે. જે વેલ ઉપર તે ઉગ્યું તે વેલની મને મુદ્દલ કિંમત નથી. કારણ એ વેલ સુવર્ણરજના ખાતર વિના વધે તેવી નહોતી. તેની આ કુસુમકલિકા માટે—ખાસ કરીને તે પણ આવી કૃત્રિમ દેખાય છે ત્યારે મને અરધીપરધી જ પ્રીતિ થાય છે. પરંતુ એક સત્કર્મથી અનેક પાપનું પ્રાયશ્ચિત્ત થાય એ આશાથી હું તેને પાળું છું. કોઈ વખતે હું તમને એ બધું કહીશ. અત્યારે તો—જાઓ, જાઓ."

---

# પ્રકરણ ૧૫ મું.

## પૈશાચી અટ્ટહાસ્ય.

દેશાઈજીયે પછી એક વખત સઘળો ખુલાસો કર્યો.

એક સાંજે હું તથા અંજની બહાર આંગણાંમાં ફરતાં હતાં; તે તથા સીઝર દડે રમતાં હતાં તેવામાં ભાનુપ્રસાદ આવી પહોંચ્યા અને તેના ઉપર નજર રાખી એ વટવૃક્ષની ઘટામાં પોતાની સાથે વાત કરતાં ફરવાનું મને કહ્યું.

અંજનીની માતા એક લખનોરની અધમ દશામાં આવેલી ઉચ્ચ જ્ઞાતિની બ્રાહ્મણ કન્યા હતી અને પોષણાર્થે અભિજ્ઞાન છૂપાવી હરિણાક્ષી નૃત્યકારિણી તરીકે પ્રસિદ્ધિ પામી હતી. આ હરિણાક્ષીને માટે ભાનુપ્રસાદના અંતરમાં પ્રથમ પ્રેમશિખા ઉત્પન્ન થઈ, અને એ પ્રેમશિખાથી હૃદય ગળી ગયું હોય અને તેના જ તેજથી વ્યાપ્ત થયું હોય તેવું હરિણાક્ષીએ બતાવ્યું. દેશાઇ સ્વરૂપવાન નહિ છતાં એ નર્તકીના નયનચંદ્ર તરીકે પોતાને ગણવા માંડયા; લાલા બંસીધરના સુંદરીકોમળ રૂપ કરતાં એ નૃત્યકારિણી પોતાની મરદાની વધારે પસંદ કરે છે એમ પોતે દૃઢ શ્રદ્ધા બાંધી.

"અને, જીવનશાલિની, આ હિંદુસ્તાની મોહિનીથી હું એટલો મુગ્ધ બન્યો કે મેં તેને માટે એક બંગલો લઈ તેને તેમાં રાખી. તેને નોકર ચાકર રાખી આપ્યા, એક ગાડી લઇ આપી, તેનાપર શાલદુશાલા, હીરામોતીના વરસાદ વરસાવ્યા; અન્ય લૌકિક મૂઢ રમણ માફક દિવાળું કાઢવા સુધી પણ મારા પ્રાણ

પાથરી આપ્યા. એ વિનિપાત વિનાશના રસ્તા ઉપર બીજાને પગલે પગલે હું ચાલતો ગયો—નિર્લજ્જતા અને ભ્રષ્ટતા અવલંબવા માટે નવીન વિધિ પણ શોધવાની મારામાં અક્કલ ન આવી. મારૂં ભાગ્ય પણ લૌકિક જ થયું. એક સાંજે હું જવાનો નહોતો છતાં અણુચિંતવ્યો હું હરિણાક્ષીને બંગલે જઇ ચઢયો. ઉન્હાળો હતો; ગરમી થતી હતી; લખનોરના રસ્તાઓમાં ચાલવાથી હું થાકી ગયો હતો એટલે હું તેના રહસ્યખંડમાં બેસી ગયો અને તેના સન્નિધિ સૌરભથી સુરભિ થયેલી હવા લઇ અંતરમાં આરામ પામવા માંડયો. તેનામાં કોઇ જાતની પુનિતતા નહોતી, તેની સૌરભ કસ્તુરી અંબર વિગેરે ઓષધિની સૌરભ હતી, શીલથી ઉત્પન્ન થતી નહોતી. આસપાસ સીંચેલાં અત્તરગુલાબથી–પુષ્પ સુગંધથી હું ગુંગળાઇ જતો હતો તેથી બારી ઉઘાડી તેના ગોખમાં જઇ જરા પવન ખાવાનું મને મન થયું. ચંદ્રિકા ખીલેલી હતી, સર્વ ખંડમાં દીવા દેદીપ્યમાન હતા, સઘળે શાંતિ પ્રસરી હતી. ગોખમાં એક બે ખુરશી પડી હતી; તેમાંથી એક ઉપર બેઠો, પાનની પટ્ટી ખાધી–અત્યારે પણ ખાવાનું મન થયું છે, માફ કરજો."

તેણે પાનદાનમાંથી તાંબુલની પટ્ટી કાઢી અને ઓઠ વચ્ચે દાબી ખાવા માંડી.

"પાનની પટ્ટી ચાવતે ચાવતે નીચે રસ્તાપર પાસેની ગાયનશાળામાં જતાં શ્રોતાજનોનાં ગાડીઘોડા નીરખતો હું બેઠો હતો એટલામાં હરિણાક્ષીને આપેલી મારી પોતાની બુમ મેં જોઇ. તે બહારથી આવતી હતી, અધીરાઇથી અગારીની પાળ સામે

મારૂં હૃદય ધબકી રહ્યું. ગાડી બંગલા પાસે અટકી. મારી ઉર્મીપિશ્ર ( માફ કરજો—એને માટે એજ શબ્દ છે ) નીચે ઉતરી. તેણે નકાબો માથાથી પગ સુધી બુરખો પહેર્યો હતો તે છતાં તેના નાનકડા પગ ઉપરથી મેં તેને પારખી કાઢી; અટારી ઉપરથી ધીમે રહી "પ્રિયતમે" કહી તેના કર્ણમાં એ મધુબિન્દુ મૂકવા હું જતો હતો તેવામાં ગાડીમાંથી કોઇ બીજું જણ ઉતર્યું તે—કોઇ જવાંમર્દ સિપાહી બચ્ચો હતો. માથે ફાંકડો સાફો રહી ગયો હતો. પગમાં મુગલાઇ સ્લીપર હતી; આખું હિંદુસ્તાની અંગરખું તેનાં અંગ ઢાંકતું હતું.

"જીવન-શાલિનિ, ઇર્ષ્યા શું તેં અનુભવ્યું છે? અલબત નહિજ. એમાં પૂછવાનું શું? કારણ તમે પ્રીતિ પણ અનુભવી નથી. તમને એ બન્ને આવેશોનો અનુભવ થવાનો છે; તમારો આત્મા હજી તંદ્રામાં છે; હજી તે જાગૃત થાય તેટલો વ્યાઘાત એને થવાનો છે, તમારી જુવાની જેટલી શાંતિથી ચાલી જાય છે તેટલીજ શાંતિમાં આખી જીંદગીનો પ્રવાહ વહેવાનો છે એમ તમારી ધારણા હશે. તમારાં ચક્ષુઓ બંધ છે; કાન માં આંગળીઓ ઘાલી છે અને જીવનપૂરમાં તણાંતાં ચાલ્યાં જાઓછો પણ એ પૂરપાટીમાં પાસેજ તીવ્રશીખર ખડકો ઉભા છે, તેની નીચે પાણીના વમળ ઘૂર્ણાયમાન તમ્મર ખાઈ રહ્યા છે તેનું તમને ભાન નથી. પણ હું તમને કહું છું—મારા શબ્દો સંભારી રાખજો કે એક દિવસ તમારા રસ્તામાં એકાદ ખડક આડો આવશે; તમારૂં જીવનવહન છિન્નભિન્ન થઇ તમ્મર ખાઈ ફેન, વીચિ અને વમળરૂપ થશે. તમે તે ખડકના શિખર

સાથે અથડાઇ ચૂર્ણ થઇ જશો અગર તો કોઈ મહાન તરંગતુંગ પર ચઢી અત્યારે મારી પેઠે શાંતતર વહેનમાં વહેવા માંડશો.

"આજનો દિવસ મને ગમે છે. આ વાદળ શુકનવાળું છે; જગતની શાંતિ અને કરાલતા શુભચિન્હવાળાં છે; વાંસવાડી, તેનું પુરાણત્વ, તેનું એકાકિત્વ, વંશઝૂંડ, તેનો ભૂરો મહોરો, તેની કાળી ગવાક્ષાલિ-સર્વ મને પ્રિય થઇ પડે છે. અને તે છતાંયે તેના વિચાર સરખાથી પણ કેટલાં વરસથી કંપારી છૂટતી આવી છે - હજી પણ કેટલો કંપુછું તેના--"

તેણે દાંત પીસ્યા અને બોલવું બંધ કર્યું. ચાલતાં અટકી જઈ પગ ભૂમિપર જોરથી પછાડયો તેના કાંગરા સુધી નજર ફેરવી તેના ઉપર દૃષ્ટિ નાંખી. તે કાળી સીસમ ભ્રમરો નીચે ફૂલી ફટાર વિકસી આવતા નયનમાં ક્ષણભર દુઃખ, લજ્જા, ક્રોધ-અધૈર્ય, તિરસ્કાર, ફિટ્કાર--ઉપર તરી આવવા માંહોમાહય લડતાં હોય તેમ લાગ્યું. અહો, એ ભાવોના સર્વોપરિત્વ માટેના યુદ્ધની દારૂણતા! પરંતુ કોઈ નવીન જ ભાવ ઉદ્દભવી વિજય પામ્યો. કોઈ કર્કશ અને દૃઢ, ચેતનશાલિન્ અને માયાપર--એ ભાવથી તેનો પિત્તો શમી ગયોઃ અને તેની મુખમુદ્રા સ્થિર થઇ.

"જીવનશાલિની, હું શાંત હતો તે દરમ્યાનમાં મારી વિધાતા સાથે મંત્ર કરતો હતો. પેલા વટવૃક્ષના થડને અઢેલી તે એકાએક મારી સમક્ષ આવી ઉભી અને આંગળી ચીંઝતી કહેવા લાગી "તને વાંસવાડી ગમે છે કેમ?" અને પછી પેલી બારીની ઓળ વચ્ચે અગ્નિ-અંબાર

તેજસ્વી અક્ષરે હવામાં લખવા માંડી "ગમાડ તો ખરો–હું જોઉં છું ? તારી છાતી છે ખરી ?"

"હું પરાણે ગમાડીશ" મેં કહ્યું; "મારી છાતી એટલી તો ચાલશે." અને (જરા ઉદાસીનતાથી) કહ્યું. "હું વચને પળીશ જ, સુખ, સાધુતા–હા, સાધુતાના પંથ તરફ જવામાં આવતાં વિઘ્નને પણ ભેદીશ. હું સુજનતર થવા ઇચ્છું છું. ભીમે દુર્યોધનનું જંઘાસ્થળ મોડયું તેમ હું તમામ વિઘ્નને તૃણવત્ ગણી તોડી નાંખીશ."

આ સમયે અંજની પોતાની ગેંડી લઈ તેની પાસે દોડતી આવી. "ચલ, જતી રહે છોકરી" તેણે કરડાઈથી કહ્યું. "દૂર ખસ અગર અંબા પાસે જા." તેણે પાછું ચૂપ ફરવાનું શરૂ કર્યું. તેણે જ્યાંથી એકાએક વાત અધુરી મૂકી હતી તે સંભારી આપવાની મેં છાતી ચલાવી.

"પછી જ્યારે હરિણાક્ષી અંદર ગઇ ત્યારે તમે અટારીમાંથી નીકળી ગયા ?"

આ કવખતના સવાલથી મને હમણાં ધપ્પો પડશે એમ લાગતું હતું, પણ ઉલટું તેની ક્રોધયુક્ત સમાધિમાંથી તે જાગી ઉઠયા, મારા તરફ આંખ ફેરવી. અને તેનાં ભાલ ઉપરથી ગુસ્સો ઉતરી જતો જણાયો.

"હાં, હાં––હરિણાક્ષીની તો વિસ્મૃતિ જ થઇ ગઇ હતી ! વારૂ, મારી આનંદમધુરીને અન્ય જવાંમર્દ સાથે મેં જોઇ કે તુરતજ હૃદયમાં ફુંફાટ થયો અને ચંદ્રદ્યોત અટારીમાંથી

તરંગલોલ ફણા ઉંચકી ઈર્ષ્યાસાપ ઉભો થયો, મારી અંતર-ગુહામાં જઇ બેઠો. આ હું શું કરૂં છું?" પ્રસ્તુત વિષય પડતો મૂકી વળી એકાએક તેણે કહ્યું. "છોકરી, બીજાં બધાંને છોડી હું તને મારી રહસ્યભાગિની કરૂં છું એ તે શું? અને વિચિત્ર અનુભવહીન બાલિકાને મારા જેવો માણસ પોતાના ઉપાંગવસ્ત્રની વાતો કહે એ જાણે તદ્દન સાધારણ બાબત હોય તેમ તું મારૂં કહેવું સાંભળી રહે છે, એ પણ કેવું? વારૂ, મેં કહ્યું તેમ તું તારાં ગાંભીર્ય, માયા, અને સાવધાનતાથી રહસ્યરક્ષિકા થઇ પડીશ જ, વળી મને ખબર છે કે કઇ જાતના મન સાથે સંબંધમાં આવું છું. તેને ચેપ સ્પર્શે તેમ નથી. તે વિરલ છે હું તેને ઇજા કરૂં તેમ નથી, મારાથી તેને ઇજા થઇ શકે તેમ નથી. આપણે વધારે ગોષ્ટી કરિયે તેમાંજ કલ્યાણ છે; કારણ કે હું તમને નુકસાન કરૂં તેમ નથી જ્યારે તમે મને પુનઃ ચેતન આપો તેમ છો."

આટલું કહી તેણે આગળ ચલાવ્યું, "હું અટારીમાંજ ઉભો રહ્યો. મેં વિચાર્યું એઓ હમણાં રહસ્યખંડમાં આવશે. હું મારી જાળ પાથરી રાખું આમ ધારી ખુલ્લી બારીમાંથી મારો હાથ નાંખી હું જોઇ શકું તેટલો માગ રાખી મેં પડદો ખેંચ્યો; પછી મારી ખુરશીમાં પડયો. એ યુગલ તરતજ આવી પહોંચ્યું. મારી નજર અને કાન બને સાવધાન થઇ ગયાં. હરિણાક્ષીની દાસી અંદર આવી દીવો ટપકાવી ટેબલપર મૂકી ચાલી ગઈ. બ નેએ પોતાના ઝભ્ભા કાઢી નાંખ્યા હતા, રેશમ અને હીરા મોતીથી હરિણાક્ષી જાજવલ્યમાન થઇ રહી હતી.

મારાંજ ઉપાયનોથી તે ભભકતી હતી; તેના જવાંમર્દ રમણને પણ મેં ઓળખ્યો. તે ત્યાંના એક જાગીરદારનો દુર્ગુણી અને કમઅક્કલ બેટો હતો અને મને ઘણીવાર મળ્યો હતો. તેને ઓળખતાં જ ઇર્ષ્યા–સર્પની દંષ્ટ્રા ભાંગી ગઇ; હરિણાક્ષી માટેની મારી પ્રેમજ્યોત પવનના સુસવાટાથી જાણે હોલવાઇ ગઇ. આ જાતનાં હરીફના ઇશ્ક માટે જે સ્ત્રી મને બેવફા થાય તે સ્ત્રી તદ્દન નિર્માલ્યજ હોય. તેને તો તિરસ્કારજ ઘટે અને હું તેની આભામાં અંજાયો ! મને વધારે ફિટ્કાર મળવો જોઇએ.

તેઓ વાત કરવા માંડયાં તેનાથી મારો આત્મા આરામ પામ્યો—નિર્માલ્ય, વ્યાપારી, અરસિક, કમઅક્કલ તેમની વાતથી સાંભળનારને ગુસ્સા કરતાં કંટાળો વધારે આવે તેવું હતું. મારા નામનો હરિણાક્ષીને આપેલો રૂમાલ ત્યાં પડયો હતો તે પરથી વાત મારા ઉપર વળી. મને જેટલી દેવાય તેટલી ગાળો દેવાઇ. હરિણાક્ષી ખાસ કરી મારી કુરૂપતા પર ખૂબ રસથી વાતે ચ્હડી ”

અંજની દોડતી આવી. “ ભાનુચાચા, જેઠો કહે કે મહેતાજી આવ્યા છે.”

“ વારૂ, હું ટુંકામાં જ પતાવું છું. હું અંદર ગયો; મારા સંબંધમાંથી હરિણાક્ષીને છૂટી કરી, મારૂં ઘર ખાલી કરવા તેને નોટીસ આપી; તરતને માટે ખર્ચ આપ્યું; રૂદનપ્રલોભનની અવગણના કરી; તેના જવાંમર્દ શાગીર્દને કાન પકડી બહાર કાઢી હંટરવતી ખૂબ માર્યો અને પછી ધાર્યું કે તેઓ મારી આડાં ઉતરશે નહિ. પણ છ માસ પહેલાં હરિણાક્ષીએ આ અંજની પુષ્પ મને સોંપ્યું હતું અને મને તેનો જનક ઠરાવ્યો હતો. મારૂં કરાલ

જનકત્વ તેના લલાટપર લખેલું જણાતું નથી. તેના કરતાં તો "સીઝર" વધારે મારા જેવો છે. લગભગ આઠેક માસ ઉપર હરિણાક્ષી આ બાલિકાને છોડી કોઇ પંજાબી ઉસ્તાદ સાથે ઉપડી ગઈ. મને દયા આવી, આ છોકરીને લખનોરના પતીત અને દુરાચારી જીવનથી બચાવી ગુજરાતની શુદ્ધ આબોહવામાં ઉછેરવા વિચાર કરી અહિ મોકલી આપી. હવે—તમને ખબર પડી કે તમારી શિષ્યા અનાચારનું ફળ છે એટલે તમારા વિચાર ચકડોળે ચડશે. મને ક્યારે નોટિસ આપો છો ?"

"નહિ, તમારાં કે તેની માનાં પાપ માટે અંજની બીચારી શું કામ દુઃખ ભોગવે ? હું તેને ચ્હાઉં છું અને હવે મને ખબર પડી કે એ એક રીતે નમાયી નબાપી છે.—તેની મા તેને છોડી ગઇ—તમે તમારી પુત્રી તરીકે સ્વીકારતા નથી—વારૂ, પહેલાં કરતાં હવે હું તેને વધારે મારાસરસી રાખીશ. મિત્રરૂપે મને જોઇ મારો આશરો લે એવી નાની એકલવાયી બાલાને બદલે પોતાની શિક્ષિકાને બલારૂપ ગણનાર ધનિક કુટુંબનું બગાડેલું છોકરૂં મને કેમ ગમે ?"

"એમ, તમે એ દૃષ્ટિથી જુઓ છો, વારૂ ! હવે મારે અંદર જવું છે; અને તમે પણ અંદર જાઓ. અંધારૂં થાય છે."

પણ હું થોડી વાર બહાર રહી અને અંજનીને ગેંડીદડે રમાડી. અંદર જઇ કપડાં બદલી તેને મારા ખોળામાં બેસાડી લગભગ એક કલાક સુધી મરજીમાં આવે તેમ બોલવા દીધી. લાડ લડાવતાં તે થોડી થોડી છુટ લઇ લેતી તે પણ આજ તો લેવા દીધી

એ તેની માનો તેને મળેલો વારસો હતો, અને સ્વભાવનું છીછરાપણું બતાવતો હતો. તે છતાં તેનામાં કેટલાક સારા ગુણો હતા અને તેની કિંમત પૂરેપૂરી આંકવાને હું તૈયાર હતી. તેની મુખમુદ્રામાં ભાનુપ્રસાદ દેશાઈજીની છાંયા જોવાને મેં યત્ન કર્યો પણ જરા સરખું પણ સામ્ય નહોતું. એકે રેખા, એક પણ નિશાનીથી સંબંધ જણાતો નહિ. એવું કંઇ નિશાન હોત તો દેશાઇ તેના પર વધારે ચાહના રાખત ખરા!

છેક સૂવા ટાણે દેશાઈજીની વાત ઉપર મને સ્થિર વિચાર કરવાનો વખત મળ્યો. તેની કથામાં કંઇ અસાધારણ તત્ત્વ હતું નહિ. હિંદુસ્તાની નાયિકાઓ માટે ધનિક પુરૂષોનો મોહ અને તેની બેવફાઇ એ સંસારમાં હમેશ બનતાં આવતાં હતાં, પણ પોતાની પ્રકૃતિની હાલની શાંતિ અને સંતોષ અને આ જૂની મહેલાત માટે પુનર્જીવિત ચાહના બતાવતાં તેનો ન્હડી આવેલો આવેશોદ્રેક--એમાં કંઇ વિચિત્રતા તો રહેલી હતી. હું સાશ્ચર્ય એ ઉદ્રેક પર વિચાર કરવા લાગી પણ હાલ તુરત તો સમજાય તેવો નહિ લાગતાં તેની મારા પ્રત્યેની વર્તણુક તરફ ધીમે ધીમે ઢળવા માંડી. મારામાં તેણે જે શ્રદ્ધા મૂકી હતી તે મારી વિવેક બુદ્ધિના અભિજ્ઞાન જેવું મને ભાસ્યું. તેના રહસ્યની રક્ષાના નિશ્ચય ઉપર હું આવી. પહેલાંના કરતાં હમણાં તેની રીતભાત એકરંગી હતી. હું તેને આડી આવતી હોઉં એમ દેખાતું નહિ. તિરસ્કારદર્શક મગરૂરી તેને ન્હડી આવતી નહિ. મને મળતા ત્યારે એ સંમેલન સત્કારતા. સુમધુર શબ્દ અને સ્મિત સાથે લાગાં મુખપર ન્હડી આવતાં પોતાની

હુઝૂરમાં મને ખાસ બોલાવી મંગાવતા ત્યારે એવો પ્રમાણિક હૃદયનો સત્કાર મળતો કે મને લાગતું કે મારી સન્નિધિથી તેને ખરેખર આનંદ મળે છે, અને મારા તેમજ પોતાના લાભને માટેજ એ સાંજનો સમય નિર્માય છે.

હું બહુ થોડું બોલતી; પણ તે વાત કરતા તે આનંદથી સાંભળતી; વાતો કરવાનો તેનો સ્વભાવ હતો; જગતથી અપરિચિત બાલાત્મા પાસે તેના પંથ અને પરિસ્થિતિનાં દર્શનો (અનાચારી અને દુષ્ટ નહિ પણ આખા સમાજથી આચરણમાં મૂકાતાં હોઇ અંતઃકરણને અને દૃષ્ટિને વિપુલતા બક્ષે એવાં) ખુલ્લાં મૂકવામાં તેને રસ પડતો. તે નવા ખ્યાલો અર્પતા તે ઝીલી લેવામં, તે નવાં ચિત્રો આલેખતા તે કલ્પનાબદ્ધ કરવામાં તે નવા પ્રદેશોમાં વિહરતા તેમાં વિચાર શ્રેણીથી તેને અનુસરવામાં મને અત્યાનંદ પ્રાપ્ત થતો.

તેની રીતભાતની સરલતાથી મારો મર્યાદાનો વધુ પડતો અંકુશ નીકળી ગયો. તેની સહૃદય ઉદાત્તતાથી હું તેના ભણી આકર્ષાઈ. મારા શેઠને બદલે ને કોઇ મારા સગા હોય એમ મને લાગતું. છતાં તે કોઇવાર જોહુકમી બની જતા; પણ હું તે ગણકારતી નહિ; એ તો એને ટેવ પડી હતી. મારા જીવનમાં આ નવીન આસ્વાદ ભળવાથી હું એટલી સુખી, એટલી સંતુષ્ટ બની હતી કે મને સગાંસંબંધીનો ખ્યાલ રહેતો નહિ. મારી વિધાતાના બીજ-ચંદ્ર વૃદ્ધિ પામતો હોય એમ મને ભાસી આવતું. મારા જીવનની ખોટ પૂરી પડવા આવતી હોય ને તેમ મારૂં શરીર પણ સુધર્યું.

હેશાઇજી હવે મને વ્હરવા લાગતા હતા કે? નહિં જ. ઉપકારવશતા અને આનંદજનક સ્મરણોથી તેની મુખમુદ્રા મારી પ્રિયતમ ચીજ થઇ પડી; છતાં તેના દોષ તરફ હું અંધ બની નહોતી; કારણ કે તે મારી નજર નીચે હરેક ક્ષણે આવ્યાં કરતી. દરેક જાતની નિકૃષ્ટતા તરફ તે મગરૂર, રાક્ષસી, સખત, ક્રૂર ભાવ ધરાવતા, મારો અન્તરાત્મા સાક્ષી પૂરનો કે મારા તરફ જે માયા દર્શાવવામાં આવતી હતી તેટલી જ ક્રૂરતા ગેરવ્યાજબી રીતે બીજાઓ તરફ બતાવાતી. તે વિચારમગ્ન રહેતા અને તેનું કારણ એકદમ મળી આવતું નહિ. ઘણીવાર મને પોતા પાસે કંઈ વાંચવાને બોલાવતા ત્યારે હું તેને પુસ્તકશાળામાં ખુરશીપર અદબવાળી માથું નીચું ઘાલી બેસી રહેતા દેખતી અને ઉંચું જોતાં મુખ ઉપર ચ્હડી, લગભગ કરાલ ભીષણતા છવાઇ રહેતી હોય તેવું લાગતું. તેની કઠોરતા, તેની વિચારમગ્નતા, તેની પૂર્વની વામપંથગતિનું મૂળ વિધાતાની કંઇ અપૂર્વ વામતામાં રહેલું હશે એમ હું માનતી. મને ખાત્રી હતી કે સ્વભાવતઃ તેનામાં પરિસ્થિતિએ વિકસાવેલાં, કેળવણીએ કેળવેલાં, વિધાતાએ ઉત્તેજીત કરેલાં વલણો, સિદ્ધાંતો, શોખો કરતાં વધારે ઉંચા, શુદ્ધ સિદ્ધાંતો વિગેરે છે; હાલમાં તેનો આત્મા ગૂંચવાયેલો, કંઇ બગડેલો હોવા છતાં તે સંશુદ્ધ કાંચનરૂપ છે. ગમે તેમ પણ તેના દુઃખથી હું દુઃખી થતી અને તે દુઃખ દૂર કરવા હું ગમે તે અર્પણ કરવા તત્પર હતી.

મેં મારા ઓરડાનો દીવો ઠારી નાંખ્યો હતો અને પથારીમાં પડી હતી પણ મને નીંદર આવતી નહોતી; કારણ કે

પોતાની વિધાતાનાં દર્શન સંબંધમાં બોલતાં દેશાઇજીની આંખમાં જે નજર હતી તે દૃષ્ટિસમક્ષ ખડી થતી હતી. વાંસવાડીમાં રહી સુખી થા તો ખરો " એમ સૂચન થયું હતું.

"કેમ નહિ" મેં મને પોતાને જ પ્રશ્ન કર્યા. "ઘરથી તેને અળગા કોણ રાખતું હશે? શું તે તરત પાછા બહારગામ જશે? રેવતીફોઇ કહેતાં હતાં કે વાંસવાડીમાં એ બહુ થોડા રહે છે. પખવાડિયું પણ ભાગ્યે જ હવે લગભગ બે માસ થવા આવ્યા. જો તે જશે તો બધું અટવું બહુ લાગશે; નિરાનંદને સૂકુંસટ."

આમ ગણગણતાં હું સૂઇ ગઇ કે નહિ તે કંઇ ખબર રહી નહોતી; પણ મારી ઉપર કંઈ વિચિત્ર, અસાધારણ ગણગણાટ થતો જણાયો તે સાંભળી હું સફાળી ઉઠી. દીવો રાખ્યો હોત તો કેવું સારૂં? રાત ભયાનક મેઘલી હતી; મારે રોમેરોમ બ્હીક વ્યાપી ગઇ. હું ઉઠી ને કાન માંડી પથારીમાં બેઠી. અવાજ શાંત થઇ ગયો.

મેં પાછું સૂવાનું કર્યું; પણ અન્તર ફિકરથી ધબકતું હતું; શાંતિ ન્હાસી ગઇ હતી. દૂર ઓરડાની ઘડિયાળમાં બેના ટકોરા થયા. તરતજ મને લાગ્યું કે કોઇને મારા ઓરડાનું બાર હડસેલ્યું—જાણે બારને અડકી અંધારામાં રસ્તો શોધતું કેમ કોઈ જતું ન હોય! મેં પૂછ્યું "કોણ છે?" કંઇ જવાબ મળ્યો નહિ. ભયથી હું શીંગડું વળી ગઇ.

એકાએક મને યાદ આવ્યું કે વખતે સીઝર હશે કારણ કે તે વખતેવખત બારણું ઉઘાડું રહી ગયું હોય તો દેશાઈજીના

ઓરડાપાસે જતો ને સવાર સુધી ત્યાંજ પડયો હતો. મેં પોતે પણ સવારમાં તેને ત્યાં પડયેલ હેલો જોયો હતો. આ વિચારથી કંઈ શાંતિ વળી; હું પથારીમાં સૂતી. શાંતિથી આત્મા પણ શાંત થાય છે અને ઘરમાં બધે સઘળું ચૂપ અને શાંત લાગ્યું. મારી આંખ પણ મળવા આવી. પણ તે રાતે મારે સૂવું સરજાયેલું નહિ હોય, મધુર સ્વપ્નમાંથી પાછી રોમેરોમ કંપારી છૂટે તેવા બનાવથી હું ચમકી ઉઠી.

આ બનાવ મારા ઓરડાની કળમાંજ જાણે મોઢું ઘાલી કોઇએ રાક્ષસી—પૈશાચી, ધીમું ઘેરૂં હાસ્ય કર્યું હોય તેવો અવાજ હતો. મારૂં ઊશીકું બાર પાસે હતું અને પહેલાં તો મને એમજ લાગ્યું કે એ પૈશાચી હાસ્ય મારી પડખે જ થયું. પણ હું ઉઠી; મેં આસપાસ જોયું પણ કાંઇ દેખાયું નહિ. વળી પાછું એ હાસ્ય કાને પડયું. તીર પેઠે ઉઠી મેં બારણાને આંકડી ચ્હડાવી; પછી પૂછયું "કોણ છે રે?"

કોઈ ખોખરૂં ગળું સરખું કરતું હોય, રોતું હોય તેવો અવાજ આવ્યો. તરતજ ત્રીજે માળે કોઇ ચ્હડી જતું હોય તેવાં પગલાં સંભળાયાં. ત્યાં સીડીને હમણાંજ બારણું કરાવ્યું હતું તે બંધ થઇ જતું મેં સાંભળ્યું.

"આ તે જમના હશે? ને શું ભૂતભૂત આવ્યું હશે?" મેં વિચાર કર્યો. હવે એકલું રહેવું બની શકે તેમ નહોતું. રેવતી કોઇ પાસે હું જાઉં? મેં શાલ ઓઢી લીધી, આંકડી

ઉઘાડી, અને કંપતે હાથે બારણું ખોલ્યું; બહાર રવેશમાં કાથાનાં સાદડાંપર મીણબત્તી પડી પડી સળગતી હતી. આ જોઇ મને બહુ નવાઇ લાગી; પણ તેના કરતાં પણ હવા ઝાંખી ને ધૂમાડાથી ભરેલી જોઈ વધારે નવાઇ લાગી. આજુબાજુ ધૂમાડાના ગોટા ક્યાંથી નીકળતા હતા તે જોતાં કંઇ બળતું હોય તવી ગન્ધ આવવા માંડી.

કંઇક ચૂં ઉં ઉં ઉં થયું; દેશાઇજીના ઓરડાનું બાર ઉઘાડું હતું અને ધૂમાડાના ગોટા તેમાંથી નીકળતા હતા. હું દ્રોઇબાને વીસરી ગઈ. જમના તથા તેનું અટ્ટહાસ્ય [illegible] મગજમાંથી ખસી ગયાં; પળમાં હું ઓરડાની અંદર જઇ ચૂકી. તેની પથારીની આસપાસ અગ્નિની શિખાઓ સળગી રહી હતી. મચ્છરદાની પણ બળતી હતી. ધૂમાડા અને અગ્નિ વચ્ચે દેશાઇજી નિશ્ચેષ્ટ ભર નિંદરમાં પડયા હતા.

"જાગો, જાગો" મેં બૂમ પાડી—તેને મેં હલાવ્યા પણ તે ગણગણી પાસું ફેરવી સૂતા; ધૂમાડાથી તેને મૂર્છા આવી ગઇ હતી. એક ક્ષણ પણ જવા દેવાય તેમ હતી નહિ. તેની ચાદર સળગવાની તૈયારી હતી. હું ખૂણામાંના પાણિયારા પાસે ધસી. નસીબ જોગે ત્યાં બે ગોળા હતા, અને તે બન્ને ભર્યા હતા. મેં એક ઉંચકી લીધો અને પલંગ પર ઢોળી દીધો; પાછી પાણિયારે ધસી બીજો લઇ તેજ પ્રમાણે દેશાઇજીને ન્હવડાવ્યા અને અગ્નિનો પ્રસાર અટકયો. ગોળો હાથમાંથી વંચકી ફૂટી ગયો.

હોલાઇ ગયેલી આગની સીસ્કારી, ગોળો ફૂટવાનો અવાજ અને ઠંડા પાણીનું સ્નાન એથી દેશાઇજી અંતે જાગી ઉઠયા.

દીવો નહોતો તોપણ તે જાગ્યા કે તરત જણાયું. કારણ કે પોતાને પાણીથી પલળેલા જોઇને તે કંઈ કંઇ બોલવા માંડયા હતા.

"શું સાગર ઉમટયો છે કે છે શું?"

"ના, જી," મેં જવાબ આપ્યો. "પણ અહિં આગ લાગી હતી. હવે ઊઠો. તે તો હોલવાઇ ગઇ છે. હું બત્તી લાવું છું."

"હે ચંડી, હે ચોસઠે જોગણી, એ કોણ છે? જીવનશાલિની કે કોઇ બીજું?" તેણે પૃછયું. "તેં આ મને શું કીધું, જાદુગરી! તારા શિવાય ઓરડામાં બીજું કોઇ છે કે? શું મને ડુબાડી મારી નાંખવો છે?"

"જી, હું બત્તી લાવું છું. પ્રભુ ખાતર ઉઠો; કાંઈ તમને બાળી મૂકવા તૈયાર થયું હતું. તેની તપાસ કરવામાં જેટલી વાર લાગે છે તેટલી ખોટી."

"વારૂ, આ ઉઠયો, ચાલો, કાંઇ સૂકાં કપડાં પહેરી લેવા દો. દોડો, બત્તી લાવો."

હું દોડી; રવેશમાં પડી પડી મીણબત્તી બળતી હતી તે લાવી; મારા હાથમાંથી તે લઇને ઉંચી ધરી કાળોમશ લીરા લીરા થઇ ગયેલો પલંગ તપાસ્યો. ચાદરો તરબોળ થઇ ગઇ હતી. જાજમ પણ લચલચતી હતી.

"આ શું? આ કોણે કર્યું?" તેણે પૂછયું. મેં જે કંઇ બન્યું હતું તે સઘળું તેને કહ્યું—રવેશમાં સાંભળેલું અટ્ટહાસ્ય, ત્રીજે માળે ચ્હડી જતાં પગલાં, ધૂમાડો,—આગની ગંધ, તેના

ઓરડામાં મારો પ્રવેશ, તેની સ્થિતિ અને તેનું પાણીથી ભીંજાવું વિગેરે બધું વર્ણવ્યું.

તેણે સઘળું મ ગંભીરતાથી સાંભળ્યું. હું વાત કહેતી ગઇ તેમ તેમ તેની મુખમુદ્રા પર આશ્ચર્ય કરતાં ચિન્તા વધારે દેખાતી ગઇ; હું વાત કહી રહી ત પછી થોડીવાર તે શાંત રહ્યા.

" ફોઇબાન બોલાવું ? " મેં પૂછ્યું.

" ફોઇબાને ? ના, તને નકામાં શાસારૂ ? સૂવા દો એમને બિચારાંને. "

" કપિલાને લાવું ? જેઠાને ને તેની બૈરીને જગાડું ? "

" ના, ના, કંઇ નહિ. જરા ધીરાં રહો. તમે શાલ ઓઢી છે ને ? ટાઢ વાતી હોય તો જરા પેલો રગ લઇ લ્યો, અને તેમાં ઢબુરાઇ ત્યાં આરામ ખુરશીમાં બેસી જાઓ. હવે હું હમણાં આવું છું. મીણબત્તી મારે જોશે. હું આવું ત્યાં સુધી મુદ્દલ હલતાં ચલતાં નહિ. કોઇને બોલાવશો પણ નહિ. "

તે ગયા; ઉપરના માળનું બારણું ધીમેથી ઉઘાડી પાછું પાછળથી વાસી ધીમે પગલે ઉપર ચ્હડયા; અને પ્રકાશ બંધ થયો. હું તદ્દન અંધારામાં રહી. મેં કંઈ અવાજ સાંભળવા કાન માંડયા, પણ કંઇ સંભળાયું નહિ. જેમ જેમ વાર થતી ગઇ તેમ મને કંટાળો આવતો ગયો. ટાઢ પણ વાવા લાગી; અને કોઇને જગાડવાની જરૂર નહોતી તો પછી મારે શું કામ બેસી રહેવું તેવો પ્રશ્ન મનમાં આવ્યો. હું ઉઠીને ચાલવા ગંડવાની તૈયારી કરતી હતી તેટલામાંજ દીવાનું અજવાળું પાછું દેખ

શમાં પડયું. "દેશાઇજી જ હશે કે વળી કોઇ નવું ભૂત ?" હૃદયમાં ધ્વનિ થયો.

તે પાછા ફર્યા. મુખમુદ્રા પર ફિકકાશ અને ઉદાસી છવાઇ રહ્યાં હતાં. પાણિયારા પર ભાણબત્તી મૂકતાં તે બોલ્યાઃ "મેં તપાસ કરી. મેં ધાર્યું જ હતું ત પ્રમાણે સઘળું બન્યું છે."

"કેવી રીતે ?"

તેણે કંઇ જવાબ દીધો નહિ પણ ભૂમિપર અઠબવાળી જોયાં કર્યું. થોડીક પળે કંઇ વિચિત્ર સાદે મને પૂછયું:

"તનારૂં બારણું ઉઘાડયું ત્યારે તમે કાંઇ જોયું કે સાંભળ્યું એવું કંઇ તમે કહેતાં હતાં.—નહિ વારૂ ?"

"હા, મેં અટ્ટહાસ્ય સાંભળ્યું"

"એ અટ્ટહાસ્ય તમે પહેલાં પણ સાંભળ્યું હતું, નહિ વારૂ ?"

"હા, જી. અહિં જમના સૂવે બેસે છે તે એવું હસે છે, કંઇ બહુ અજબ જાતની બાઇ છે."

"હા—જમના—તમારી અટકળ ખરી છે. ઘણી તરેહવાર બાઇ છે. ઠીક, હું આના પર વિચાર કરી જોઇશ, દરમ્યાનમાં તમે એકજ આજના બનાવની વિગત જાણો છો એ પણ ઠીકજ થયું છે. તમે લવારો કરો તેવાં નથી, કંઇ વાત કરશો નહિ. આ પલંગ સંબંધે હું ગમે તે ખુલાસો કરીશ. તમે હવે તમારા ઓરડામાં જાઓ. હું પુસ્તકશાળામાં કોચ પરજ સૂઇ રહીશ. ચાર બજ્યા છે. બેએક કલાકમાં નોકરચાકર ઉઠશે."

"જી બહુ સારૂં" મેં ચલતી પકડી.

તેને કંઇ નવાઇ લાગી—તેણે મને જવાનું કહ્યું હતું છતાં-

"શું, બસ આમજ ચાલ્યાં જવાય?"

"આપે કહ્યું કે તું જા."

"હા, પણ હું તમારો ઉપકાર તો માનું ને? તમે મારી જીંદગી બચાવી. આ જાતનું ભયંકર યાતનામય અકાળ મૃત્યુ, તેના મુખમાંથી ઝૂંટવી મને બચાવ્યો, અને હવે અપરિચિત નવતરની માફક જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ ચાલતાં થવું?"

હું બોલ્યા વિના ઊભી રહી.

"તમે મને જીંદગી બક્ષી છે. હુ તમારો ઋણી છું, અને તમારો ઋણી થવામાં હું આનંદ માનું છું. હું વધારે શું કહું? બીજાનો આ બાબતમાં ઋણી થવાનું મારાથી મુદ્દલ સહન થઈ શકત નહિ—પણ તમારી વાત જૂદી છે. તમારૂં કરજ મને બોજા રૂપ નથી લાગતું, સમજ્યાં, જીવનશાલિની."

તે અટકયા, મારી સામું જોયું, તેના ઓષ્ઠ ફરકતા દેખાયા; તે શું કહેવા જતા હતા તે લગભગ સંભળાયું;. પણ તેણે બળથી કહેવાનું દાબી દીધું.

"જી, હું હવે જાઉં છું. આમાં ઋણ કે ઉપકાર શાનાં!"

"મને ખબરજ હતી" તેણે શરૂ કર્યું "કે તમે મારૂં કંઇ સારૂં કરવાનાં છો. આપણે પહેલાં મળ્યાં ત્યારે મેં તે તમારી આંખપરથીજ 'પારખી કાઢયું હતું. તેના તેજ અને સ્મિત—" (તે અટકયા)—"તેજ અને સ્મિતથી મારા હૃદયમાં અમૃતસેર ફૂટી તે સકારણ જ હતી. લોકો સમાનવૃત્તિની વાતો કરે છે. વહેમમાં પણ સત્યનો અંશ સમાયેલ હોય છે. મારી પરમ જીવનદાત્રી, હવે જાઓ."

તેના સ્વરમાં અજબ ઉત્સાહ હતો; તેની નજરમાં અજબ તેજ, ચમકતું હતું.

"હું જાગતી હતી એ બહુ ઠીક થયું." કહી હું જવા માંડી.

"કેમ જવુંજ છે?"

"મને ઠંડી લાગે છે."

"ઠંડી, હા. પાણીના ખાબોચિયાંમાં તો ઠંડીજ લાગેને, જાઓ ત્યારે જીવન, જાઓ." પણ તેના નયનમાં જુદીજ ભાષા હતી. મારાથી જવાયું નહિ. છેવટે મને ઉપાય સૂઝયો.

"ફોઈબા ઉઠયાં હોય તેમ જણાય છે."

"વારૂ. જતાં રહો."

હું મારા ખંડમાં જઇ પલંગમાં પડી પણ ઉંઘવાનો વિચાર સરખો પણ નહોતો. પ્રભાત થયું ત્યાં સુધી ઉત્સાહ ભર્યા પણ અશાંત સાગરમાં હું આમ તેમ ઘસડાતી હતી; આનંદ તરંગપર સંકટફેન વળતાં હતાં; એ તરંગ નીચે સાગરોદરમાં સંકટ વમળ ઘૂમતા હતા. મહાસાગરનાં વીચિઝંઝિત જલની પેલી પાર મધુરો કાંઠો જણાતો હતો અને કેટલીવાર પ્રોત્સાહક પવનની લહેર મને આરામસ્થાન તરફ લઇ જતી હોય તેમ લાગતું હતું, પણ હું ત્યાં પહોંચતી નહોતી. કાંઠેથી વિરૂદ્ધ દિશાની લહેર આવી પાછી મને સાગરમાંજ ઘસડતી હતી. આ જાતની ઘેલછાને સ્વાભિમાને અંકુશમાં રાખી, મનના આવેશોને વિવેક બુદ્ધિથી મર્યાદાગત રાખ્યા. મનોજવર આરામ પામવા દે તેમ ન હતું તેથી પ્રભાત થતાંજ હું ઉઠી.

---

# પ્રકરણ ૧૬ મું.



## પોતાનો જ કેસ.

આ ઉજાગરાની રાત પછીની સવારે દેશાઇજીને મળવાની મને ઇચ્છા થતી હતી તે સાથે ભય પણ લાગતો હતો, તેનો સ્વર સાંભળવા હું ઉત્સુક હતી છતાં તેની નજરે નજર મેળવવાથી હું બ્હીતી હતી; સવારના ભાગમાં તે હમણાં આવી ચ્હડશે એમ દરેક ક્ષણે હું ધારતી હતી, અંજનીની પાઠશાળામાં તે ભાગ્યેજ આવતા પણ મને મનમાં એમજ ઉગ્યું હતું કે આજ તે જરૂર આવવાના.

પણ સવાર તો હમેશ માફક નીકળી ગઇ; અંજનીના અભ્યાસનો ક્રમ શાંતિમાં પસાર થયો તે પૂરો થતાં લગભગ દેશાઇજીના ખંડ પાસે બધાં ભેળાં મળી બોલવાનો અવાજ મારે કાને પડયો. "અરર, બાઇ, ભાનુભાઇની તો અંબામાએજ રક્ષા કરી હો !" "રાતે ફાનસ રાખવું. રડયાં વાલસીટ નરસાં—કાઢી જ નાંખો ઘરમાંથી. સારૂં થયું કે ઘડો ઢાળી દેવાનું સૂઝયુ" "આવું થાય ને કોઇને જગાડે પણ નહિ—હાય, હાય બાઇ, આમ સારૂં નહિ" "આખી રાત ભીનામાં સૂતા તે શરદી તો નહિ લાગી હોય ને–ચાલ પૂછું" વિગેરે રેવતીફોઇ, જેઠો ઈત્યાદિનાં વચનો નીકળતાં હતાં.

સારી પેઠે ઘોંઘાટ થયા પછી બધું સાફ કરવાનો અને સરખું મૂકવાનો અવાજ આવ્યો ને હું ભણાવી રહી નીચે જતી હતી

તે વખતે ઉઘાડાં બારણાંમાંથી જોયું કે બધું અસલ માફક ગોઠવાઇ ગયું હતું; કેવળ પલંગની મચ્છરદાની તથા ચાદરો કાઢી નાંખ્યાં હતાં. હું અંદરનાંને દેશાઈજીયે કયા રૂપમાં વાત કહી હતી તે જાણવા પૂછવા જતી હતી એટલામાં તો મારી નજર પલંગ પાસે બાજઠ પર બેઠેલી, નવા પડદાને ઓટણ દેતી એક સ્ત્રી ઉપર પડી. એ સ્ત્રી બીજી કોઇ નહિ પણ જમનાજ હતી.

એ શાંત, સ્થિર, કાળો કમખો અને ધોળું ગવન પહેરી બેઠી હતી. તેનું ધ્યાન તેના કામમાં જ હતું, તેના કઠોર કપાળ અને લાકટ ચ્હેરા ઉપર પોતાના માલિકનું ખૂન કરવા યત્ન કર્યાની કંઇ નિશાની ન હતી. તેમજ તેનો ભોગ તેની ગુહામાં તેની પાછળ જઈ તેણે કરવા ધારેલા કામ સંબંધમાં તેને ઠપકો આપી આવ્યો હોય તેનો પશ્ચાતાપ પણ હતો નહિ. હું આશ્ચર્યચકિત બની-બ્હેબાકળી થઇ. તેણે ઉંચું જોયું છતાં હું તેના સામુંજ જોઇ રહી. તે ચમકી પણ નહિ, તેનો વર્ણ પણ બદલાગો નહિ. ગુન્હાની છાપ, પકડાઇ જવાનો ભય-કશું તેણે બતાવ્યું નહિ. તેની હમેશની થોડા બોલી ટુંકી રીતે તેણે "આવો બ્હેન." એમ કહ્યું અને ઓટણ શરૂ કર્યું,

"ચાલ એને કશી તો જોઉ" મેં વિચાર્યું; "આવી ઉંડાઇ ઝળે ઉતરતી નથી."

"કેમ, જમના," મેં કહ્યું "શું છે? હમણાં મેં અહિંયાં બધાંને ઘોંઘાટ કરતાં સાંભળ્યાં!"

"ના, બ્હેન, કંઇ નહિ. એ તો દેશાઇજી કાલ રાતના વાલસીટ બળતું હતું ને વાંચતા વાંચતા હોલવ્યા વિના ઉંઘી ગયેલા તે મચ્છરદાનીની ફડકો ઉડતી ઉડતી સળગી પણ સારાં ભાગ્યેગ તે દેશાઇજી વહેલા જાગી ઉઠયા ને ઘડાનું પાણી ઠલવી લાય ઠારી નાંખી!"

"ગજબ!" મેં ધીમે સાદે કહ્યું; અને પછી તેની સામે નજર ઠેરવી બોલી "દેસાઇજીયે કોઇને જગાડયું પણ નહિ! કોઇયે તેને હાલતાં ચાલતાં પણ સાંભળ્યા નહિ."

તેણે તેની દૃષ્ટિ મારી સામે ઉંચી કરી અને તેના પલકારામાં સહેજ તે સમજી ગઈ હોય એવો અણસાર હતો. તે મને ધ્યાન પૂર્વક ચકાસતી હોય તેવું જણાયું, તેણે જવાબ આપ્યો.

"જુવોની, ચાકર નફર તો તમે જાણો છો કયાંનાં કયાં સુવે છે. તેનાથી કાંઇ સંભળાય એમ તો નથીજ. તમારો ને રેવતી ફોઇનો ઓરડો પાસે પણ ફોઇબા તો કેછ કે મેં કાંઇ સાંભળ્યું નથી. માણુસ ઘરડું થાય ત્યારે ઉંઘ બહુ આવે." તે અટકી અને બેદરકારીનો ડોળ ઘાલીને પણ જણાઈ આવે તેવા સૂચન ભર્યા અવાજે કહ્યું. "પણ, બહેન, તમે જુવાન છો અને ઓછું ઉંઘો છો; તમે કંઇક સાંભળ્યું હશે "

બીજાં ન સાંભળે તેટલો સાદ ધીમો પાડી મેં તેને કહ્યું, "હા, મેં સાંભળ્યું'તું. પહેલાં તો મેં જાણ્યું કે સીઝર હશે; પણ સીઝર હસતો નથી અને મને પકકી ખાત્રી છે કે મેં કોઇકને હસતાં અને તે પણ વિચિત્ર રીતે હસતાં સાંભળ્યું."

તેણે નવો દોરો લીધો, તેને મીણ લગાડયું ને સોયમાં પરોવ્યો અને સંપૂર્ણ શાંતિથી મને જવાબ આપ્યો; "દેશાઇજી તો હસેજ નહિ–બ્હેન, તમને સપનું આવ્યું હશે."

"મને સ્વપનું આવેજ નહિ" મેં જરા ગરમ થઇ કહ્યું, કારણ કે તેની નફ્ટ શાંતિથી મને ગુસ્સો ચ્હડયો હતો. તેણે પાછું મારી સામું જોયું અને તેની નજરમાં કસોટી અને સૂચના એવાં ને એવાં ભર્યાં હતાં.

"તમે દેશાઇજીને કહ્યું કે કોઇને હસતાં તમે સાંભળ્યું હતું?" તેણે પૂછયું.

"આજે સવારના તે મને મળ્યા નથી."

"બાર ઉઘાડીને ચાલમાં જોયું નહિ?" તેણે વળી પૂછ્યું.

આ તો મારી કસોટી ચાલી; મને ખબર પડયા વિના મારી પાસેથીજ ખબર મેળવવાની વાત! મને તુરત થયું કે જો તેને કંઇ ખબર પડી કે હું સઘળું જાણું છું તો વખત આવતાં તે મને હેરાન કરવાનું ચૂકશે નહિ. મેં સાવધાન રહેવામાં વધારે લાભ માન્યો.

"ના રે, ઉલટાની બારને ઇસ્ટાપણી મારી દીધી."

"ત્યારે સૂતાં અગાઉ તમે બારને ઈસ્ટાપણી નથી ચ્હડાવતાં?

"હરામખોર, મારી આદત જાણી મને હેરાન કરવાનું કરે છે કેમ?" ડહાપણ કરતાં ગુસ્સો આગળ વધી ગયો. મેં કંઈ ખીજવાઇ જવાબ આપ્યો "આજ દિ સુધી એમ ચાલ્યું;

કારણ મને ખબર નહિ કે આંહિ કોઇ જાતનો ભય છે. છતાં હુવેથી ઇસ્ત્રીપણી ચ્હડાવ્યા વિના સૂવાની નહિ."

"એમ કરવું વધારે સારૂં બ્હેન. જુવોની; આંહિ કોઈ દિવસ ચોર બોર જાણ્યા તો નથી પણ હમણાંનો કાળ-ચેત્યાં ભલાં."

તેની અજબ શાંતિ અને દંભ આગળ હું તો છક્કજ થઇ ગઇ એટલામાં રસોયેણ આવી.

"જમનાંબાઈ, ભાણું હમણાં તૈયાર થશે, હેઠળ આવોની."

"તું પીરસી મેલ ને મારી ચીજો પણ મૂકજે."

"કંઇ આથણું મેલું કે?"

"થોડી ગરમેર."

"ને સાબુચોખાની કાંજી?"

"એ તો હું પોતે કરીશ."

રસોયેણે પછી મારા તરફ ફરી કહ્યું કે ફોઇબા રાહ જુવે છે.

રેવતીફોઇએ લાહ્યની વાત કહી તે મેં પૂરી સાંભળી પણ નહિ એટલી બધી મને જમનાની વિચિત્રતા ઉકેલવાની અશાંતિ લાગી હતી. એને વાંસવાડીમાં શું કામ રાખી હુશે; સવારમાં પોલીસમાં તેને કેમ ન સોંપી દીધી; અગર રજા ન આપી એ વિચારો મનમાં ડહોળાયા કરતા હતા. દેશાઇજીએ ગઈ રાતે તેના અપરાધ વિષે ખાત્રી બતાવી હતી છતાં કયા ગુહ્ય કારણથી તે તેનો દોષ ઢાંકતા હતા? આ તો બહુ વિચિત્ર કહેવાય! એક હિંમતવાન, મગરૂર, કીનાખોર માણસ તેના હલકામાં હલકા

નોકરના કાબુમાં ફસાયેલો હતો અને તે એટલે સુધી કે પોતાની જીંદગી જોખમમાં હતી છતાં તેને તે કંઇ કહી શકતો નહોતો તો તેને શિક્ષા તો ક્યાંથીજ કરી શકે?

જમના યુવાન અને સુંદર હોત તો હૃદયના મૃદુ ભાવો વિવેક ભૂલાવવામાં સાધનરૂપ થયા હોત એમ સંભવત, પણ આધેડ વયની અને કુરૂપ એવી જમનામાં મૃદુ ભાવો ક્યાં સંભવે? "છતાં પહેલાં તો જુવાન હશે ને? દેશાઇજી પણ તેજ વખતે ભર જુવાનીમાં હશે; રેવતીફોઇ કહેતાં તો હતાં કે એ બાઇ ઘણા વખતથી આંહિ છે. તેનામાં કંઇ વિચારની ચમક કે ચારિત્ર્ય બળ હશે, દેશાઇજીને એવાં વૈચિત્ર્ય રૂચે છે અને ભાઇ તેમાં ફસાયા હશે. અને હવે જમનાના અંકુશથી છૂટા થઇ શકતા નથી," આટલે સુધી પહોંચ્યા પછી જમનાનો ચપટો, બેડોળ, બ્હરવો ચ્હેરો, બેઠા ઘાટનું શરીર વિગેરે એવાં તાદૃશ મારી નજર આગળ ખડાં થયાં કે મારા મનમાં એકદમ વિચાર આવ્યો "છી, એમ બનીજ ન શકે! મારી ધારણા સાચી હોઇ શકેજ નહિ." છતાં, મારા હૃદયમાંથી છૂપો ધ્વનિ થયો "આપ ક્યાં સુંદર છો? અને છતાં દેશાઇજીની નજરમાં તમે આવ્યાં છો ને? કંઇ નહિ તો યે તમને તો એમ લાગે છે ને? અને ગઈ રાતે—તેના શબ્દો સંભારો, તેની નજર સંભારો—તેનો અવાજ સંભારો."

મને એ બધું તદ્દન યાદ હતું—તેની ભાષા, દૃષ્ટિ, અવાજ, તમામ મૂર્તિમંત મારી પાસે ખડું થયું. હું અત્યારે પાઠશાળામાં હતી. અંજની ચિત્ર કાઢતી હતી. હું તેના ઉપર

નમી તેની પેન્સીલ બરાબર વળાવવા ગઇ. તેણે ચમકી ઉંચું જોયું.

" उफ् आपको क्या हुवा है, मेया ! " તેણે કહ્યું. " आप कंपते हो और लालचोळ बन गये हो ! मगर यह काली क्या खुबसुरत लगती हय ! "

" અંજનિ, એ તો વાંકી વળી ઉભી રહેવાથી થાક ચ્હડયો હશે. " તે ચિત્ર કાઢવા માંડી, હું વિચાર કરવા માંડી.

જમના સંબંધના વિચારો મગજમાંથી કાઢી નાંખવા હું ઉગ્ર થઇ ગઇ. મને તિરસ્કાર છૂટયો. મારી જાતને મેં તેની સાથે સરખાવી અને મને માલૂમ પડયું કે અમે બે તદ્દન જૂદાં છિયે. ગંગા કહેતી કે હું મોટા ઘરનાં છોરૂ જેવી દેખાતી અને એજ સાચું હતું. હું સારાં માવતરનીજ દીકરી હતી. અને હવે અત્યારે ગંગાએ જોઇ તેના કરતાં મારૂં કાઠું વધારે માંસલ હતું અને વાન પણ ખીલ્યો હતો; મારામાં વધારે ચેતન, વધારે ચપળતા હતી. કારણ મારી આશાઓ વધારે તેજસ્વી હતી; મારા વિલાસો વધારે ઉત્સાહ ભર્યા હતા.

" સાંજ પડી ગઈ; " બારી તરફ જોતાં જોતાં હું બોલી; " આજ આખા દિવસમાં દેશાઇજીનું પગલું કે સ્વર સરખો પણ સંભળાયો નથી. પણ રાત પડયા પહેલાં એ મળશે તો ખરો. સવારમાં મળતાં મને બ્હીક લાગતી હતી; અત્યારે આશા એટલી બાર નિરાશ થઈ છે કે હવે મળવાને મન અધીરૂં બન્યું છે."

સંધ્યા સમાઈ અને મ્હોં સૂઝતાં બંધ થયાં. અંજની અંબા સાથે પોતાના ખંડમાં ગઈ ત્યારે મારી અધીરત વધી. નીચેથી ઘંટ વગડતો સાંભળવાને મેં કાન માંડયાં; મને બોલાવવા હમણા કોઇ આવશે એમ ધાર્યું; દેશાઇજીનોજ પગસંચાર સાંભળવા આતુર બની અને બારણું ઉઘાડી તેને અંદર પ્રવેશાવવા બાર તરફ વળી. બારણું બંધજ રહ્યું, બારીમાંથી અંધારૂંજ અંદર આવ્યું. છતાં હજી બહુ મોડું થઇ ગયું ન હોતું, કેટલીકવાર સાડાઆઠ નવ સુધી પણ તે મને બોલાવતા; હજી તો ફકત આઠજ થયા હતા. ખરેખર મારે તેને આજે આટ આટલું કહેવાનું ને તે મને નિરાશ તો નહિ કરે! મારે જમનાનો વિષય ફરી ચર્ચવો હતો ને તે શું કહે છે તે જોવું હતું; તે ખરેખાત એમ માનતા હતા કે કાલે તેણે લાહ્ય લગાડેલી, તો પછી તેની દુષ્ટતા ઢાંકી શું કામ દેતા હતા તે પણ મારે તેને પૂછવું હતું. મારી જીજ્ઞાસાથી તે ચ્હીડવાય તો શું? તેને ચ્હીડવવા મનાવવામાં મને આનંદ આવતો હતો અને કયાં અટકવું તે કંઇ કુદરતી રીતેજ હું જાણી ગઇ હતી.

સીડી ઉપર કોઇનો પગસંચાર થયો. રેવતી બાઇએ કાફી પીવા બોલાવવા માણસ મોકલ્યું હતું. હું ત્યાં ગઈ; નીચે જવામાં કંઇ આનંદ મનાયો; એથી દેશાઈજીની વધારે નજીક તો અવાયુંજ ને?

હું અંદર ગઇ કે તે ભલાં બાઈ બોલ્યાં. “ આવો, આવો, કાફી પીઓ. આજ બપોરે કોળિયોજ જમીને ઉઠી ગયા'તાં;

અત્યારે કેમ જમવું નથી ? આજ ઠીક નથી. ચ્હેરો પણ રાતો ચોળ થઇ ગયો છે ? તાવ છે ?"

"ના, ના, મને સાવ ઠીક છે."

"ત્યારે ચાલો, કાફી કાઢો ત્યાં હું માળા ફેરવી લઉં" બારીમાંથી બહાર નજર કરી કહ્યું "વાહ ચંદની કેવી છે. દેશાઇજીને મુસાફરીમાં મજા પડશે."

"મુસાફરી ? દેશાઇજી કહિં બહારગામ ગયા છે ? મને તો ખબરજ નથી !"

"હા—એ તો આજ સવારે મ્હા પીનેજ ગયા છે; આંહિથી ૨૫ ગાઉ પર અમીનની ગૌવાડી છે ત્યાં. ત્યાં બધા ભેળા થવાના છે, રાજ્યરત્ન સારાભાઇ, મજમુદાર વિલાસુભાઇ, મહાકુલ-મહામ અંબારામ ને બીજા પણ હશે."

"પાછા કયારે આવશે ?"

"સાત-આઠ દિવસ તો ખરાજ ને. બધા મોટા મોટા ભેળા થાય તે ગાનતાન, નાચરંગ મેમાની મિજબાની બધું થાશે કરશે-સાત આઠ દિવસ તો જોઇયે જ."

"બધા એકલા છે કે કુટુંબ સાથે ગયા છે."

"જુઓને જાણે અમીનનાં સરલા વહુ છે ને એની ત્રણ દિકરીઓ ને સારાભાઈનાં મહાશ્વેતા અને મનોરમા. મહાશ્વેતા તો હવે મોટી થઇ ગઇ હશે આંહિ છએક વરસની વાત ઉપર બધાં આવ્યાં હતાં-ભાનુભાઇએ સતચંડી કરાવી હતી ત્યારે."

"મહાશ્વેતા કેવાં—રૂપાળાં હશે ?"

"બહુજ—રૂપની તે કાંઇ વાત નહિ–રૂપરૂપ ના અવતાર."

"સહુ તેનાં વખાણ બહુ કરતા હશે?"

"કરેસ્તો. ને આજના જમાનાની છોકરી ભણેલ ગણેલ હોંશિયાર–શું હાર્મોનિયમ સાથે ગાતી'તી ને? ભાનુભાઇ શીખવે ને તે ગાય."

"ભાનુભાઇ–? દેશાઈજી ગાય છે?"

"ત્યારે! મારો ભાનુ ગાયછ એવું તો ગવૈયા પણ ગાતા નથી."

"અને મહાશ્વેતાનુ સગપણ ક્યાં કર્યું છે?"

"સગપણ તો હજી એકે બહેનનું થયું નથી."

"ત્યારે ભાનુભાઇ માટે તમે માગાં કેમ કરતાં નથી?"

"કરિયે, પણ અંતર બહુને. ભાનુ ૩૪–૩૫ ઉપર ગયોછ ને મહાશ્વેતા બહુ તો સોળની."

"એમાં શું?"

"ના, કંઇ નહિ. એ તો વિધાતાની વાત છે પણ ભાનુભાઇને હવે ન ઠીક પડે—પણ તમે કાફી પીતાં કેમ નથી."

"ના, સહેજ; વાતોમાં રહી ગઇ." હું પાછી એજ વાત ઉખેળવા જતી હતી ત્યાં અંજની અંદર આવી; એટલે વાત બદલી નાંખી.

પાછી એકલી પડી ત્યારે મને મળેલા સમાચાર તપાસ્યા; મારા અંતઃકરણમાં નીરખ્યું; વિચારો અને લાગણીઓને કસોટીએ ચ્હડાવી; અને કલ્પનાના અમર્યાદ નિષ્પંથ રાનમાં સ્વચ્છંદ વિહરતા વિચારાવેશોને ડહાપણની મર્યાદામાં લાવી પૂર્યા.

. મારા પોતાની પાસે મારો કેસ ચાલ્યો. કાલ રાતથી મનમાં રાખેલી આશા, ઇચ્છા, આવેશો વિષે, એકાદ પખવાડિઆથી મારા મનની જે સ્થિતિ મેં થવા દીધી હતી તે વિષે મારી સ્મરણશક્તિ એ સાક્ષી પૂરી, મેં સત્ય છાંડી કલ્પનાસ્વપ્ન કેટલી ઝડપથી ગ્રહણ કરવા માંડયું હતું તે વિષે બુદ્ધિએ ટુંકીટચ ને ચોખીચટ વાત કહ્યા પછી—નીચેનો ઠરાવ અપાયો.

"જીવનશાલિની કરતાં વધારે મૂર્ખ મનુષ્ય જન્મ્યું નથી; મધુર જૂઠાં જૂઠાં વચનો ઉપર વિશ્વાસ રાખી અમૃત હોય તેમ વિષના ઘુંટડા ભરવા બીજા વધારે વિચિત્ર મૂર્ખે આ દુનીઆમાં પગલાં દીધાં નથી."

"તું"—મેં કહ્યું. "તું દેશાઇજીને રૂચિકર? તારામાં તેને આનંદ આપવાની શક્તિ? તારી તેને કોઇ રીતે પણ દરકાર? હટ! તારી મૂર્ખતાથી મને મોળ આવે છે. સાધારણ-વ્યવહારકુશળ માણસ સદ્‌ગૃહસ્થ પોતાના નોકર અને નવતર તરફ બતાવે તેવી મહેરબાનીને તેં પસંદગીના ચિન્હ તરીકે ગણી! તને એટલી હિંમત કયાંથી આવી? મૂર્ખ બિચારી, તારા પોતાના સ્વાર્થનું પણ તને ભાન નથી? આજ સવારે કાલ રાતનું નાટક તેં પાછું ભજવ્યું કેમ? જા જા મ્હોં છૂપાવ-શરમા. એણે તારી આંખના વખાણ કર્યાં, ખરૂં કે? અંધે! જા, જા અરીસામાં જો—

"સાંભળ, જીવનશાલિની, તારી સજા. કાલે સ્હવારે આ અરીસો તારી સામો મૂકી ચાકવતી તારૂં ચિત્ર કાઢ-એક પણ ખામી ઓછી કાઢતી નહિ ને નીચે લખ. "નિરાધાર, ગરીબ બે-સુરત શિક્ષિકાનું ચિત્ર."

" પછી સાદો હાથીદાંત લે, તારી રંગની પ્યાલી અને પીંછી લે, તાજામાં તાજા, સુંદરમાં સુંદર સ્વચ્છમાં સ્વચ્છ રંગ લેજે. આછામાં આછી પીંછી લેજે, સુંદરમાં સુંદર મુખમુદ્રા આલેખ; આછી છાંય આપજે, મધુરા વર્ણ પૂરજે, નાગણ કાળા વાળ કરજે; હરિણીલોલ આંખ ભરજે. કમળનાળશા કર, હીરાની વીંટી, રત્નમય કંકણ, આછું ગુલાબી ઓઢણું, સોનેરી ઝીણો લેસ—કશું ભૂલીશ માં–ને નીચે લખજે " મહાશ્વેતા–મોટા ઘરની એક કુમારિકા."

" પછી જ્યારે જ્યારે દેશાઇજી તને ચ્હાય છે. એવી કલ્પના મનમાં ઉઠે ત્યારે એ બે ચિત્ર પાસે પાસે મૂકી કહેજે " દેશાઇજી ધારે તો આ કુમારિકાનું પાણિગ્રહણ કરી શકે તેમ છે."

" હું એમજ કરીશ " આ નિશ્ચયપર આવી. હું શાંત થઇ ને ઉંઘી ગઇ.

મેં મારી પ્રતિજ્ઞા પાળી; કાલ્પનિક મહાશ્વેતાનું ચિત્ર કાઢયું. મને નવરાશના વખતમાં કામ મળ્યું; મારા આવેશો શાંત થયા, એનાથીજ હું હવે પછી બનવાના બનાવોમાં દૃઢ અને સ્થિર રહી શકી.

---

# પ્રકરણ ૧૭ મું.



## અતિથિઓ.

એક અઠવાડિયું થયું પણ દેશાઇજીનો કાગળ આવ્યો નહિ; દસ દિવસ થયા પણ એ પોતે આવ્યા નહિ. રેવતીફોઈ કહેવા લાગ્યાં કે ગૌવાડીથી પરભાર્યા મુંબઇ જવાના અને વાંસવાડી વરસ દી સુધી પાછા ફરવાનાજ નહિ. આ પ્રમાણે એકાએક ઘણીવાર ચાલ્યા ગયાના દાખલાઓ પણ હતા. આ સાંભળી મને હૈયામાં વિચિત્ર જાતની કંપારી અને દુઃખાવો થતાં હતાં. નિરાશાની શરીર ગાળી નાંખે તેવી લાગણી ધીમે ધીમે મારા ઉપર રાજ્ય કરવા ચ્હડતી આવતી હતી; પરંતુ કાળજું ઠેકાણે રાખી મારા સિદ્ધાંતો સંભારી મેં એકદમ વિચાર અને ઇન્દ્રિયો વશ કરી નાંખ્યાં અને તુરતજ તે ક્ષણભરની ભૂલથી હું દૂર થઇ ગઇ. દેશાઇજીના જવા ન જવા સાથે મારે કોઇ જાતનો સંબંધ નજ હોઇ શકે તે ભાન મને આવ્યું તે જોઈ હું પડે તાજ્જુબી પામી. હું તેનાથી હલકી છું એ રીતે મારા મનને નીચી કોટિમાં આણ્યું એમ તો થયું નહિ. ઉલટું મેં કહ્યું.

" અંજનીને શીખવવા માટે પગાર લેવા કરતાં વાંસવાડીના માલિક સાથે ત્હારે કંઇ પણ કામ નથી. તું સારૂં કામ કરે છે તેના બદલામાં તેણે તારી તરફ વર્તવું જોઇએ તે પ્રમાણે સારી રીતે તે વર્તે છે માટે તેનો ઉપકાર માન. તે સિવાય તારી અને તેની વચ્ચે બીજી કોઇ ગાંઠ બંધાઇ શકે તેમ નથી. એટલા માટે

તેને તારા આનંદનો, દુઃખનો, દિલાસાનો વિષય તારે બનાવવાજ નહિ, તે મોટા માણસ છે, તું ગરીબ છે, તેની આશ્રિત છે. તારા હૃદયની ચાહના તેને કંઈ કિંમત વિનાની છે તો એ હૃદયની ઉત્તમમાં ઉત્તમ લાગણી તેના તરફ વાપરી નાંખવી નહિ."

મારૂં રોજનું કામકાજ હું શાંતિથી કર્યે જતી. છતાં મારે વાંસવાડી છોડી બીજે કયાંહિ જવું એવી અનિશ્ચિત સૂચના મારા મનમાં થયા કરતી; અને પરાણે પરાણે મન નવી નવી જાહેર ખબર ગોઠવતું, નવી જગ્યા કેવી મળશે, તે સંબંધમાં તર્કવિતર્ક કરતું. આ વિચારો અટકાવવા મેં યોગ્ય ધાર્યું નહિ. એ બીજમાંથી કોઈ વખત ફલ પ્રાપ્ત થવા સમય આવે.

દેશાઇજીને ગયે પખવાડિયુંક થયું હશે તેટલામાં રેવતીફોઇ ઉપર ટપાલમાં પત્ર આવ્યો.

"ભાનુભાઇનોજ છે" તેણે નજર કરી કહ્યું "ચાલો, એ આવવાના છે કે મુંબઈ જવાના છે તે હવે જણાશે.

તે કવર તોડે તેટલા વખતમાં હું ચ્હા પીવા માંડી અને મારો ચ્હેરો લાલચોળ થઇ ગયો તે અતિ ગરમ ચ્હાનો ઘુંટડો લેવાથી હશે એમ તેના સવાલના જવાબમાં મેં કહ્યું. મારો હાથ કંપતો હતો અને રકાબીમાં અરધા ઉપર ચ્હા ઢોળાઈ ગઇ પણ શું કરૂં?

"વારૂ—આપણે અહિં તદન એકલાં છીયે ને બહુ મેમાનમેમાન આવના નથી પણ આ વખતે ધમાલ ઠીક થવાની."

મેં બોલતાં પહેલાં અંજનીને મ્હા કાઢી આપી અને તે દરમ્યાનમાં સ્વસ્થ થયા પછી કહ્યું:—

"દેશાઇજી તુરતમાં તો આવવાના નથીને."

"તુરતમાંજ—પરમ દિ—આજ સોમવાર ને—એ બહુ તો ગુરૂવારે આવશે ને ગૌવાડીની બધી મંડળી પણ સાથે આવવાની."

ત્રણ દિવસ મારે બહુ આકરા નીકળ્યા. મેમાનોની આગતા સ્વાગતાની તૈયારી થવા માંડી. નવા નોકરો રખાયા, નવાં ફર્નિચરો કઢાયાં. અંજનીને તો જાણે ઘેર વિવાહ આવ્યા. અભ્યાસમાં જરાયે ધ્યાન દે નહિ અને અહિંથી તહિં ધુમાધુમ કરે, અંબા પાસે પોતાનાં ઓઢણે ઓઢણાં અને કપડે કપડાં કઢાવ્યાં; તડકે નંખાવ્યાં, પહેરાવી જોયાં. રસોઈ કરનારાં વિધવા ગોરાણીને મદદ કરવામાં હું તથા ફોઇબા રોકાયાં. અથાણાંમાં હાથ ફેરવાયા, પાપડ વણાયા, સેવ તૈયાર થઇ, કરકરવડીઓ મૂકાઇ.

હું પણ બધાં સાથે કામમાં ગૂંથાવાથી આનંદમગ્ન બની. કલ્પનાનાં સ્વપ્નજાળ ગૂંથવાનો તો વખતજ હતો નહિ, ફક્ત વખતે નજર ત્રીજા માળ ઉપર જતી ત્યારે મુખ વિવર્ણ થતું. માળને હમેશાં હમણાં તાળું રાખવામાં આવતું અને ફક્ત જમના અઘોરના આવી નોકરચાકર પાસે બેસે તેટલોજ વખત દ્વારને એકલી સાંકળ રહેતી. તે નિત્ય નિયમ પ્રમાણે કાળો ક્રમખો અને ભૌરું ગવન પહેરી નીચે આવતી, ટૂંકામાં નોકરચાકરોને શાક સુદ્ધ કેમ કરવું તેની સૂચના દેતી અને કલાકો બેસી ચાલી જતી, બાકીનો વખત એકાદ નીચી સીલિંગવાળા

ઘંભારિયામાં કેદીની માફક કાઢતી તે પોતાની મેળે હસતી હશે એ ખ્યાલ આવતાં હું કંપી ઉઠતી.

સહુથી વધારે નવાઇ તો એ હતી કે ઘરમાં કોઇને તેની આદતો ધ્યાનમાં આવતી નહિ. કોઇને તેનાથી તાજુબી લાગતી નહિ; ઘરમાં તેનું શું કામ હશે તેનો વિચાર સુદ્ધાં પણ આવતો નહિ. એક વખત જેઠાની વહુ અને ધોબણ તેના સંબંધમાં વાત કરતાં હતાં પણ તે મારાથી બરોબર સંભળાઈ નહિ.

" પણ તેને પગાર પણ સારો મળે છે ને ? " ધોબણે પૂછ્યું.

" હાસ્તો " જેઠાની વહુએ કહ્યું " મને એટલો મળતો હોય તો હું તો સોને જ મઢાઉં--મારો પગાર ઓછો છે એમ નહિં પણ જમના બાઈનો તો મારા કરતાં પાંચગણો છે, એને નોકરી ન કરવી હોય તો પણ ચાલે એટલું એણે રાખ્યુંસ પણ અટાણમાં સીદ છોડે ? "

" પણ એ કામ પણ સારૂં કરતી હશે ને ? " ધોબણે કહ્યું.

"તૈયે--એના વના બીજું કોણ એ કામ કરવાનું હતું " જેઠાની વહુએ કોઇ છૂપી વાત સમજાવતી હોય તેમ સાનમાં કહ્યું.

" ખરૂં બાઇ " ધોબણ બોલી, " કેશાઇજી--"

ધોબણ આગળ બોલવા જતી હતી પણ જેઠાની વહુ મારી બાજુ ફરી. તેણે મને જોઈ અને ધોબણને ઇશારો કર્યો.

" એને ખબર નથી ? " ધોબણે હળવેથી જેઠાની વેરીને કહ્યું.

તેણે ડોકું ધૂણાવ્યું ને વાત બંધ પડી. આટલાપરથી મને એટલી માહિતી મળી કે--વાંસવાડીમાં કંઇ રહસ્ય છે અને મને જાણી--બૂઝીને એ રહસ્ય જાણવા દેવામાં આવતું નથી.

ગુરૂવાર પહેલાં બધું તૈયાર થઇ ગયું. તમામ ફુર્નિચર ચકચકાટ હતું; નવા ગલિચા શેતરંજીઓ પથરાઇ ગઇ, અમુક દિવસે શું શું રાંધવું તે પણ નક્કી થઇ ગયું. સઘળું મંડળ ગુરૂવારે સાંજે છ વાગતાં આવવાનું હતું. ફોઇબા તેમનો બધાનો સત્કાર કરવાનાં હતાં. અંજની પણ કુદી રહી હતી, મારા તરફ એ લોકો કેવી રીતે વર્તશે તેની મને ચિન્તા થવા માંડી હતી. આપણે આપણા પોતાના ખંડમાંથી બહુજ ઓછું બહાર નીકળવાનો નિશ્ચય કર્યો હતો.

છ વાગે ફોઇબા તૈયાર થઇ ગયાં. જેઠાને દરવાજા પર ગાડીઓ આવતી દેખાય કે તુરત ખબર લાવવા મોકલ્યો.

"જીવન, આજે જમવાનું મોડું થવાનું. છ ને બદલે સાત થયા પણ હજી પત્તો નથી." ફોઇબાયે કહ્યું.

"પેલો જેઠો આવે—ગાડીઓ આવતી દેખાઇ હશે." મેં કહ્યું.

જેઠો આવ્યો અને દસેક મિનિટમાં સઘળાં આવી પહોંચશે એવી ખબર લાવ્યો.

દસને બદલે વિસેક મિનિટ થઇ. પછી ઘોડા ઉપર બેસી ચાર પુરૂષો આવ્યા ને તેની પાછળ સ્રીમંડળથી ભરેલી બે ગાડીઓ આવી. પાછળ બે સ્રીઓ એક આધેડ અને નવયુવતી-

વાળો એક રેંકડો આવ્યો. તેને સુંદર કાળા બળદની જોડ જોડી હતી અને ભાનુપ્રસાદ દેશાઇજી પોતે હાંકતા હતા. તે નવયુવતી રેંકડો ઉભો રહ્યો કે એકદમ રબ્બરની પુતળી પેઠે બહાર સરી પડી અને તે સાથેજ ફોઇબાએ મારા કાનમાં કહ્યું "મહાશ્વેતા" અને પછી અતિથિઓનો શિષ્ટ રીતે સત્કાર કરવા આલ્યાં ગયાં.

બધાં ઉતર્યાં. પુરૂષ વર્ગને ફોઇબાએ "કેમ ભાઈ આવ્યાને છો સારા" કહી વધાવ્યો અને દેશાઈજી રેંકડામાંથી ઉતરે ત્યાં સુધી મીઠાશથી રોકી રાખ્યો. દેશાઇજી ઉતરતાંજ પુરૂષ વર્ગ તેની તરફ વળ્યો. સ્ત્રી મંડળ ધીમે ધીમે નાજુકાઇથી ગાડીમાંથી ઉતર્યું અને ફોઇબા પાસે વળ્યું. મહાશ્વેતા પણ તેની પાસે આવી "કેમ ફોઇબા, ઓળખો છો કે ભુલી ગયાં" કહી હસતી હસતી ઉભી રહી. બધાં અંદર આવ્યાં. મને તથા અંજનીને કોઇયે જોવાની દરકાર કરી નહિ એટલે હું તેને લઇને મારા ખંડમાં ચાલી ગઈ.

મુસાફરીની ધુળ તથા થાક ઉતરવાને માટે બધાંને નહાવાની ગોઠવણ રાખી હતી તેમાં કલાકેક ગયો. પુરૂષ વર્ગ ન્હાઇને જમવા બેઠો તે વખતે સ્ત્રી મંડળ પણ ત્યાં ભરાયું. અંજની પણ દોડતી દોડતી ત્યાંગઇ પણ વાતોના રસમાં તેને કોઇએ બોલાવી નહી એટલે રેવતી ફોઇની સોડમાં ભરાઇ બેઠી, અને વ્હીલી પડી. થોડીવાર પછી મારી પાસે આવી ફરિયાદ કરવા લાગી.

તેને છાની રાખવા અને દિલાસો આપવા કંઈ ખાવાનું લાવવા હું નીચે રસોડામાં કોઇની નજરે ન પડું તેમ ગઇ. ભોજન શાળાના બારમાંથી જતાં દેશાઇજીનો સ્વર સંભળાયો.

"પણ–ફોઇબા, જીવનશાલિની કેમ દેખાતાં નથી? ક્યાં છે ?"

"ઉપર હશે. શરમાળ બહુ છે તો." તેને જવાબ મળ્યો.

"જીવનશાલિની કોણ?" મધુર પણ આધેડ સ્ત્રી કંઠમાંથી પ્રશ્ન નીકળ્યો.

"અમારે અંજનીનાં શિક્ષિકા છે. આપણીજ જ્ઞાતિનાં છે ને બુદ્ધિશાળી ને બહુ વિવેકી છે" "દેશાઇજીએ જવાબ આપ્યો. "ફોઇબા, કોઈ જોડે કહેવરાવો ને કે અહિં આવો, ત્યાં એકલાં કેમ બેસી રહ્યાં છો?"

હું આ સાંભળી વિજળીને વેગે મારા ખંડ તરફ ગઇ. તુરત જ ફોઇબા પોતે ત્યાં આવ્યાં "જીવન, ભાનુભાઇ કહે છે કે એકલાં કેમ બેઠાં છો. આવો, ઓળખાણ કરો, ઓળખાણ તો ખાણ છે. શરમાઇએ નહિ."

હું ઉઠી; અંજનીને સાથે લીધી અને ભોજનશાળાની જે બાજુપર સ્ત્રી મંડળ બેઠું હતું તે તરફ ગઇ. મારી સામે અતિથિ જનોએ એક ક્ષણ એક ટશે નજર કરી, પછી પોતાની વાતોમાં પડયાં.

ફોઇબા પાસે હું બેઠી. તેની પાસે એક સુંદર અને તંદુરસ્ત બાઇ બેઠાં હતાં તેને તેણે કહ્યું.

"જુવો, સરલા વહુ, આ અમારાં જીવન."

"એમ કે, આવો બા, સારાં છો ?" અમીનનાં વહુ (આગળ વાત થઇ ગઇ હતી તે પરથી હું ઓળખી શકી) બોલ્યાં.

"હા" મેં ટૂંકો જવાબ આપ્યો.

પુરૂષોનું જમવાનું કામ ચાલ્યું; સ્ત્રી મંડળનું વાતોનું કામ ચાલ્યું. મેં અતિથિઓની નિરીક્ષાનું કામ ચાલતું કર્યું. કોઇએ પોતાનાં આભૂષણો ઉતાર્યાં નહોતાં; ફક્ત મુસાફરીનાં ઝીણાં રંગબેરંગી કપડાંને બદલે ભોજન માટે રેશમી સાડીઓ પહેરી હતી તેમાં પણ રંગનું વૈવિધ્ય તો હતુંજ. સૌંદર્ય, ગૌરવ વર્ણ-વૈચિત્ર્યથી આ સ્ત્રીમંડળ ઉત્તમ ફૂલવાડી જેવું લાગતું હતું.

સરલા વહુ પાસે તેની બે પુત્રીઓ હતી. મોટીનું નામ રતિદા હતું. તે ઠીંગણી, પાતળી, નિર્દોષ, બાલિશ દેખાતી હતી. તેણે વાદળી કોરવાળી ધોળી રેશમી સાડી પહેરી હતી. નાની લલિતા ઊંચી, અને પ્રમાણસર હતી, મુખમુદ્રા ઘણીજ આકર્ષક હતી. બન્ને શ્વેત કમળ સમાન સુંદરીઓ હતી.

વિલસુભાઇ મજમૂદારનાં વહુ રવિકુમારી લગભગ ૪૦ વર્ષનાં હતાં. શરીરના અવયવો મોટા પ્રમાણના હતા ને સ્થૂળતા પણ ઠીક હતી. તે અક્કડ બેઠાં હતાં અને ચહેરાપર રૂવાબ અને મગરૂરી વ્યાપી રહ્યાં હતાં. શ્વેત હીરાનો કંઠો તેની સાડીની રતાશ વધારતો હતો.

અંબારામ--મદારૂલ મહામ-નાં પત્ની પ્રમુદા એટલાં પ્રતાપી નહોતાં, પણ તેનામાં લાવણ્ય, ગૌરવ, મીઠાશ, વિવેક

સ્પષ્ટ દેખાઈ આવતાં. શરીર પાતળું હતું, ચ્હેરો સહેજ ફીકકો હતો, અંબોડો મોટો હતો. તેણે મોતીની કોરવાળી કાળી સાડી પહેરી હતી અને ઘરેણાં પણ આછાં એકસરનાંજ હતાં. રવિકુમારીના દમામ કરતાં પ્રમુદાની શાંતિ મને વધારે આકર્ષક લાગી.

પણ વાતચીતમાં સહુથી અગ્રભાગ લેનારાં અને દમામદાર તો ત્રણ જણ હતાં. રાજ્યરત્ન સારાભાઇનાં વહુ સુમનમાલા અને તેની બે પુત્રીઓ મહાશ્વેતા અને મનોરમા એ ત્રણે બહુજ લાંબાં હતાં. સુમનમાલા લગભગ ૪૦ કે ૫૦ વર્ષનાં હશે; પરંતુ શરીર ભરાઉ હતું, આકૃતિ ઘાટિલી હતી, વાળ હજીપણ કાળા હતા. તેનો પ્રતાપ કંઇ ઓરજ હતો; તેની મુખમુદ્રાપર અને હીલચાલમાં કઈ અપાર, અસહ્ય મગરૂરી દેખાઈ આવતી હતી; તેની આંખ ચમકતી અને કરાલ હતી—લગભગ માનિની મામીને મળતી આવતી હતી. તેણે સોનેરી હીરાવાળી જાંખલી સાડી પહેરી હતી.

મહાશ્વેતા અને મનોરમા બન્ને ઉંચાં અને સીધાં સોટા જેવાં હતાં. મનોરમા વધારે પડતી પાતળી હતી પણ મહાશ્વેતા રૂપમાં તો મહાશ્વેતાજ હતી. ફોઇબાએ આપેલું વર્ણન યથાસ્થિત હતું; મારૂં ચિત્ર પણ બરોબર તેને મળતું આવતું થયું હતું; હું વિચાર કરવા લાગી કે દેશાઈજી સાથે તેનો સંબંધ થાય તો તે બન્નેનો સંસાર કેવો નીવડે.

તેનામાં ખરેખરૂ લાવણ્ય તો હતુંજ. ઇંદ્રની અપ્સરા પણ એવી સુંદર ન હોય. પણ તેની માની માફક તેના ચહેરા પર પણ

ગર્વ વ્યાપી રહ્યો હતો; તેના હાસ્યમાં પણ કટાક્ષ રહ્યું હતું. પ્રમુદાને બનાવવાનો તે પ્રયત્ન કરતી હતી. તેનામાં બુદ્ધિ દેખાતી હતી, શરીર ચપળ હતું, આનંદ અને ઉત્સાહ પણ હતાં.

દેશાઈજી તેને માટે પ્રયાસ કરે કે નહિ એ પ્રશ્ન મારા મનમાં સહજ ઉદ્ભવ્યો. જવાબ શી રીતે આપી શકાય. પ્રતાપી ચંચલ સ્ત્રી જોઈતી હોય તો તેનાથી બીજી સરસ સ્ત્રી તેને મળે તેમ હતું નહિ. હુશિયાર હતી; ભણેલી હતી.

આ નિરીક્ષા દરમ્યાન અંજની બધાંને મળી આવી હતી. મહાશ્વેતાએ "આવી ચીંથરા જેવી કેમ છે" કરી ટકોર કરી હતી. પ્રમુદાએ તથા સરલાએ તેને ખોળામાં બેસારી હતી અને ભાંગ્યા તૂટા ગુજરાતી-હિંદીમાં તે વાતો કર્યે જતી હતી.

દેશાઈજીએ વિલસુભાઈ અને અંબારામ પછી પાટલો નંખાવ્યો હતો અને દીવાનું તેજ તેના મુખ ઉપર બરોબર પડતું હતું. એ સુંદર અને ગૌરવર્ણ મરદોમાં શ્યામવર્ણ પણ વધારે મરદાનીવાળા જણાતા હતા; સુમનમાલાની નજર એના ઉપરથી મહાશ્વેતા ઉપર અને મહાશ્વેતાપરથી એના ઉપર વખતોવખત ફર્યા કરતી હતી. રતિદાનો સંબંધ તેના પુત્ર સાથે થઈ ચૂકયો હતો; લલિતાનો વાગ્સંબંધ વિલસુભાઈને ત્યાં થવાની તૈયારી હતી.

પુરૂષો જમી ઉઠયા પછી સ્ત્રી મંડળને માટે તૈયારી થઇ. સુમનમાલાએ વિવેક કરી રેવતી ફોઇને પહેલાં બેસાડયાં અને તેની પાસે પોતે બેઠાં. હું સામેના ખૂણાપર બેઠી. મારાથી એકાદ-વાર છેટે અંજનીની રૂપે મઢેલ પાટલી નાંખવામાં આવી.

સુમનમાલાએ પીરસાતું હતું તે તક રેવતી ફોઇ સાથે વાત કરવા માટે સાધી. હું જાણે જાણતીજ નથી તેવી રીતે શાણી બગલી જેવી થઈ બેઠી.

"જુઓ, રેવતી બેન, હવે મહાશ્વેતા મોટી થઈ; પુરૂષોને તો કંઇ નહિ પણ મારે ચિન્તા કર્યા વિના છૂટકો છે?"

"હાસ્તો, આપણે નાતજાતમાં રહેવું હજાર માણસ આંગળી ચીંધે પણ જૂઓ, સારો વર મળે એટલે દેજો."

"તપાસ તો ઘણીએ કરીએ છ. મહાશ્વેતાને પોતાનેજ કોઇ નજરમાં આવતો નથી ને! અમને તો કોઈએ પૂછયું પણ નહોતું; પણ આજનો જમાનો. વરકન્યા એક બીજાની પરીક્ષા કરે ને પૂછીને પરણે. મારે તો હવે ગળે આવ્યું'ચ."

"સહુ થઈ રહેશે; સુમન બા, તમારા જેવું ઘર ને મહાશ્વેતા જેવી કન્યા—પછી કંઇ--અટકયું રહેવાનું છે."

"નારે—હું તો વાત કરૂં છું. જુવોને અત્યારેજ આ વાંસવાડીમાં પણ હવે તમે છો એટલે અમારાથી અવાયું—દેશાઇજી પણ કંઈ જીંદગીભર કુંવારા રહેવાના છે. તમે વચન નાંખો એટલી વાર. એને કાંઈ કન્યાના તોટા છે."

આ પ્રમાણે વાત ચાલી. મેં જોઇ લીધું કે સુમનમાલાનો વિચાર નક્કી મહાશ્વેતાને આંહિ ગોઠવવાનો છે અને તેટલાજ માટે આ બધી રમત રમવામાં આવી છે. જમી રહ્યા પછી હું થોડી વાર ત્યાં બેસી જેમ બને તેમ તુરત મારા ખંડમાં ચાલી ગઇ, અને સહેજ સાજ વાંચી ઉંઘમાં પડી. રાત્રીના સ્વપ્નમાં દેશાઇજી, મહાશ્વેતા, કંઇ અનેરા ભાગ ભજવતાં હતાં.

---

# પ્રકરણ ૧૮ મું.

## જોશી.

વાંસવાડીમાં સર્વત્ર આનંદ અને કલ્લોલ પ્રસરી રહ્યાં; ઘરનાંને કામ પણ ઓછું પડતું નહિ. શાંતિ, એકરાગીપણું એ બધું ચાલ્યું ગયું, ઉદાસી જતી રહી, અંધકાર ખૂણે ભેરાઇ ગયો; દરેક સ્થળે જીવન વ્યાપી રહ્યું, આખો દિવસ હરવા ફરવામાંજ જવા લાગ્યો. ત્રીજા માળના સ્વેશમાં શાંત એકલાં ફરવાનું હવે બને તેમ નહોતું. નોકરના ખંડમાં, રસોડામાં બધે કોલાહલ જ મચ્યો રહેતો. ઘરમાં ન હોઇએ ત્યારે બગીચામાં કલબલાટ મચાવી રહેતાં. આ પ્રમાણે દિવસ કયાં જતા તે ખબરજ પડતી નહિ.

પહેલી રાત સુમનમાલાએ મહાશ્વેતા સંબંધમાં જે વાત કાઢી હતી તે ધીમે ધીમે ફલ પામતી હતી. રેવતી ફોઇએ દેશાઇજીને ધીમે રહી વાત કરી હતી; કરતાં પહેલાં મને પૂછી જોયું હતું. દેશાઇજીએ પ્રતિકૂળતા બતાવી નહોતી. મંડળ આંહિથી ઉપડી ઘેર પહોંચે કે તુરતજ રીતસર માગું કરી શિષ્ટાચાર કરવો એવી ગોઠવણ થઇ ચૂકી હતી. સુમનમાલાનો હરખ માતો ન હતો અને પુત્રીને પોતાના હરખમાં ભાગ આપ્યો હતો. મહાશ્વેતાના મુખ ઉપર પણ દેશાઇજીને જોતાં જ મૃદુ સ્મિત છવાઈ રહેતું હતું. લજ્જા, લાવણ્ય અને કૌશલ્ય બધાં એક સાથે તેના ચહેરા ઉપર યુદ્ધ મચાવી રહેતાં હતાં.

વાંચનાર, મેં આપની પાસે કબુલ કર્યું છે કે દેશાઇજીને હું ચાહતાં શીખી હતી. મારી તરફ તે હવે બેદરકાર થયા હતા તેટલા માટે મારાથી તેને ચાહતાં બંધ થઈ શકાયું નહિ. તે મારા તરફ ન જોતા—તે બીજી મગરૂર પ્રતાપી સ્ત્રીની શૃંખલામાં ફસાવાના હતા, તેને પરણવાના હતા તેટલાજ કારણથી મારી પ્રીતિ કમી થઇ જઇ શકે નહિ. હા! એને લીધે નિરાશા થાય ખરી, મારી સ્થિતિની સ્ત્રીશ્રી બની શકે તો મહાશ્વેતા માટે ઈર્ષ્યા ઉત્પન્ન થાય તે પણ બની શકે ખરૂં. મારામાં ઇર્ષ્યા તો ઉત્પન્ન થઈ નહોતી છતાં એક એવી જાતનું દુઃખ થતું હતું કે જે શબ્દથી વર્ણવી શકાય તેવું નથી. મહાશ્વેતામાં ઇર્ષ્યા કરવા જેવું કઇજ નહોતું. એથી તો મારેજ નીચાજોવું હતું. તેનામાં દંભ હતો; તે સુંદર શરીરા હતી, કલાબાજ હતી, વિદ્યાસંપન્ન કલાસંપન્ન હતી, પણ મન બુદ્ધિમત્, તીવ્ર નહોતું, હૃદય વૃત્તિહીન, આવેશહીન હતું, ઉશર હતું. ભલમનસાઇનો છાંટો ન હતો, કલ્પનાનો અભાવ હતો; પુસ્તકો ખૂબ વાંચવામાં આવ્યાં હતાં પણ અભિપ્રાયો બંધાયા નહોતા. શૃંગાર શાસ્ત્રમાં વર્ણવેલા ભાવોથી પરિચિત હતી; પણ હૃદયસંગમ અને [illegible] વૃત્તિથી તદ્દન અજાણી હતી; કોમળતા અને સત્ય સ્વીકાર્યાં નહોતાં. મારા સિવાય બીજી આંખો પણ તેને તપાસ્યાં કરતી. દેશાઇ[illegible] પોતે તેની વૃત્તિ, વર્તન, વચન નીરખવાની એક તક પણ [illegible] દેતા નહિ; તેની સહજ તીવ્રતાથી મહાશ્વેતાની એક [illegible] એકદમ ગ્રહી લેતા અને તેનામાં પ્રીતિનો અભાવ એટલો ઓછો દેખાતો કે મારૂં અતત પીડા કરતું હદ તેને લીધેજ ઉત્પન્ન થયું હતું.

એ સંબંધ બાંધવામાં કુલાભિમાન અને કુલ સ્થિતિ એ બેજ કારણો મજબૂત હતાં; કન્યાનાં કુલ અને સંબંધસ્થિતિ બંધ બેસતાં આવતાં હતાં. એ લગ્નમાં પ્રીતિને સ્થાન આપવામાં આવ્યું નહોતું, મહાશ્વેતા દેશાઇજીને પ્રીતિકર થઇ શકે તેવી નહોતી. આ મારા જ્વરનું કારણ અને પોષણ હતું. મહાશ્વેતાથી દેશાઇજી મોહ પામે તેમ નહોતું.

હું દેશાઇજીના પૈસા માટે અને કુલ માટે લગ્ન કરવાના વિચાર સંબંધમાં કંઈ બોલતી નથી. મેં એમ ધાર્યું હતું કે તે સ્ત્રીની પસંદગીમાં એવા લૌકિક વિચારોથી દોરવાશે નહિ, પણ તેની સાંસારિક સ્થિતિ, તેની દોલત, તેની કેળવણી વિગેરે વિષે જેમજેમ વધારે વિચાર કરવા લાગી તેમ તેમ એ કોઇ રીતે દોષપાત્ર હોય એમ મને લાગ્યું નહિ. હજી બધે સ્થળે એજ પ્રમાણે લગ્ન થતાં હતાં. સુરતમાં વરકન્યા તદ્દન છૂટાં થઇ એક બીજાને પસંદ કરી શકતાં નહિ તે પણ મારી ખ્યાલમાં હતું. એ જાતની સ્થિતિ પ્રાપ્ત કરતાં આપણે કેટલો વખત લાગશે તે પણ મારા ધ્યાન બહાર નહોતું. એ સામાજિક નિયમોને અનુસરી દેશાઇજીનાં અને મહાશ્વેતાનાં લગ્ન થાય તેમાં ખોટું શું હતું?

હું આ વિચારોમાં મશગુલ રહેતી હતી તે વખતમાં અતિથિમંડળ આનંદમગ્ન રહેતું હતું. પણ એ બધાના આનંદનો આધાર દેશાઇજીજ હતા. તેના વિના સ્મિત અને હાસ્ય ઉદ્ભવતાં નહિ, વાતો લંબાતી નહિ અને યુવાન મંડળમાં મતભેદ અને રિસામણાં પણ થતાં. એક દિવસે દેશાઇજીને વીસાપુર કામ માટે

જવું પડયું. મનોરમા અને લલિતાને કંઇ સહેજ કજીયો થયો તેથી બહાર ફરવા જવાનું માંડી વળાયું. પુરૂષવર્ગમાંથી વયોવૃદ્ધ બહાર તબેલામાં અને બગીચામાં ફરવા ગયા, યુવાનમંડળ યુવતીઓ સાથે મળી બ્રિઝીક ખેલવા બેઠું; સુમનમાલા, સરલા, વિગેરે ભેળાં મળી સાંસારિક વાતો અને અનેક બીજાં કુટુંબોની નિન્દા કરવા લાગ્યાં. થોડીવાર પછી બ્રિઝીકમાં મહાશ્વેતાએ ભૂલ કરી; મંડળે હાંસી કરી અને તે પાનાં ફેંકી ઉઠી ગઇ. બ્રિઝીક મંડળ વિખરાયું. મહાશ્વેતા એક નવલકથા લઈ વાંચવા માંડી મનોરમા હારમોન્યમ પર હાથ અડેલી બેઠી. તેનો ભાઈ મહાશ્વેતાને વધારે ચ્હીડવવાના ઇરાદાથી તેની પાસે જઈ ઉભો અને ઘોંઘાટ કરવા લાગ્યો. એટલામાં અંજની બારી પર ચ્હડી બેઠી તે બોલી ઉઠી.

"ઓહો ભાનુચાચા આવ્યા ભાનુચાચા–" મહાશ્વેતા એકદમ ઉડી બેઠી થઇ, અને બારીએ જોવા ગઈ. એક ભાડુતી ગાડી રસ્તાપરથી આવતી દેખાઈ.

"દેશાઇજી મશરૂર પર ગયા છે ને ગાડીમાં કેમ આવતા હશે?"

તે વાંકી વળી વધારે પાસેથી જોવા ગઇ. ગાડી અટકી અને તેમાંથી દેશાઇજી તો નહિ પણ એક ઉંચો સુંદર દેખાતો પાતળો પુરૂષ ઉતર્યો.

"જુઠી" મહાશ્વેતાએ અંજનીને સજ્જડ તમાચો લગાવ્યો "તને ખોટી ખબર આપવા બારી પર કોણે ચ્હડાવી'તી?"

તે આગન્તુક અંદર આવ્યો; અને સુમનમાલા અને સરલા બન્નેએ તેને આવકાર આપ્યો.

"ભાનુપ્રસાદ નથી તેવે વખતે હું આવ્યો છું એમ લાગે છે. પણ હું તેનો જૂનો અને અંગત મિત્ર છું અને બહુ લાંબેથી આવું છું એટલે તેની ગેરહાજરીમાં પણ આપની સ્વાગતા સ્વીકાર્યા વિના મારે છૂટકો નથી."

"નારે તેમાં શું?" રેવતી ફોઇને મનોરમા બોલાવી લાવેલી તે આવી બોલ્યાં "ભાનુભાઈ હમણાં આવશે અને નહિ આવે તો પણ ઘર ક્યાંહિ જવાનું છે."

"બહુ ઉપકાર થયો, માજી." તે બેઠો. તેની રીતભાત સભ્ય હતી. તેના બોલવાની રીત કાઠિયાવાડને મળતી આવતી હતી; તેનું વય દેશાઇજીના જેટલુંજ હતું, તેનો ચહેરો ઘણોજ ફીકકો હતો; બાકી બહુ દેખાવડો હતો. વધારે નિરિક્ષણ કરતાં તેના ચહેરામાં કંઈ સામા માણસને નારાજ કરે એવું હતું-અથવા આનંદ ન આપે એવું હતું. અવયવો પ્રમાણસર હતા પણ ઢીલા હતા; તેનાં ચક્ષુ વિશાળ અને સારાં મજેદાર હતાં પણ તેમાં ચેતન ન હતું, દઢતા નહોતી.

જેમ જેમ હું તેના તરફ વધારે જોતી ગઈ તેમ તેમ મને તેની મુખમુદ્રા ઉપર વધારે કંટાળો આવતો ગયો. અસ્થિરતા, અચેતન તેના ઉપર છપાયેલાં લાગ્યાં; તેની આંખો લોલવિલોલ હતી પણ તેના ચાંચલ્યમાં અર્થ સમાવેશ નહોતો. આવો સુંદર અને સભાપ્રિય પુરૂષ પણ મને તો તેના ઉપર બહુજ કંટાળો

આવ્યો. તેના ગોળ લીસી ચામડીવાળા ચહેરામાં કોઈ જાતની શકિત નહોતી, તેના ચંચુ આકારના નાક પર દૃઢતા નહોતી તેનું મ્હોં અને ઓષ્ઠ સુંદર છતાં ઢીલાં અને ઉઘાડાંજ રહેતાં; તેના નીચા ચપટા કપાળ ઉપર તર્ક શકિત નહોતી, તે અર્થહીણી ભૂરી આંખમાં પ્રતાપ નહોતો,—આ દેશાઇજીનો મિત્ર! કુદરત કેવા સંબંધ બંધાવે છે!

આધેડ પુરૂષ વર્ગ પણ એટલામાં આવી પહોંચ્યો; અને આગન્તુક તથા તેનો અરસ્પરસ પરિચય થયો. નવા આવનારનું નામ રૂપશંકર વીન્તાણી હતું અને તે ઉના દેલવાડાનો રહીશ હતો. ભાનુપ્રસાદ ત્યાં કયાં જઈ ચ્હડયા તે વિચારમાં હું પડી એટલામાં સપરાશી અંદર આવી અમીનના કાનમાં કંઇ કહી ગયો.

અમીને કહ્યું "વીસાપુરના જોશી આવ્યા છે. કોઇની ઇચ્છા છે પ્રશ્ન બતાવવાની કે રમલ નંખાવવાની?"

યુવાન મંડળ એકદમ ભેગું થઇ ગયું. "હા, હા, અમારે બતાવવું છે. બોલાવો."

સુમનમાલાએ કહ્યું "હા, હા. બોલાવો. મારે આ મહાશ્વેતાના ગ્રહ બતાવવા છે."

સરલાએ કહ્યું "નકામી એ પીડામાં કયાં પડો છો? જવા દો."

યુવાન મંડળ એકદમ કળકળી ઉઠયું.

" નહિ, નહિ, જોવા દો; અહિં આપણુને બીજી મજા શી પડવાની છે ? "

" વારૂ ત્યારે " અંબારામે કહ્યું. " મોહન, બોલાવ અહિં."

મોહન ગયો, અને પાછો આવ્યો. " એ કહે છે કે મારૂં ઘરડું હાડ તેથી હું ઉપર નથી આવી શકતો. આંહિ ફોઈબાના ખંડમાં બેઠો છું; જેને આવવું હોય તે આવો. "

કોણે જવું તેની ચર્ચા ચાલી. છેવટ સુમનમાલા અને મહાશ્વેતા ઉઠયાં. તે ગયા પછી લગભગ પંદરેક મિનિટ ત્યાં રોકાયાં. પાછાં ફર્યાં ત્યારે સુમનમાલાનો અને મહાશ્વેતાનો બન્નેનો ચ્હેરો ભારેખમ હતો અને કંઇ બોલ્યા ચાલ્યા વિના પોતાની જગ્યાપર આવી બેઠાં.

" જોશીએ શું કહ્યું ? અમને કહો, કાંઇ જાણે છે કે નહિ " પાછો કોલાહલ થવા લાગ્યો.

સુમનમાલાએ ભ્રમર ચ્હડાવી કહ્યું, "હવે જોશી તે જોશી જ તો. સાધારણ બે વાત આમ કહી ને બે તેમ કહી એમાં કંઇ સાર હોવાનો હતો કે ? "

મોહન આવ્યો. " જોશીબુઆ કહે છે હવે કોઇ આવો છો કે હું જઉં ? " સરલા, લલિતા, મનોરમા બધાં તૈયાર થયાં, પણ પહેલું કોણે જવું તે વિમાસણ હતી. થોડી મસલત પછી મોહનને પૂછવા મોકલ્યો કે ત્રણે જણથી સાથે અવાય કે નહિ. બે ત્રણ વાર આમતેમ આંટાફેરા થયા પછી મોહન ખબર લાવ્યો કે જઇ શકાય એટલે એ ત્રણે સાથે ગયાં.

દસેક મિનિટમાં બધાં એ હસતાં હસતાં પાછાં ફર્યાં.

"નહિ, સુમનકાકી, જોશી કાંઇ જાણે છે તો ખરા. થવાનું હોય તે તો કહે પણ મને તો શું શું થયું છે વિગેરે બધું એ કહ્યું"

"ને હું કયારે પડી ગઇ હતી ને દેશાઇજીએ મને બચાવેલી તે ૧૦ વરસની વાત પણ બરોબર કહી આપી.–"

મોહન આવ્યો; "જોશી કહે છે કે હજી એક જણનો હાથ જોવો રહ્યો છે તે જોયા વિના હું જવાનો નથી."

" અમે બધા રહ્યાજ છીયે તો" વિલાસુભાઇ બોલ્યા.

"નહિ, કન્યાઓમાંથી."

"હવે તો કોણ—કોઇ રહ્યું નથી. જુવાની બધાં આવી ગયાં. જા કહે કે હવે કોઇ નથી રહ્યું."

મોહન પાછો ગયો; પણ તુરતજ ફરી આવી મારી તરફ વળ્યો "બ્હેન, જોશી કહે છે કે તમે હાથ બતાવવા કેમ નથી આવતાં. તમારો હાથ જોયા વિના હું જવાનો નથી."

"હું આવું છું ચાલ" બધાં જરા આશ્ચર્યચકિત થયાં પણ તેની દરકાર કર્યા વિના હું આગળ થઇ.

---

# પ્રકરણ ૧૯ મું.

## રૂપશંકર.

રેવતીકૂંઇના ખંડમાં જોશી મહારાજ જાજમ ઉપર પલોંઠી મારી જામ્યા હતા. પાસે મોટી રૂદ્રાક્ષની માળા પડી હતી; પડખે ભીક્ષાથી ભરેલો ભીડો–ખડિયો પડયો હતો. માથે મોટું પાઘડું પ્હેર્યું હતું. આંખે ચસ્મા ચડાવી એક જન્માક્ષરનું ભીંડલું ઉખેળી ધ્યાનપૂર્વક જોશી મહારાજ વાંચતા હતા. હું અંદર જઇ તેની સમક્ષ ઉભી પણ મહારાજે ઉંચું જોયું નહિ. તે કાંઈ ગણુતરી પૂરી કરતા હોય એમ લાગ્યું.

થોડી વાર પછી ચોપડી બંધ થઇ અને મારી સામે જોવાયું. "આવ બ્હેન, તારૂં ભવિષ્ય ભખાવવું છે."

"મહારાજ, તમારે ભાખવું છે, મને તો શ્રદ્ધા નથી."

"આજની છોકરીઓ. તું આવી ત્યારેજ મેં જાણ્યું કે તને શ્રદ્ધા નથી."

"મહારાજ, કાન બહુ સરવા જણાય છે."

"હોયસ્તો, અમે સામુદ્રિકો; અમારે સરવા કાન, તીણી આંખ, ને ચપળ બુદ્ધિ એના વિના ચાલેજ નહિ."

"હાસ્તો, ધંધો ચાલવો જોઇયે ને?"

"તે વિના તારા જેવાંને શ્રદ્ધા કેમ બેસે? તું કંપતી કેમ નથી?"

"મને કંઇ ઠંડી લાગતી નથી."

"બ્હેન, તારો ચહેરો ફીકકો નથી થઇ જતો?

"હું કાંઇ માંદી નથી."

"તું જોશ કેમ જોવડાવતી નથી?"

"હું બેવકુફ નથી."

થોડીવાર જોશી મહારાજે મારા તરફ જોયા કર્યું.

"બ્હેન, તું ઠંડી છે, માંદી છે, ને બેવકુફ છે. તું ના કહે છે પણ તારા ગ્રહ બોલે છે."

"બતાવો."

"જો, તને કોઇની હુંફ નથી, તું એકલી છે, બાઇ, તારામાં અગ્નિ દેવનો અંગારો રહ્યો છે, અડકતાં ઉગી નીકળે પણ કોઇ અડકતું નથી. તું માંદી છે, બ્હેન તારા મનની મીઠામાં મીઠી વાત કોઇ સાંભળતું નથી; કોઇ સમજતું નથી. અને તું મૂર્ખ છે. તું એ વાત કોઇને કહેતી નથી. તારૂં દુઃખ કહેતાંની વારને ભાંગી જાય તેવું છે. આ ધનની રેખા—"

"મહારાજ, એ તો તમે બધાંને કહો છો. એમાં નવું શું. કહ્યું."

"એમ કે? પણ બધાંની બાબતમાં એ સાચું પડે છે કે?"

"મારા જેવી સ્થિતિમાં જે રહેતું હોય તેની બાબતમાં સાચું પડે."

"તારા જેવી સ્થિતિમાં કેટલાં રહેતાં હશે વારૂ?"

" હજારો ? ઓહો ? "

" નહિ બાઇ, તારી સ્થિતિ વિચિત્ર છે. સુખ તારી પાસે પડ્યું છે પણ તું લેતી નથી. નસિબ આડું પાંદડું છે. ખસેડવું તારા હાથમાં છે. ખસેડવામાં લાભ છે. જય છે."

" મહારાજ એમાં હું કાંઇ સમજતી નથી. કંઈ ચોકસ વાત ઉપર આવો."

" જો, તારો ચહેરો બતાવ. તારો હાથ બહુ ઝીણો છે. અને એમાં જોઇયે તેવી રેખાઓ સ્પષ્ટ નથી. સામુદ્રિકથી તારૂં નસિબ ઝટ જોઇ શકાશે."

મેં મારૂં મ્હોં તેને દેખાય તેમ રાખ્યું.

" બાઇ, લલાટમાં ભાગ્ય છે. ત્યાં ખૂણામાં બારી પાસે બેઠી બેઠી તું શું વિચાર કરે છે? તને ત્યાં બેઠેલાં બધાં માણસ લાગતાં નથી, સંચા જેવાં લાગે છે. તારી આંખમાં મગરૂરી છે."

" ત્યાં બેઠે બેઠે મને થાક તો લાગે છે. બાકી અણગમો નથી આવતો."

" ન આવે, તારા મનમાં અમર આશા છે. એ આશા તને નિભાવી રાખે છે."

" આશા-મને આશા આગળ ઉપર એક સ્વતંત્ર કન્યાશાળા સ્થાપવાની છે, બીજી તો કંઇ નથી, મહારાજ."

" એમાં આશા જેવું શું છે? પણ તે બારીમાં બેઠે બેઠે— (જો મને બધી ખબર પડે છે.)"

"કોઇ ચાકર નફરે કર્યું હશે."

"એમ કે–વારૂ મને જમનાએજ કહ્યું—"

હું સફાળી ઉભી થઇ "કંઇક કારસ્તાનજ જણાય છે" મનમાં બોલી.

"ચમક નહિ બાઇ, જમના તદ્દન ભરોસાદાર છે. પણ એ બારીમાં બેઠે બેઠે તને તારી કન્યાશાળા સિવાય બીજા વિચારો નથી આવતા? તારી સમક્ષ હરતાં ફરતાં માણસોમાંથી એકમાં પણ તને રસ પડતો નથી? એક આકૃતિ તું જોયા કરે છે, તેને જોઈ તારૂં હૈયું હસે છે?"

"હું બધાંના ચહેરા ને બધી આકૃતિ જોઉં છું."

"પણ એ બધાંમાંથી એક—અગર બે આકૃતિઓપર તું ખાસ ધ્યાન નથી દેતી?"

"હું દઉં છું. આંખનાં કટાક્ષથી કંઈ કંઇ વાતો સમજાઇ જતી હોય તો ધ્યાન દઉં પણ ખરી."

"આંખના કટાક્ષ કઇ વાત કહે છે?"

"માગાં અને વિવાહ."

"બસ, એટલામાંજ—રસ પડે છે?"

"મને પોતાને બહુ થોડી દરકાર છે."

"વાહ જ્યારે એક શાણી સુંદર કન્યાનાં લગ્ન જે પુરૂષને તું.—"

"શું-જે પુરૂષને?"

"તું જાણે છે—જે પુરૂષ વિષે તારા વિચારો સારા છે."

"અહિંના પુરૂષ વર્ગને હું ઓળખતી નથી."

"નહિ, વારૂ આ વાંસવાડીના માલિકને તો ઓળખે છે ને?"

"એ અહિં ક્યાં છે?"

"અરે વાહ રે! આજે ગયા છે; કાલે આવવાના છે. માટે અહિંયાં નથી કેમ?"

"વારૂ, પણ દેશાઇજીને ને મારા ભાવિને શું સંબંધ?"

"કેમ, દેશાઇજીનાં લગ્ન ટુંક વખતમાં થવાનાં છે ને?"

"તેને તેમ કરવામાં કોણ આડું આવી શકે તેમ છે?"

"નસિબ, હમણાંજ મેં કન્યાનો હાથ જોયો ને ભવિષ્ય ભાખ્યું."

"પણ મહારાજ, હું તો મારૂં ભવિષ્ય જોવડાવવા આવી છું. મારે દેશાઇજીના કે કન્યાના ભવિષ્યનું શું કામ?"

"તારૂં ભવિષ્ય હજી નક્કી થયું નથી. મેં કહ્યું ને સુખ તારી પાસે આવી પડયું છે. તારે હાથ લંબાવી લેવાનું છે. જોવા દે જોઇયે તારા મુખનું સામુદ્રિક."

મેં મારૂં મુખ અજવાળું પડે તેમ રાખ્યું.

"આંખમાં ચમક તરવરી રહી છે; ઝાકળનાં મોતી જેવી આંખ ચળકે છે. માંહ્ય લાગણી છે. મારા જોષની તો મશ્કરીજ કરે છે; એક પછી એક નવી વૃત્તિ અંદરથી ઉઠતી આવે છે; આંખમાં આનંદ ન હોય ત્યારે ઉદાસી ભરી હોય છે. પાંપણ ભારે છે. એકાંતવાસને લીધે તેમ થયું છે. તેની મગરૂરી મારૂં જોયું સાચું છે એમ નક્કી કરે છે, આંખપરથી ભાવિ સારૂં છે.

"મુખમુદ્રા વખતે વખતે હસતી છે. મનમાં આવ્યું મ્હોં ઉપર ચળકી નીકળે છે. પણ અંતઃકરણની ઊંડી લાગણી ત્યાં સુધી આવવા પામતી નથી. એ જાતના મુખને એકાંત ન જોઇએ. વધારે હાસ્ય ને આનંદની જરૂર છે. મુખમુદ્રા પર ભાગ્ય લખાયેલું છે.

"તારાં ભાગ્યની આડે તારી ભ્રમર આવશે. એમાં દુરાગ્રહ હઠ, અભિમાન ભર્યાં છે. મારૂં માન પહેલું—તે પછી બીજું" એ સૂત્ર તેના પર લખાયું છે. લલાટ પર બુદ્ધિ બેઠેલી છે. અંતરમાં તોફાન રહેલું છે પણ એ તોફાન દાબી દેવાનું સામર્થ્ય બુદ્ધિ બતાવી રહી છે."

"વાહ બુદ્ધિદેવી—તમે ભાગ્યનો રસ્તો સૂઝાડયો છે. યોજનાઓ સફળ થશે; વધારે જોષ જોવાય તેમ નથી. મારી એટલી શક્તિ નથી–ઉઠો, જીવનશાલિની—જાઓ."

હું કયાં હતી? હું જાગતી હતી કે સૂતી હતી? મને સ્વપ્ન આવતું હતું? જોશીબુઆને બદલે સામે કોણ હતું? માળા કયાં ગઇ? મોટું પાથરું કયાં ગયું?

"જીવન, ઓળખાણ પડે છે?"

"દેશાઇજી, આવી મશ્કરી?"

"જીવન, હું ક્ષમા માગું છું."

"વારૂ, મારાથી કંઇ અવિવેક થયો નથી ને? તે જોયા પછી કહી શકાય."

"તમારો વિવેક—"

"મને પહેલાં તો શંકા પડી હતી—જોશીઓ એ રીતે ન બોલે--પણ--"

"વારૂ, હવે શા વિચાર થયા છે."

"ના કંઇ નહિ—મને જવાની રજા છે?"

"વારૂ, બધાં શું કરે છે?"

"જોશીનીજ વાત તો."

"વારૂ તેઓ શું કહેતાં હતાં."

"હવે મને જવા દો--પણ એક બીજો મેમાન પણ આવેલ છે."

"મેમાન? એ કોણ? કોઇનો કાગળ બાગળ આવ્યો નથી."

"ના, તેણે કહ્યું કે હું તો જૂનો મિત્ર છું અને અહિયા આવશે ત્યાં સુધી રહીશ."

"કંઇ નામબામ આપ્યું?"

"હા—દેલવાડાથી રૂપશંકર વિન્તાણી?"

"દેલવાડાથી રૂપશંકર વિન્તાણી?"

વિજળીનો ફટકો લાગે તેમ દેશાઇજી સ્તબ્ધ થઇ ગયા, અને મારે ખભ્ભે હાથ ન મૂકયો હોત તો નક્કી પડી જાત. તેનો ચ્હેરો ધોળો પૂની જેવો થઇ ગયો, આંખો ફાટી ગઇ, સ્મિત ઉડી ગયું. ત્રણવાર તે નામ યંત્ર પેઠે ઉચ્ચાર્યું.

"જી, કંઇ થાય છે?" મેં પૂછયું.

"જીવન, મને બહુ કારી ઘા વાગ્યો છે–બહુજ કારી ઘા." તેણે ફાટે ધીમે સાદે કહ્યું.

"જીવન, હું તમારા હાથનો આશ્રય લઉં છું. મને ક્ષમા કરજો."

મારા બે હાથ ઝાલી તે નીચે બેઠા. હું તેની પાસે બેઠી.

"મને અત્યારે એમ થાય છે કે હું નાના ટાપુપર હોઉં અને તમે સાથે હો. ભય, જોખમ, ભયાનક સ્મરણ બધાં તોજ ચાલ્યાં જાય.

"હું આપને કોઇ રીતે સહાય આપી શકું."

"સહાય જોઇશે તો તો તમારી પાસેજ માગીશ."

"વારૂ અત્યારે હવે કાંઇ જોઇયે છીયે?"

"હા. નીચે જઇ એક પાણીનો પ્યાલો લઇ આવો અને જોતાં આવો કે રૂપશંકર શું કરે છે."

હું નીચે ગઇ, બધાં ચાહ પીવાની તૈયારી કરતાં હતાં. રૂપશંકર પુરૂષ વર્ગ સાથે મળી વાતોના તડાકા મારતા હતા. હું પાછી દેશાઇજી પાસે ગઇ.

દેશાઈજીની અસલ દૃઢતા પાછી આવી હતી. "વારૂ, એ બધાં શું કરે છે?"

"જી, હસે છે, વાતો કરે છે!"

"કંઇ નવાઈભર્યાં ખરાબ સમાચાર સાંભળ્યા હોય તેમ બધાં ગંભીર અને વિચારમાં પડેલાં નથી લાગતાં?"

"જરાએ નહિ, બધાં મજા અને આનંદ કરે છે."

"અને રૂપશંકર?"

"એ પણ એમજ કરે છે."

"જીવન, એ બધાં અહિં આવીને મારા ઉપર થૂંકે અને ફિટકાર આપે તો તમે શું કરો?"

"બધાંને બને તો બહાર કાઢી મૂકું."

તેને સહેજ હસવું આવ્યું. "પણ હું ઓરડામાં જાઉં કે મારા તરફ બેદરકારીથી જૂએ અને તિરસ્કારથી મારા સંબંધી વાતો કરે ને ધીમે ધીમે મને છોડીને ચાલ્યાં જાય તો તમે તેની સાથે જાઓ કે?"

"મને લાગે છે કે હું ન જાઉં. અહિં રહેવું મને વધારે ગમે."

"મને દિલાસો આપવાને?"

"હાજી, બને તેટલો."

"પણ તેઓ મારી સાથે રહેવા માટે તમારી પણ નિન્દા કરે તો–?"

" હું તેની નિન્દા ક્યાં જાણવા જવાની હતી ?"

" વારૂ ત્યારે પાછાં ઓરડામાં જાઓ અને રૂપશંકરના કાનમાં કહો કે હું આવ્યો છું અને તેને આંહિ મળવા ઇચ્છુ છું. એને આંહિ સુધી મૂકી જજો."

" જી, બહુ સારૂં."

રૂપશંકરને આ સંદેશો મેં ધીમેથી પહોંચાડયો એથી બધાંને નવાઇ તો લાગી પણ કોઇ કોઇ બોલ્યું નહિ.

રાતના હું લગભગ સૂવાની તૈયારીમાં હતી અને બીજાં સૂઇ ગયાં હતાં તેવામાં " રૂપભાઈ, આંહિ તમારે સુવાનું " એમ આનંદથી કહેતા દેશાઇજીનો સાદ સાંભળી મને નિરાંત વળી અને હું પણ ભર ઉંઘમાં પડી.

---

# પ્રકરણ ૨૦ મું.

## બિગરી કોન સુધારે.

હું મારી બારીનો પડદો બંધ કરવો ભૂલી ગઇ હતી; પરિણામે પૂર્ણિમાનો ચંદ્ર ઉતરતે ઉતરતે બરોબર મારી ઉપર આવ્યો અને તેના શીતળ કર સ્પર્શથી હું જાગી ઉઠી. તેના રૂપા જેવા શ્વેત, પારસમણિ જેવા લીસા બિમ્બને જોઈ, રાત્રીની શાંતિ અને સૂનકારથી જરા બ્હી હું બારીનો પડદો ખેંચવાને ઉઠી અને હાથ લાંબો કર્યો.

હાય હાય ! આ તે કેવી કાળી ચીસ !

વાંસવાડીને એક છેડેથી બીજે છેડે પ્રસરતી રાત્રીની શાંતિને—સૂનકારને ભેદી નીકળતી કારમી, તીણી ચીસ સંભળાઇ !

મારી નાડ બંધ થઈ ગઈ, હૃદય ધબકતું અટકી ગયું, મારો અરધો લંબાવેલો હાથ એમ ને એમ રહી ગયો. ચીસ બંધ પડી. ખરેખર જેણે એ ચીસ પાડી હશે તેનામાં એવી બીજી ચીસ પાડવાની શકિત રહેજ નહિ; બીજી ચીસ પાડવાની શકિત આવે તે પહેલાંજ મરી જાય.

એ ચીસ ત્રીજે માળથી આવી હતી ને માથેને માથે પ્રસરી ગઇ હતી—બરોબર મારા ઓરડા ઉપરના ખંડમાંથી—ત્યાં કોઇ તરફડતું હોય કોઇએ ડુચો દીધેલે મ્હોયે બૂમ પાડી હોય એવો અવાજ મારે કાને આવ્યો.

"મદદ! મદદ! મદદ!" ત્રણવાર સાદ પડયો. "અરેરે! કોઇ બચાવે એમ નથી" વળી બૂમ પડી. તરફડાટ, ધબકારા, ઘસારા ચાલુ હતા તેમાંથી, ઉપરનાં પાટિયાં અને પ્લાસ્ટરમાંથી, સોંસરૂં સંભળાયું.

' ભાનુભાઇ! ભાનુભાઈ! દોડો! દોડો!"

એક ખંડનું બાર ઉઘડયું, કોઈ રવેશમાં થઇને ધસ્યું. ઉપર બીજું પગલું સંભળાયું. કોઇના પડવાનો અવાજ આવ્યો અને ચૂપકીદિ પ્રસરી.

હું ભયથી કાંપતી હતી પણ કપડાં ઠીક ઠાક કરી બહાર નીકળી. બધાં ઉંઘમાંથી જાગી ઉઠયાં હતાં અને એક પછી એક રવેશમાં ભરાતાં જતાં હતાં "શું છે?" "કોને માર્યું?" "કયાં છે ચોર?" "દીવો લાવો" "આપણે કયાં જશું?" ચંદ્રમા ન હોત તો કોઇ કોઇને દેખત પણ નહિ. એકેએક કંપતાં થરથરતાં હતાં.

"પણ દેશાઇ કયાં છે" અંધારામે પૂછયું.

"આ રહ્યા. ભાઇ, આ રહ્યા" કોઇયે છેટે કહ્યું "જરા શાંત થાઓ, હું આ આવ્યો.

રવેશના છેડાનું બારણું ઉઘડયું અને દેશાઇજી હાથમાં મીણબત્તી લઇ બહાર આવ્યા. સુમનમાલા તેના તરફ ધસ્યાં.

"દેશાઇ, શું થયું છે. કાંઈ ભય તો નથી ને? ધાડપાડુઓ છે કે શું?"

"પણ તમે મને બોલવા તો દો. હું બધાંને એકદમ કયાંથી જવાબ આપું." સરલા, લલિતા બધાં તેની આસપાસ ટોળું વળી ઉભાં હતાં, અને તેને ઉપરાચાપરી સવાલો પૂછતાં હતાં.

"કંઇજ નથી કંઈ. વા વાયાથી નળીઉં ખસ્યું એવું છે. હવે જરા મને હવા આવવા દો તો ઠીક. નહિંતર હું કોઇને નક્કી મારી બેસીશ."

અને ખરેજ તેની આંખમાંથી અગ્નિજ વરસતો હતો,

"ત્યાં જમનાબાઈ કરી નોકર સૂવે છે તે ઓથારે દબાવાથી બીની ને ચીસ પાડી ઉઠીને "ભૂત, ભૂત" કરી દોડવા માંડી. હવે મહેરબાની કરી બધાં સૂઇ જાઓ. ચાલો—જલદી કરો, નકામી શરદી થશે."

ધીમે ધીમે તેણે બધાંને ઠંડાં પાડી પાછાં સુવા મોકલ્યાં. હું પણ મારા ખંડમાં પાછી ગઇ. પણ મેં ન સૂવાનો નિશ્ચય કર્યો હતો. હું બરોબર કપડાં પહેરી બેઠી અને ચંદ્રિકાથી નીતરી રહેલાં ઝાડો અને ખેતર ઉપર જોવા માંડી. ઉપર બોલાયલા શબ્દો ફક્ત મેંજ સાંભળ્યા હતા. દેશાજીએ વાતને નવું રૂપ આપ્યું હતું પણ મને લાગ્યું કે વખતે મારી જરૂર પડે.

પણ મારી જરૂર નહિ પડે એમ લાગવા માંડયું. દરેક હીલચાલ ધીમે ધીમે બંધ પડી અને એકાદ કલાકમાં વાંસવાડી સ્મશાન જેવી શૂન્ય થઇ ગઇ. રાત્રી અને નિદ્રાનાં સામ્રાજ્ય પાછાં જામ્યાં. ચંદ્ર પણ ઝાંખો પડવા માંડયો. હું સુવાની તૈયારી કરવા માંડી એટલામાં કોઇએ ધીમેથી સાવધાનીથી મારા બારમાં ટકોરા માર્યાં.

" મારૂં કામ છે ? " મેં પૂછ્યું.

" તમે જાગો છો " ? દેશાઈજીનો અવાજ આવ્યો.

" હા જી "

" ત્યારે ધીમે રહી બહાર આવો. "

મેં તેમ કર્યું. દેશાઈજી દીવો લઈ ઉભા હતા.

" મારે તમારૂં કામ છે, આમ આવો. જરાએ અવાજ કરશો નહિ. "

હું બિલાડીની માફક ચાલતી ચાલતી નીચે માળ ગઈ. ત્યાં ઓશરીમાં બન્ને ઉભાં રહ્યાં

" તમારા ખંડમાં વાદળી છે. ? "

" હા. "

" ને સ્મેલિંગ સૉલ્ટસ ? "

" હાજી "

" જાઓ, લઈ આવો. "

હું જઈને લાવી. તે ત્યાંજ ઉભા હતા. એક બારણામાં ચાવી ફેરવી. પણ ઉઘાડતાં પહેલાં મારા તરફ ફરી પૂછ્યું.

" લોહી જોઈને ચીતળી ચ્હડતી નથી ને ? "

" ચ્હડતી તો નથી. પ્રસંગ આવ્યો નથી. "

" તમારો હાથ આપો. તમને તમ્મસ આવવા દેવાય એમ નથી. "

મેં તેને હાથ આપ્યો. "હાથ ગરમ છે. મક્કમ છે." તેણે કહ્યું. અમે અંદર ગયાં.

આ ઓરડો મને રેવતી ફોઈએ બતાવ્યો હતો. તેમાં પડદો બાંધેલો હતો. એ પડદો આજ ખેસવેલો હતો અને તેની પાછળનું બાર તે દિવસ મેં નહોતું જોયું તે આજે ખુલ્લું નજરે પડયું. તેમાં દીવો બળતો હતો અને અંદરથી કૂતરો લડતો હોય ને ઘુરકે તેવો ઘુરકતો અવાજ આવતો હતો.

દેશાઇજી અંદર ગયા અને મને બહાર રાખી. અંદરથી જમનાનું પૈશાચી હાસ્ય સંભળાયું. ત્યારે એજ ત્યાં હતી કેમ? દેશાઇજી અંદર કોઇ સાથે અતિ ધીમે સાદે બોલતા હોય એમ જણાયું.

તે તુરત બહાર આવ્યા અને બારણું દઇ દીધું.

"જીવન, આંહિ આવો." હું એક મચ્છરદાનીવાળો મોટો પલંગ પડયો હતો તેને ફરી બીજી બાજુએ ગઇ. પલંગ પાસે એક આરામ ખુરશી પડી હતી. તેમાં એક પુરૂષ બદન પહેરી પડયો હતો. તે નિચ્ચેષ્ટ હતો, તેનું માથું ઢળી પડયું હતું; તેની આંખો બંધ હતી. દેશાઇજીએ તેના પર દીવો ધર્યો અને ફીક્કા, જીવન વિનાના જણાતા ચહેરા પરથી મેં અતિથિ રૂપશંકરને ઓળખ્યા. તેની જમણી બાંહ્ય લોહીથી તરબોળ થઇ ગઇ હતી.

"આ દીવો ધરી રાખો." દેશાઇએ કહ્યું અને મેં તેમ કર્યું. તે પાણીની તાસક લઇ આવ્યા. 'એ પણ ધરી રાખો." મેં હુકમ માન્ય કર્યો. પછી તેણે વાદળી લઇ પાણીમાં બોળી તે શવ જેવા મુખ ઉપર ફેરવી અને સ્મેલિંગસોલ્ટસ્‌ની સીશી નાક પાસે ધરી. તેના બદનનાં બટન ખોલી નાંખ્યાં.

"હવે—અંત પાસે–છે" રૂપશંકર ધીમે ધીમે બોલ્યા.

"છટ્. એક આટલું છોલાયું છે તેમાં અંતકાળ ? જાઓ રે મહેરબાન. આવા ઢીલા કેમ છો ! હવે હું વીસાપુરથી ડાકટરને તેડી લાવું છું. અને સ્હવાર પહેલાં તમને અહિંથી ખુશીથી મોકલી દેવાશે. જીવન."

"જી"

"આ ગૃહસ્થ પાસે આ ખંડમાં તમારે એકાદ બે કલાક રહેવું પડશે. પાછું લોહી નીકળે ત્યારે વાદળીવતી ધોઇ નાંખજો. મૂર્છા આવે તો પાણી પાજો અને શીશી સુંઘાડજો. તેને મુદ્દલ બોલાવશો નહિ. રૂપભાઇ, તમારી જીંદગીનું જોખમ ખેડવું હોય તો જ આ બાઇ સાથે એક શબ્દ પણ ઉચ્ચારજો. પછી હું પરિણામ માટે જવાબદાર નથી."

તે બિચારાએ વળી ડચકું ખાધું. મૃત્યુ કે બીજા ગમે તેનાં ભયથી તે તો સ્તબ્ધજ બની ગયો હતો. મને લોહીથી ભરેલી વાદળી હાથમાં આપી દેશાઇજી બોલ્યા "જુઓ, એક શબ્દ પણ નહિ હો" અને પછી બહાર ગયા. બહારથી તાળામાં કુંચી ફરતી સાંભળી મને કંઇ વિચિત્ર લાગણીનો અનુભવ થયો; તેનું પગલું સંભળાતું બંધ થયું.

ત્યારે આજ હું ત્રીજા માળના છૂપા ખંડમાં કેદ પૂરાઇ હતી. રાત્રી, રૂધિર અને મારી અને ખૂની જમનાની વચ્ચે એકજ બારણું—આ ખરે ભીષણ કહેવાય—બીજું બધું સહન થાય, પણ જમના મારી ઉપર તૂટી પડશે તો !

છતાં મારા સ્થાન પર મ્હારે રહેવુંજ જોઇએ. રૂપશંકરનો ભયભીત ચહેરો--તેના નિશ્ચેષ્ટ પાતળા ઓલતાં બંધ કરેલા હોઠ--ઘડીમાં ઉઘડતી, ઘડીમાં બંધ થઇ જતી, ઘડીમાં લોલવિલોલ આખા ઓરડામાં ફરતી, ઘડીમાં મારા ઉપર સ્થિર ઠરતી, ભયથી ચેતનહીન બનેલી તેની આંખ મારે તપાસ્યાં કરવાની હતી; લોહી-વાળા પાણીમાં વારેવારે વાદળી ભીંજવી ઘામાંથી ગળતી રૂધિર-ધારા લૂછી નાંખવાની હતી; અને એ સાથે મારા કાન પણ તીવ્ર રાખવાના હતા. પાસેની ગુહામાં પૂરેલ રાક્ષસીની ગતિઓ ધ્યાનમાં રાખવાની હતી. પાણ્ડુ દેશાઈજી અંદર જઇ આવ્યા પછી એ પ્રાણી શાંત થયું હતું અને મેં ફક્ત ત્રણજ જાતના અવાજ-એક પગલું—એક ક્ષણિક ઘુરકાટ અને એક સાધારણ માણસ જેવું બગાસુંજ સાંભળ્યાં હતાં.

મારા પોતાના તર્કવિતર્કો મને બહુ કંટાળો આપતા હતા. આ એકાંત મકાનમાં એવો કયો ઘોર અપરાધી પૂરાયેલો રહેતો હતો કે તેના માલિકથી પણ જીતાય નહિ--કાઢી મૂકાય નહિ? ઘડિમાં આગમાં, ઘડિમાં રૂધિરમાં ફાટી નીકળતું એવું કયું રહસ્ય શૂન્ય રાત્રીમાં ડોકિયાં કર્યાં કરતું હતું? સાધારણ સ્ત્રીના આકારમાં છૂપાયેલું એવું કયું પ્રાણી વખતે અટ્ટહાસ્ય કરતા પિશાચનું--વખતે ઘુરકતા રાક્ષસનું રૂપ ધારણ કરતું હતું?

અને આ માણસ-આ સાધારણ, શાંત અતિથિ! એ આ ભયજાળમાં ક્યાંથી સપડાઇ ગયો હતો? અને એ રાક્ષસી એની ઉપર કેમ તૂટી પડી હતી? જે વખતે નિરાંતે સૂઇ રહેવું જોઇએ તે

વખતે—મધ્યરાત્રીને કઢંગે વખતે તે–આ ગુહાના ભીતરમાં શું કામ ગયો હતો? અને અત્યારે ખૂન જેવી બાબતમાં પણ ઢીલો અને અબોલ કેમ થઈ બેઠો હતો? દેશાઈજીની સાથે એ પણ આ વાત છાની રાખવામાં સામેલ કેમ થતો હતો? અને રૂપશંકરના આવવાથી દેશાઇજીને ભય કેમ ઉત્પન્ન થયો હતો? અને ભય પણ કેવો—વજ્રઘાત! તેની મુખમુદ્રાની ફિક્કાશ! તેના હાથની કંપારી! ભાનુપ્રસાદ દેશાઇ એમ અમસ્તા કંપે નહિ!

"હવે દેશાઈજી કયારે આવશે? કયારે આવશે?" હું મનમાંજ બોલવા લાગી. રાત્રી ઓછીજ થાય નહિ. દર્દી નબળો થતો જતો હતો–રડતો હતો, વધારે માંદો થતો જતો હતો; પણ દિવસ કે ડાકટર કાંઇ આવી પહોંચતું નહોતું. હું વારેઘડીએ તેના ઘોળા ઓઠ પાણીથી ભીંજાવતી હતી, વારે ઘડીએ સીશી સુંઘાડતી હતી. પણ મારા પ્રયત્નો નિષ્ફળ નિવડતા જતા હતા. શારીરિક અગર માનસિક દુઃખ અને લોહીનું જવું અગર ત્રણે તેની નબળાઇ એકદમ વધારતાં જતાં હતાં. તે એટલો રડતો હતો, એટલો નબળો, ભાનવિનાનો દેખાતો હતો–મને ભય લાગતો હતો કે તે મરી જશે અને તેને બોલાવવાની પણ મને પરવાનગી નહોતી.

છેવટે મીણબત્તી પણ પૂરી થઇ–ઠરી ગઇ. પૂર્વ તરફ ઉષાનાં ઝાંખાં પગલાંની રેખા દેખાઇ. નીચે દૂર તુરતજ સીઝરનું ભસવું સંભળાયું. મને આશા આવી; પાંચ મિનિટમાં કુંચી ફરી બાર ઉઘડયું. મારો પહેરો પૂરો થયો. બે કલાક બે અઠવાડિયાં જેવા લાગ્યા.

દેશાઇજી ડાકટર સાથે અંદર આવ્યા.

"ચલો, મી. મહેતા, ઉતાવળ કરજો હું" તેણે ડાકટરને કહ્યું. ઘાને મલમપટો કરવાનો, દર્દીને નીચે ઉતારવાનો, બધાંનો અરધો કલાક તમને આપું છું."

"પણ તેને લઇ જઇ શકાય તેમ છે ?"

"ચોક્કસ, તેને કંઈ નથી. ફક્ત રૂપભાઇ બહુ ઢીલા છે, તેને હિંમત આપવાની છે. ચાલો કામ શરૂ કરો."

દેશાઇજીએ પડદા ઉઘાડી નાંખ્યા. ઉષા ભભકભરી ગુલાબી રંગની પૂર્ણ બહારમાં આવી પહોંચી હતી.

દેશાઇજી રૂપભાઇ પાસે ગયા. "કેમ, રૂપભાઇ કેમ છે?"

"પૂરૂં કરી નાંખવામાં બાકી નથી રાખ્યું."

"જાઓ, જાઓ. પખવાડિયા પછી જખમનું નિશાન પણ રહેશે નહિ. જરા લોહી વધારે નીકળ્યું ખરૂં, વિશેષ કંઈ થયું નથી. ડાકટર, એને કહો કે કોઇ જાતનો ભય નથી."

"એમાં શક છેજ નહિ, ફક્ત હું અહિં વહેલો આવ્યો હોત તો આટલું લોહિ નીકળત નહિં. પણ આ શું ? અહિં માંસ કપાયું છે અને કરડાયું છે. હથિયાર સાથે દાંત પણ વપરાયા છે.

"એણે બટકું ભર્યું છે ને" રૂપભાઇ બોલ્યા. "ભાનુભાઇએ તેની પાસેથી ચપ્પુ લઈ લીધો ત્યારે વાઘેણ પેઠે મને વળગી-"

"તમારે ઉભા રહેવું નહોતું. એકદમ તેને લાત મારી તેની સામું થવું હતું."

"પણ આ સ્થિતિમાં શું થાય? આપરે" રૂપભાઇને કંપારી છુટી. "અને મને સ્વપ્ને ખ્યાલ નહોતો. પહેલાં તે એટલી બધી શાંત હતી."

"મેં તમને ચેતવણી આપી હતી" તેના મિત્રે કહ્યું. "અને કાલ સુધી રાહ જોઇ હોત તો હું સાથે આવત."

"મેં જાણ્યું કે આજ રાતે એકલો તેને મળવાથી હું કંઇ શુભ કરી શકત."

"તમે જાણ્યું—તમે જાણ્યું—શું બોલો છો? તમારા બોલવાથીજ કેવળ રીસ ચ્હડે છે. વારૂ તમને બરોબર શિક્ષા થઇ છે. ડાકટર, ઉતાવળ કરો, સૂરજ હમણાં ઉગશે."

"હમણાંજ, દેશાઇજી, હવે ફક્ત આંહિંજ પાટો બાંધવો છે. અહિં પણ દાંત બેઠા છે ને શું?"

"એ લોહી ચૂસતી હતી, મને કહ્યું કે તારા કાળજાનીજ હું ભુખી છું."

દેશાઇજી કંપ્યા તે હું જોઇ શકી; તેની મુખમુદ્રાપર તિરસ્કાર ભય, ધિક્કારની એવી વિચિત્ર છાપ પડી રહી કે વાત નહિ. છતાં તે દાબી તેણે કહ્યું.

"રૂપશંકર, એના ઉપર ધ્યાન શું આપવું, ભૂલી જાઓ."

"આજની રાત? કેમ ભૂલાય?"

"ભૂલાશે; દેશમાંથી ચાલ્યા જશો એટલે ભૂલાઇ જશે. જંગબાર જઈ ધંધે લાગો."

"ન ભૂલાય."

"અરે શું ન ભૂલાય? કંઈ કાંટો તો રાખો. બે કલાક અગાઉ શું સ્થિતિ હતી અને અત્યારે શું સ્થિતિ છે તે વિચારો. ચાલો, ડાકટરનું કામ પુરૂં થયું છે. હવે તમને ગૃહસ્થાઇમાં આણવા પડશે. જીવન, જાઓ આ કુંચી વતી મારા ખંડનું કપાટ ખોલી તેમાંથી રૂમાલ અને ધોયેલું ખમીસ લાવો.

હું જઇને તે લઇ આવી.

"તમે ગયાં ત્યારે કોઇ ઉઠયું હતું?"

"નાજી બધું શાંત છે."

"રૂપભાઇ, તમને આપણે એકદમ મોકલી આપશું. તમારા અને પેલી બિચારીના હિતમાં એજ સારી વાત છે. અત્યાર સુધી એ કોઇને જણાવા દીધું નથી અને હવે જણાવા દેવું એ ઠીક નહિ. મી. મહેતા એને જરા બાંહ્યમાં હાથ નાંખી આપો. જીવન, એના ઓરડામાંથી એની પેટી અને કપડાં લઈ આવો, ચાલો દોડો."

હું પાછી દોડી તે બધું લાવી.

"હજી કામ છે. મારા ખંડમાં જઇ ટેબલના ખાનામાં એક સીશી અને દવા પીવાની પ્યાલી છે તે લાવો, ચાલો, જલદી કરો,"

મેં તે પણ કર્યું.

"વારૂ, ડાકટર, હવે આ દવા આપવાની જવાબદારી હું લઇશ. આ દવા એક જુનાની હકીમે મને લખનૌરમાં આપી છે.

ડાકટરે તો તેને લાત મારી હોત. વખતો વખત ગમે ત્યારે વાપરવાની ચીજ એ નથી. પણ આવે વખતે એ બહુ સારી છે. જીવન, થોડું પાણી લાવો."

એક નાનકડી પ્યાલીમાં મેં તેને પાણી ભરી આપ્યું.

" વારૂં હવે આ સીશીનું મોં ભીંજવો."

તેણે રાતા પ્રવાહીનાં બાર ટીપાં પ્યાલીમાં નાંખ્યાં.

" ચાલો રૂપભાઇ, પી જાઓ. તમને કાંટો આવી જશે."

" પણ મને ઇજા કરશે તો "

" પી જાઓ, પી જાઓ, ચાલો."

રૂપભાઇ પી ગયા. કારણ તે વિના બીજો છૂટકો નહોતો. ત્રણ મિનિટ પછી દેશાઇજી બોલ્યા.

" ચાલો હું હાથ ઝાલું છું. તમે ઉભા થાઓ." તે ઉભા થયા. " ડાકટર, બીજો હાથ ઝાલો."

" મને ખરેખર ઠીક છે " રૂપભાઇ બોલ્યા.

" હોવું જ જોઇએ. હવે જીવન, તમે જાઓ, પાછળનું બારૂ ઉઘાડી ત્યાં ગાડી હશે તેને તૈયાર રહેવાનું કહો. અમે આવીએ છિયે. જો કોઇ ઉઠયું હોય કે આડું હોય તો પાછાં સીડિ પાસે આવી જરા ઉધરસ ખાજો."

કોઇ આડું નહોતું. ગાડી ઉભી હતી ત્યાં જઇ મેં ખબર આપ્યા. તુરતજ એ ત્રણ જણા આવ્યા. રૂપશંકર ઠીક ચાલી શકતા હતા. તે ને ડાકટર બેઠા.

" ડાકટર, એને સંભાળજો, અને ઠીક થાય ત્યાં સુધી દવા-ખાનામાં રાખજો. હું એક બે દિવસમાં ત્યાં આવી એને જોઇ જઇશ. રૂપભાઇ, હવે કેમ લાગે છે?"

" આ તાજી હવાથી કંઈ ઠીક લાગે છે."

" ડાકટર પવન બિલકુલ નથી, એની તરફની બારી ઉઘાડી નાંખો. લો સાહેબજી."

" ભાનુભાઈ—"

" કેમ શું છે?"

" એની સંભાળ રાખજો; એની તરફ નરમાશથી વરતજો, એને—" અને તે રડવા માંડયો.

" હું મારાથી બનતું કરૂં છું અને કરીશ."

તેણે ગાડીનું બાર વાસ્યું અને ગાડી ચાલી.

" પ્રભુ, આનો અંત આવે તો તો સારૂં" કહી દેશાઇજીએ વાંસવાડીનો દરવાજો બંધ કર્યો; અને ફળઝાડના ઝૂંડ તરફ વિચારમગ્ન ચાલવા લાગ્યા. મારૂં કામ નહિ હોય એમ જાણી હું ઘરભણી જવા માંડી. પણ તેણે મને પાછી બોલાવી અને દરવાજો પાછો ઉઘાડી ઉભા રહ્યા.

" જીવન, થોડીવાર જ્યાં કંઇક નવીનતા છે ત્યાં ચાલો. એ મકાન કેવળ કેદખાનું છે. તમને એમ નથી લાગતું?"

" એ તો અતિભવ્ય મકાન છે."

" બીન અનુભવનો અંબાર એમ કહેવરાવે છે. અને તમારી આંખ ઉપર જાદુ થયેલું છે. રંગ તો કેવળ કીચડ છે,

રેશમી પડદા કરોળિયાનાં જાળાં છે, આરસ મેલો પથ્થર છે અને ચળકતું લાકડકામ કેવળ સૂકા ઝાડનાં છોડિયાં છે એમ તમે જોઇ શકતાં નથી. અંહિઆં—આ કુંજમાં તમામ સાચું, મધુર અને નિર્મળ છે.”

વસંતની બહારથી ખીલતાં આવતાં અનેક પુષ્પની હારવાળી કુંજગલિમાં અમે પેઠાં. સૂર્ય પૂર્વક્ષિતિજની ચંદેરી કોર ઉપર આવી વિરાજતો હતો. તેનું અજવાળું ફળફૂલ ઉપર અને રસ્તા ઉપર પડવા માંડયું હતું.

“ જીવન, પુષ્પ લેશો ? ”

તેણે એક ઋતુની પહેલી પ્રસાદિ—રોપ ઉપરનું પહેલું અર્ધ ખીલ્યું ગુલાબ ચૂંટી મને આપ્યું. મેં મસ્તક નમાવી એ સ્વીકાર્યું.

“ જીવન, આ સૂર્યોદય ગમે છે કે? દિવસ ન્હડતાં ઓગળી જવાનાં આછાં ઉંચાં વાદળાંવાળું આ આકાશ ? આ સુગંધી શાંત હવા ? ”

“ હાસ્તો, બહુ ગમે છે ”

“ જીવન, આજની રાત વિચિત્ર ગઇ છે. ”

“ હા જી. ”

“ તેથી તમે ફિક્કાં દેખાઓ છો. રૂપશંકર સાથે એકલાં રહ્યાં ત્યારે કંઇ બ્હીક લાગતી હતી? ”

“ અંદરથી કોઈ આવી તૂટી પડશે તો એમ થતું હતું. ”

"પણ મેં બાર વાસ્યું હતું—તાળું દીધું હતું. કુંચી મારી પોતાની પાસે હતી. મારી પ્રિય હરિણીને ત્યાં એ પ્રમાણે ભયમાં મૂકી જાઉં તો મારા જેટલો બેદરકાર કોણ?"

"જમના હજી પણ અહિંજ રહેવાની છે?"

"હા! પણ એની ફિકર કરોમાં."

"પણ તમારી જીંદગી એ અહિં છે ત્યાં સુધી સલામત નથી."

"કંઇ નહિ. હું મારી સંભાળ લઇ શકીશ."

"તમને ભય હતો તે ચાલ્યો ગયો?"

"ના, રૂપશંકર દેશમાં છે ત્યાં સુધી એ જ્વાલામુખી ગમે ત્યારે ફાટે અને તેનો અગ્નિ મને બાળી મૂકે. મારૂં જીવિત જ્વાળામુખીના શિખરપર રહેવા જેવું છે."

"પણ રૂપશંકર બહુ શાંત અને કહિયે તેમ કરે તેવા છે. તમારી તેના પર ઘણી અસર છે, તમને એ કદિ હેરાન કરે તેમ જણાતું નથી."

"જાણી જોઇને તો કરે તેમ નથીજ પણ એકજ બેદરકાર રાજ્ય ને હું પાયમાલ થઇ જાઉં."

"તેને સાવધાન રહેવાનું કહો."

"તો પછી" તેણે હસતાં હસતાં કહ્યું "તો પછી ભય ક્યાં રહ્યો? અને તેના તરફથી ઇજા થાય તેમ છે તે હુ તેને જાણવા દેવાનોજ નથી. તમે ગુંચાઓ છો? વારૂ હું તમને વધારે ગુંચવીશ. તમે મારાં મિત્ર છો, નહિ વારૂ."

" હા, દુષ્યન્તની પેઠે પાપાદૃતે---સારાં અને સાચાંમાં."

" ખરેખર, એ હું જોઇ શકું છું. પણ તમારા મનમાં કોઇ દિવસ એમ આવે કે આ ખોટું છે તો તમે મારાં મિત્ર મટી જશો, અને પાછાં ફરી કહેશો "નહિ, જી. એ બને તેવું નથી," અને ધ્રુવ જેવાં અચળ થઈ ઉભાં રહેશો. વારૂ, તમે મારા ઉપર મને નુકસાન કરવાની સત્તા ધરાવો છો. જો હું તમને જાણવા દઉં કે મારાં મર્મસ્થાન કયાં કયાં છે તો મારે તમારાથી બ્હીવાનું છે. હું તે તમને જાણવા દઉંજ નહિ."

" પણ મારા તરફથી તમને ભય નથી તો પછી રૂપબાઇ તરફથી તો શાનો જ હોય?"

" ઇશ્વર એવું કરો. આવો, જીવન, અહિ મંડપમાં બેસો."

મંડપ ઉપર વેલો ચ્હડાવી હતી અને તેમાં ગામડાંશાહી લાકડાંની બાંક હતી. દેશાઇજી બેઠા, હું ઉભી રહી.

" બેસો પહેલે છેડે બેસો. તેમાં તમને કંઇ ખોટું લાગે છે?"

હું છેડે બેઠી.

" જૂઓ જીવન; સૂર્ય ઝાકળ મોતી વીણે છે. પુષ્પો ખીલી વિકસે છે; વાંસવાડીમાંથી પંખીઓ બચ્ચાં માટે ખાવાનું આણે છે; મધમાખો મધની શોધમાં ફરે છે. હું તમારી પાસે એક ઉપકરણ મૂકીશ અને તે તમારૂં પોતાનું છે એમ માની અભિપ્રાય આપવાનો છે. પણ પહેલાં, અહિં રહેવામાં તમે ખોટું કરો છો

અગર તમને અહિં રોકવામાં હું ખોટું કરૂં છું એવું તમારૂં માનવું હોય તો એકદમ કહી દો."

"ના જી, ચલાવો."

"વારૂ જીવન તમારી કલ્પનાની મદદ લ્યો. ધારો કે તમે એક સારી રીતે ઉછરેલાં, નિયમિત જીવન ગાળનારાં કન્યાજન નથી પણ તોફાની બાળપણથીજ લાડિલો છોકરો છો; દૂર પરદેશમાં છો અને ત્યાં તમે એક ગંભીર ભૂલ કરો છો. કયા પ્રકારની, શા હેતુથી એ બધું હમણાં જવા દો, પણ એવી ભૂલ કે જેનાં પરિણામ તમારા જીવિત ભર પગલે પગલે તમારી આગળજ ઉભાં હોય છે. ધ્યાન રાખો હું ગુન્હાની વાત કરતો નથી. કાયદાની રૂએ એ અપરાધ નથી. હું "ભૂલ" શબ્દ વાપરૂં છું. તમારી ભૂલનાં પરિણામ ધીમે ધીમે અસહ્ય થઇ પડે છે. તેમાંથી છૂટવાને તમે પગલાં લ્યો છો. અસાધારણ પગલાં પણ ગેરકાયદેસર કે ગુન્હાંભર્યાં પગલાં નહિ. છતાં તમે દુઃખી થાઓ છો, જીવનની શરૂઆતમાંજ તમારી આશા નષ્ટ થઇ છે; મધ્યાહ્નમાંજ ખગ્રાસ સૂર્ય ગ્રહણ થાય છે; અસ્ત પામતાં સુધી મોક્ષ દેખાતો નથી. તમારી સ્મૃતિમાં કડવાં અને હલકાંજ સ્મરણો ભરાઇ રહ્યાં છે. તમે એક સ્થળેથી બીજે છેડે દેશવટામાં વિશ્રાંતિ શોધતા, વિલાસમાં સુખ શોધતા,--બુદ્ધિને જડ કરી નાંખે, વૃતિઓને મારી નાંખે તેવા કાળજા વિનાના વિલાસમાં સુખ શોધતા અહિંથી તહિં આથડો છો. તમારો આત્મા કચરાઈ ગયેલો છે. હૃદયમાં કંટાળો ભર્યો છે, તમે ઘેર પાછા ફરો છો. ક્યાં–કેવી રીતે તે મને પૂછતાં નહિ પણ તમે

નવા સંબંધ બાંધો છો, કોઈ નવીન આગન્તુકના પરિચયમાં આવો છો. વીસ વર્ષથી જે સુંદર, વર્ચસ્વી સદ્‌ગુણો શોધતા ફરો છો તે તે આગન્તુકમાં તમને દેખાય છે અને તે તાજા, તંદુરસ્ત, નિર્મળ, નિર્વર્ણ લાગે છે. તમે એવા ગુણો ક્યાંહિ જોયા નથી. એનો સંગ તમને પુર્નજીવન આપે છે; પુનઃ ઉત્સાહિત કરે છે. સારા દિવસો પાસે આવે છે, ઉંચા આશયો, નિર્મળ વૃત્તિઓ નજરમાં દેખાય છે એમ તમને લાગે છે. તમારી જીંદગીનો નવોજ આરંભ કરવા તમારી ઇચ્છા થાય છે; અમર માનવીને યોગ્ય તમારૂં અવશેષ આયુષ્ય ગાળવાની તમને પ્રેરણા થાય છે. આ હેતુ સાધવાને રિવાજનું બંધન, રૂઢિની શૃંખલા જેમાં તમારો અન્તરાત્મા માનતો નથી, તમારી બુદ્ધિ જે સ્વીકારતી નથી તે તોડવાં તેને ઉલંઘવાં એ તમે વાજબી માનો છો?

તે જવાબની આશાએ અટક્યા. મારાથી શું કહી શકાય? ઇશ્વર અંતરમાં પ્રેરણા કરે તો થાય, પણ એ ઇચ્છા વ્યર્થ હતી. પવન ધીમે ધીમે સુસવતો હતો પણ તેના સુસવાટ ઉપર કંઈ સંદેશ આવ્યો નહિ. પંખીઓ ગાતાં હતાં; તેના ગાનમાં કંઈ સમજાયું નહિ.

દેશાઇજીએ ફરી પાછો સવાલ મૂક્યો.

"ભટકતો અને પાપી પણ વિશ્રાંતિ શોધનો પ્રાયશ્ચિત ઇચ્છતો પુરૂષ આ નરમ, દયાળુ, અનુકુળ આગન્તુક સાથે હમે શનો સંબંધ બાંધવા સારૂ લોકાપવાદનો તિરસ્કાર કરે અને તેમ કરતાં પોતાના જીવનને સુધારે અને મનને શાંતિ આપે એ ન્યાય પુરઃસર નથી?"

" જી " મેં જવાબ આપ્યો " પાપનું પ્રાયશ્ચિત-મનના અથડામણનો આરામ મનુષ્ય ઉપર આધાર રાખી શકેજ નહિ. સ્ત્રી કે પુરૂષ એ અમર નથી, પંડિતો જ્ઞાનમાં ભૂલે છે, સજ્જનો ભલપણમાં ભૂલ ખાય છે, જેણે ભૂલ કરી દુઃખ સહન કર્યું છે તેણે સુધરવા માટે શકિત પોતાના બરોબરિયા પાસેથી નહિ પણ ઉચ્ચતર ચેતન પાસેથી-પ્રભુ પાસેથી માગવી જોઇએ. કહ્યું છે કે,

'બિગડી કોણ સુધારે નાથ વિના.'

" પણ સાધન--નિમિત્ત. પરમેશ્વર સાધન--નિમિત્ત વિના કંઇ કરતો નથી. મેં તમને મારી પોતાનીજ વાત કહી છે. અને મને લાગે છે કે મારી સુધારણાનું સાધન--"

તે બંધ રહ્યા. પંખીઓએ ગાયાં કર્યું; પાંદડાંઓ સૂસવ્યા કર્યાં, તેનું રહસ્ય જાણવા તેઓ બંધ કેમ ન રહ્યાં તેની મને નવાઇ લાગી. છેવટે થાકી જઇ મેં ઉંચું જોયું તે મારી સામે આતુરતાથી જોતા હતા.

" જીવન " તેણે બદલાઈ ગયેલે સાદે અને મુખમુદ્રાએ કહ્યું. " તમને એમ નથી લાગતું કે જો હું મહાશ્વેતાને પરણું તો તે મને એકદમ સુધારશે."

તે ઉઠયા અને કુંજને બીજે છેડે ગયા. વળી પાછા આવ્યા.

" જીવન, અમીન અને અંબારામ તબેલામાં છે. તમે પાછળને બારણેથી ઘરમાં જાઓ."

હું તે રસ્તેથી ગઇ તે બીજે રસ્તે ગયા. અને મેં સાંભળ્યું.

" રૂપશંકર તો ગયા. તેને વળાવવા આજ હું ચાર વાગે ઉઠયો હતો,"

—:o:—

# પ્રકરણ ૨૧ મું.

## માનિની મામીની મૃત્યુશય્યા.

હમણાં થોડા વખતથી મને દુઃસ્વપ્નો આવ્યા કરતાં હતાં. હું તેમાં માનતી તો નહિ પણ તેથી મન ઉપર એક જાતનો ભાર રહેતો અને કંઈ વિપરીત બનવાનું છે એવું રહ્યાં કરતું. એક દિવસ બપોરે રેવતી ફોઇએ કહેવડાવ્યું કે તમને કોઈ મળવા માંગે છે માટે નીચે આવી જાઓ. ત્યાં ગઇ ત્યારે જોયું કે કોઇ સારા કુટુંબના મહેતા જેવો એક આદમી મારે માટે રાહ જોતો હતો અને તેણે ધોળી પાઘડી પહેરી હતી.

"બહેન" તેણે કહ્યું, "બહેન, તમો તો મને ભૂલી ગયાં હશો! પણ હું પન્નેસરથી આવું છું."

"મને તરત સ્મરણ થઈ આવ્યું અને મેં કહ્યું "હા! હા! હું તમને ઓળખું છું. તમે તો ગંગાના—ખરૂં ને! ગંગા કયાં છે?"

"હા, બહેન, ઘરમાં બધાં સારાં છે. પણ મારે તો આપને અશુભ કહેવાનું છે."

મારા મનમાં એકદમ ધ્રાસકો પડયો. હું એકદમ ઉપર ગઈ અને કપડાં બદલી આવી.

"બહેન, મૂંઝાશો નહિ" તેણે ધીમેથી અશુભ સમાચાર કહેવાની શરૂઆત કરી "કૃષ્ણમુખભાઈ મુંબઈમાં ગુજરી ગયા. કાલ ઉઠમણું છે."

"કૃષ્ણમુખ ! એને શું થયું હતું ? માનિની મામીને આ શું આફત ?"

"આફત તે કાંઈ નાનીસૂની, બહેન ? પણ, બહેન, બોલવું સારૂં નહિ પણ ભાઈએ ઉપાડો પણ એવો લીધો હતો ને? દારૂ, પરમાટી, જુગાર—"

"અરરર—મને ગંગાએ કાંઇક તો કહ્યું'તું પણ આટલે સુધી વાત ગઈ હશે એમ ન્હોતું ધાર્યું"

"અરે, બહેન, કાંઈ કહેવાની વાત નથી. બધું ફના કરી નાંખ્યું. જેલ પણ જોઈ. મરવા પહેલાં આઠેક દિની વાત ઉપર પગ્ગેસર આવીને બાને કહે કે પૈસા આલ. બા કયાં કણેથી પૈસા આલવાનાં હતાં ? બિચારાંથી કરજને લીધે માથું તો ઉંચું થઈ શકતું નહોતું. એણે ના પાડી એટલે ભાઈ ચાલ્યા ગયા ને પછી તો વાતજ આવી. કોઇ તો કહે કે એણે અફીણ ઘોળીને પીધું"

મારાથી કંઇ બોલાયું નહિ. આખો બનાવ ત્રાસદાયક હતો.

"બહેન; બા સાહેબનું મન તો આ બધાંને લીધે ભમી ગયું હતું તેટલામાં આ ખબર આવ્યા એટલે એને તો એવો કારી ઘા વાગ્યો કે ત્રણ દિ સુધી તો અવાજ બંધ રહી. ગયે મંગળવારે કાંઈક સાવધાન થયાં ને બિશાની કરે ને કંઈ બડબડે. પછી માંડમાંડ કાલ ઘરમાંથી સમજાણું કે તમને બોલાવી લાવવાનું કહે છે. ઇંદ્રી બહેનને તો પસંદ ન પડયું; પણ બા સાહેબ બહુ અધીરાં થતાં ગયાં એમ લાગ્યું એટલે હું તમને લેવા આવ્યો છું."

હું વિચારમાં પડી, પણ તુરત નિશ્ચય કરી કહ્યું. "હા, ચાલો, હું તૈયાર છું, મારે આવવુંજ જોઈએ ને?"

"હાસ્તો, બહેન આવ્યા વિના ન ચાલે."

તેને ઉતરવા રહેવાનો બંદોબસ્ત કરી આપી હું દેશાઇજીની શોધમાં ચાલી. એ નીચે, બાગમાં, પોતાના ખંડમાં કયાંહિ નહોતાં. મેં રેવતીફોઇને પૂછયું અને ખબર મેળવ્યા કે મહાશ્વેતા સાથે સાહેબ સતરંજ ખેલે છે. ત્યાં જવામાં જરા હિંમતની જરૂર હતી, પણ મારૂં કાર્ય અગત્યનું હતું એટલે હું ધીરે રહી દેશાઇને પડખે જઇ ઉભી. મહાશ્વેતાની નજર એકદમ મારા ઉપર તિરસ્કારથી પડી. મેં ધીમેથી "દેશાઇજી" એમ ઉચ્ચાર કર્યો ત્યારે તેના મુખ ઉપર ક્રોધ છવાઇ ગયો અને મને જતાં રહેવાની આજ્ઞા કરતી હોય એવો હાથ વતી ચાળો કર્યો. તેનું સૌંદર્ય ક્રોધથી, ફૂલગુલાબી સાડીથી, ઉઘાડા માથા ને ઉડતા સુંદર કેશથી અત્યંત ખીલી નીકળ્યું.

"આ બાઇને શું જોઇયે છ, જુઓની" તેણે દેશાઈજીને કહ્યું. દેશાઈજીએ કયી બાઇ હતી તે જોવાને મ્હોં ફેરવ્યું અને વિચિત્ર રીતે મ્હોં મરડી ઉઠયા અને મારી વાંસે બહાર આવ્યા.

"કેમ, જીવન"

"જી, મારે એક બે અઠવાડિઆની રજા જોઇયે."

"રજા? શા માટે?"

"એક સંબંધી બીમાર છે તેને જોઈ આવવા માટે."

"સંબંધી ?–કોણ સંબંધી ? ક્યાં રહે છે ?"

"સુરત પાસે–પન્નેસર."

"એટલે બધે છેટે ? ત્યાં કોણ છે ?"

"માનિની બાઇ–પ્રતાપરાય મજમૂદારનાં વિધવા."

"પ્રતાપરાય મજમૂદાર ! હા પન્નેસરમાં પ્રતાપરાય મજ-મૂદાર હતા. પણ તેને ને તમારે શું ?"

"પ્રતાપરાય મારા મામા થાય."

"મામા ! તમે તો કહેતાં હતાં કે મારે કોઇ સગું નથી?"

"હા—એટલે કોઇ મને ઘેર રાખી માંદે સાંજે કામ આવે એવું."

"પણ પ્રતાપરાયને છૈયાં છોકરાં છે ને–હજી કાલેજ કૃષ્ણ-મુખ મજમૂદાર અને વિદ્યુત્લતાની કંઈ વાત થતી હતી તે તમારાં મોળાઇ ખરાંને ?"

"કૃષ્ણમુખ ગૂજરી ગયો અને એનાં મા અતિ બિમાર છે."

"તમે ત્યાં જઇ શું કરવાનાં હતાં ? એક તો બહુ છેટું ને વળી તમે ત્યાં પહોંચો તે પહેલાં—વળી તમને તો તેણે કાઢી મૂક્યાં'તાં."

"એવું એવું આવે ટાણે સંભારી રખાય કે ?"

"તમે ત્યાં કેટલું રહેશો ?"

"જેટલું ઓછું રહેવાય તેટલું."

"એક અઠવાડિઆથી વધુ ન રહેતાં."

"હું જોઇશ."

"તમે પાછાં તો આવશો ને?"

"હાસ્તો."

"તમારી સાથે કોણ છે? અહિંથી કોઈને મોકલું?"

"ના જી, ત્યાંથી તેના મહેતાજી આવ્યા છે."

"જૂનું માણસ છે?"

"હા, દસ વરસથી નોકર છે."

"ઠીક, પૈસા બૈસાનું કેમ છે?"

"પૈસા છે થોડાક."

"ત્યારે સાથે વધારે રાખવા સારા. લ્યો" કહી તેણે પાકીટ કહાડયું અને પચાસ રૂપિયાની નોટ આપી.

"જી, મારી પાસે છૂટા નથી.

"મારે છૂટા નથી જોતા. તમારા પગાર પેટે એ લઇ લ્યો." પછી કંઇ વિચાર આવ્યો હોય તેમ એકદમ અટકયા "હા, હા. લાવો પાછા. લ્યો આ પચીસની નોટ. વધારે આપું તો વળી વધારે રહો."

"જી, મારે એક બીજી વાત પણ કહેવાની છે."

"શું?"

"આપનાં ટુંકા વખતમાં લગ્ન થવાનાં છે."

"હા—પછી?"

"અંજનીને હવે નિશાળે મોકલવી જોઈએ."

"બરોબર છે—અને આપનું?"

"હું બીજી જગ્યા ખોળી કાઢીશ."

"મારા પૈસા પાછા લાવો."

"કેમ, સાહેબ" મેં આશ્ચર્ય પામી પૂછયું.

"એમાંથી જાહેરખબર આપવાનું ખર્ચ નીકળી શકે તેમ છે."

"હા, તેમાં શું?"

"તમારો દંડ કરવાનો છે."

"કયા વાંક માટે?"

"અહીંથી છૂટાં થયાં પહેલાં બીજી જગ્યા ખોળવા માટે."

"ત્યારે ન ખોળું?"

"ના, હું ખોળી આપીશ."

"તમારાં લગ્ન થઈ ગયા પહેલાં?"

"હા. જરૂર."

"ત્યારે હું જઉં છું."

"જાઓ," હું પાછી ફરી

"જીવન."

" જી."

" માણસો છુટાં પડતાં શા શા શિષ્ટાચારો કરે ? "

" આવજો આવજો કહે."

" જીવન આવજો."

" જી."

" જગત આવું રસહીન છે ? "

" કેમ ? "

" આવો આવજોમાં શું ? કેટલી શુષ્કતા, નીરસતા ! "

" વારૂ."

" બસ ? એથી વધારે આપણા ભાષાકોશમાં કંઈ ન મળે ? "

" જી, છે, હું જરૂર આવીશ; અહિં નહિ આવું તો ક્યાં જઈશ ? વગેરે. "

" જાઓ. "

હું ગઈ. તે ત્યાંજ ઉભા રહ્યા.

આખા દિવસમાં અમે મળ્યાં નહિ. રાતે સરસામાન બાંધી થાકીપાકી હું વહેલી સૂઈ ગઈ અને સવારે તે ઉઠ્યા પહેલાં ઉપડી.

પલ્લેસર પહોંચતાં પહેલાં તો હું ગંગાને ત્યાં ગઈ. તેની સાથે ગઈગૂજરીની, મારા વર્તમાન જીવનની વાતો કરી લગભગ એકાદ કલાક કાઢી નાંખ્યો. પછી મામાની હવેલીએ જવા નીકળી ઇંદિરા અને વિદ્યુત બન્ને નીચે બેઠાં હતાં. ઇંદિરા લાંબી અને પાતળી

હતી. તેની આંખ માંજરી પડી ગઈ હતી. ડોકમાં ધૂડની નળી અને કાળો ઉનનો દોરો હતો. એક ઝીણા પારાની રૂદ્રાક્ષની ગાળા પણ હતી. વિદ્યુત પડેલાંના જેવી પાતળી અપ્સરા જેવી સુંદર ન હોતી, પણ માંસલ ભરેલી મીણના પૂતળા જેવી પાકી ગયેલી દેખાતી હતી. જેટલી ઇંદિરા સાદી અને જૂના જમાનાની હતી તેટલીજ વિદ્યુત આગળ વધેલી અને આછકડી દેખાતી હતી.

હું ગઈ ત્યારે બન્ને મને " જીવનશાલિની, આવો " કહી લેવા આવ્યાં. બન્નેએ પોત પોતાની રીતે સત્કાર કર્યો. પણ એ સત્કારમાં ઉંડો તિરસ્કાર, અનાદર ભર્યો હતો. સુભાગ્યે એ તિરસ્કાર અગર અનાદર મને લાગે તેમ નહોતું.

" મામીને કેમ છે ? " મેં એકદમ પુછયું. તે ચોકયાં.

" સારૂં નથી. આજ તો ત્યાં જવાશે જ નહિ. " વિદ્યુતે કહ્યુ.

" ઇંદિરા બહેન. જરા જઇને ખબર આપો ને કહો કે હું આવી છું. મને મળવાની તેમની ખાસ ઇચ્છા છે."

વિદ્યુતે પોતાની મોટી આંખો ફાડી મારા તરફ એકીટશે જોયાં જ કર્યું.

" જીવન બહેન, બાને સાંજના બોલાવીયેછ તો તેનો મંદવાડ બહુ વધી જાય છે."

" વારૂ " કરી હું ઉઠી, કપડાં બદલ્યાં અને ગંગાની શોધમાં ચાલી. ગંગાને ખોળી કાઢી મામીની તબિયતના ખબર પૂછવા ઉપર મોકલી. તેણે આવી કહ્યું કે મામી જાગ્રત હતાં.

હું ઉપર આવી. બધું એમનું એમ હતું. ફર્નીચરમાં જરા પણ ફેરફાર થયો નહોતો. અંદર જતાં હૈયું જરા ભરાઈ આવ્યું;

મારૂં બાળપણુ તાજું થઇ આવ્યું. મામીના ઓરડામાં જતાં જે ગુસ્સાથી, જે સળગતી વૈરજ્વાલાથી મેં એ હવેલી છોડી હતી તે યાદ આવ્યું. ઓરડામાં ઝાંખો દીવો બળતો હતો; એક ખૂણામાં મામી પડખું વાળી સૂતા હતાં. તે ચહેરો હજી એવો ને એવો સખત અને નિર્દય હતો; એનોંએ અહંકાર, પ્રતાપ તેના ઉપર પ્રગટી નીકળતો હતો; એકવાર તો ફરી વૈરજ્વાલા સળગી, ફરી એ ઓરડો છોડી જવા તૈયાર થઈ. હું અંદર આગળ વધતાં સહેજ અટકી. મનને કાબુમાં આણ્યું, મામીના પલંગ પાસે જઈ મેં ધીમેથી તેના લલાટ છપર હાથ મુકયો. તેણે આંખ ઉઘાડી.

" જીવન, કેમ " તેણે દાંત ભીંસી કહ્યું.

" હા, મામી. "

મેં તેને કોઈ દિવસ મામી ન કહેવાનું વ્રત લીધું હતું તે હું ભૂલી ગઇ. મેં તેના ભાલ ઉપર અંતરમાં વધારે વહાલ ઉપજાવી હાથ મૂકયો; મારા મનમાં મારે માટે વાળી રાખેલી વૈરની ગાંઠ છોડી દેશે. પરંતુ નહિ; મામીના ચહેરા પર એજ કઠોરતા, એજ તિરસ્કાર કાયમ રહ્યાં. તેણે મને નખથી શિખ નિહાળી; ચળકતી ક્રોધયુક્ત આંખો મારા ઉપર ઠેરવી; પછી પાસું ફેરવી સૂઇ જવા માંડયાં.

મારી વત્સલતાની જયોત બૂઝાઇ ગઇ, અંગેઅંગ ચ્હીડવાટની બળતરા ઉત્પન્ન થઇ અને પછી ખરેખર ગુસ્સો ચ્હડયો. મેં તેને જીતવાનો ઠરાવ કર્યો. એક ખુરસી લઈ તેના ઉશીકા પાસે ગોઠવી હું ત્યાં બેઠી અને કહ્યું.

"મામી, તમે મને બોલાવી હતી ને? હું આવી છું હો. તમને સારૂં થશે ત્યાં સુધી હું અહિં રહીશ."

"વારૂ. તું ઇંદ્રીને મળી?"

"હા."

"તો તેને કહેજે કે મારે તારી સાથે ઘણીયે વાતો કરવાની છે તે હું તને કહી લઉં ત્યાં સુધી તારે રોકાવાનું છે. આજ તો બહુ મોડું થઈ ગયું ને--તે મને બધું યાદ પણ આવતું નથી. પણ જો, હું એમ કહેતી'તી--એમ જે--"

તેની આંખો ફરવા લાગી. ચ્હેરો ફીકકો પડી ગયો, તેણે એકદમ પાસું ફેરવ્યું; ચાદર ખેંચી; પછી ફેંકી દીધી ને ઉછળી કહ્યું.

"તુંજ જીવન, કેમ?"

"હું જ જીવન."

"રાંડે મને એવી મૂંઝવીજ—રાંડ ડાકેણ. અરરર—મુજી, રીસાળ, ચાડિકી-રાંડનું સત્યા—મૂઇને નક્કી વળગાડ હતો-ગઈ તો ઘોળી—રાંડને ચિંચણમાં મરવાં શીદ ન દીધી?"

"મામી, મને મૂઇ શાને વાંચો છ? મેં તમારૂં શું બગાડયું છ?"

"અરરર, ઈ જીવનની માજ મારી અડખીલ્લી હતી તો!" તેણે ચીસ પાડી કહ્યું "મારે એકની એક નણંદ ઓહોહોહો એમાં તે શું? આટ આટલાં વહાલ શા. બેન મરી ગઇ ને ભાણેજીને બોલાવું—ભાણેજી ને બોલાવીને શું કાંદો કાઢયો? રાંડ પહેલેથીજ મરચાં જેવીજ હતી. તે મરતાં મરતાંએ મારો પીછો

છોડયો નહિ. એને મને શું કામ સોંપી ગયા ? મારો કન્હૈયો મારો વહાલ સોયો—અરરર આ હવેલી ઘરેણું—"

"ગંગા, હું જાઉં એટલે શાંત પડશે" કહી હું ત્યાંથી ખસી. મામીનો સન્નિપાત વધતો જતો હતો.

"ઉભી રહે, જા છ કયાં ? કન્હૈયો કે છ કે હું અફીણ ઘોળીને પીશ. હુ તે કેટલા પૈસા આપું ? કયાંથી કાઢું—અરરર.

હું બહાર નીકળી ગઇ; ગંગા દવા આપવા અંદર રહી.

તે પછી લગભગ દસેક દિવસ નીકળી ગયા. તેનો સન્નિપાત ઘડી ઘડીમાં એટલો વધતો જતો કે ડાકટરે તેને તદન એકલાં અને શાંત રાખવાનો હુકમ કર્યો હતો. ઇંદિરા, વિદ્યુત અને હું સઘળાં પોતપોતાનાં કામમાં મશગુલ રહેતાં હતાં. મને તેઓ બહુ બોલાવતાં નહોતાં, પરંતુ એક દિવસ હું બેઠી બેઠી ચિત્ર કાઢવા માંડી અને મારાથી સ્હેજેજ દેશાઇજીની સુંદર આકૃતિ નીકળી ગઈ, હું તેની ભ્રમરો જરા વધારે કાળી તથા આંખો વધારે કાળી કરવા જતી હતી એટલામાં વિદ્યુત ત્યાં આવી રહડી.

"ઓહો, જીવન બહેન, આ કોનું ચિતર છે ?"

ચિત્રનું નામ સાંભળી ઇંદિરાએ પણ પોતાના ભરતમાંથી માથું ઉંચકયું.

"નહિ, સહજ. એતો મારા એક ઓળખીતા શેઠનું ચિત્ર છે," મેં કહ્યું.

બન્ને મારી પાસે આવી ઉભાં અને મારાં બીજાં ચિત્રો જોવા માગ્યાં. વિદ્યુતને તે બહુજ ગમ્યાં. મેં તેને તેનું ચિત્ર કાઢી આપવાનું કહ્યું અને તે દિવસથી હું તથા વિદ્યુત દોસ્તદારો થઈ પડયાં તે મને તેની—વિશ્રમ્ભ કથાઓ કહેવા માંડી અને છાની છાની અનેક વાતો કરવા માંડી.

ઇંદિરા તો તે છતાં પણ બહુ બોલતીજ નહિ. તે સવારમાં ઉઠતી; પછી પારેવાંને ચણ નાંખતી; પછી ચંડીપાઠ અગર ગીતાજી લઇને બેસતી. જમ્યા પછી ત્રણ કલાક એક શેત્રંજી જેવડો રૂમાલ ભર્યા કરતી બે કલાક ડાયરી લખતી. બે કલાક રસોડામાં તથા ઘરના હિસાબ કિતાબમાં ગાળતી. બન્ને બહેનો માની મંદવાદની બહુ દરકાર ન કરતાં. તેની સંભાળ ગંગા તથા નોકર ચાકરો રાખતાં. તેમજ બહેન બહેનમાં પણ મુદલ બનતું નહોતું ઇંદિરા સ્પષ્ટ કહેતી કે—વિદ્યુત તદન પૃથ્વીને ભાર રૂપ છે અને તેને કોઇજ સંઘરવાનું નથી. વિદ્યુત તેને જવાબ દેતી પછી રોતી; પછી અરધા કલાક સુધી મ્હોં લૂછયા કરતી; અને પછી સૂઈ જતી.

એક દિવસ સંધ્યાકાળે હું મામીના ઓરડામાં તેને ઉશીકે બેઠી હતી. મામીનો સન્નિપાત મોળો પડયો હતો. પણ નબલાઈ વધતી જતી હતી. બે ત્રણ દિવસથી તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહતો તેમજ કંઈ ખાધું પીધું પણ નહોતું. અંત પાંસે આવી ગયો છે એમ સૌ કોઈ સમજી ગયું હતું. હું એકદમ અવાજથી ચમકી.

"કોણ બેઠું છે?"

હું ઉઠી મામીને કપાલે હાથ ફેરવ્યો. પછી કહ્યું.

" એ તો હું છું, મામી. "

" હુ કોણ ? ગંગા કયાં ? "

" હું—મામી. મને ઓળખતાં નથી ? "

" મામી ?–હા. હા. જીવન. તું આંહિ ! ભુત તો નથી ને ? તું ચીંચણમાં મરી ગઈ હતી ને ? "

હું બોલી નહિ.

', ના. તું જીવતી છે ? મરી નથી ગઈ. બાઇ, મેં તને બે નુકશાન કર્યાં છે એક તો તને ઉછેરવામાં ને બીજું-" તે એકદમ બંધ રહી ગયાં; પછી બડબડયાં. " કંઈ નહિં કોણ જાણવાનું છે? હું સાજી શું કામ નહિ થાઉં ? "

થોડીવાર તે શાંત રહ્યાં. અંતઃકરણમાં ઘડમથલ ચાલી રહી હોય એમ સ્પષ્ટ દેખાયું.

" ચાલ, બાઇ, ચાલ, પતાવ જલદી. " તે બોલ્યાં. "જમને ચોપડે ચ્હડવાનું તો છે જ ને ? મારા ઓશીકા તળેથી કાગળ છે તે કાઢ."

મેં તે કાઢયો.

" વાંચ, પતાવ. "

કાગળ ટુંકો હતો અને મેં તે વાંચવો શરૂ કર્યો.

**ગંગાસ્વરૂપ બ્હેન,**

વિ. વિ. કે મારી ભત્રીજી જીવનશાલિની આપને ત્યાં રહેતી હતી તે હાલ કયાં છે તે કૃપા કરી જણાવશો. મારે તેને

મારી સાથે નૈરોબી લઈ જવા વિચાર છે. પરમેશ્વરે મને સારા દહાડા દીધા છે તો હવે હું તેને દત્તક લઇ સુખી કરૂં. એજ કામકાજ ફરમાવશો.

લી. વિલાસરાય કદ્રેણુજના

ધરારત.

તેના પર ત્રણ વરસ ઉપરની તિથિ હતી.

"મને આ કાગળ કેમ ન મોકલ્યો? મેં પૂછયું.

"મારૂં વેર વાળવા જીવન; તેં મને શા શા દી દીધા છે એ હું ભૂલી કેમ જાઉં? પાણી—"

"મામી, એ બધું ભૂલી જાઓ. મેં તમને જે કાંઈ કહ્યું કરાવ્યું હોય તે બધું માફ કરો. હું તો બાળક હતી ને?"

"માફ કરૂં? હું ભુલી જાઉં? મેં વેર વાળ્યું; તારા કાકાને લખ્યું કે તું તો મરી ગઇ છે. તારે જે કરવું હોય તે કર."

"મામી એ બધું ભુલી જાઓ–માફ કરો."

"માફ. હું ભુત થઇશ. તને વળગીશ. તને"

તેનો શ્વાસ એકદમ તુટી ગયો. તેની આંખ ફાટી ગઈ. મેં તરત ગંગા તથા ઇંદિરાને બોલાવ્યાં. એક જણ ડાકટરને બોલાવવા દોડયું.

મામીનો આત્મા પ્રભુ દરબારમાં ચાલ્યો ગયો.

શું મજબુત શરીર? કન્હૈયો આવો ન નીવડયો હોત ને તારે માટે આટલો વેરભાવ ન હોત તો તે જરૂર વધારે જીવત આટલું કહી ઇંદિરા તેને છાલો લેવા તજવીજ કરવા માંડી. કોઇની આંખમાંથી એક અશ્રુ સરખું પણ પડયું નહિ.

# પ્રકરણ ૨૨ મું.



## પુનઃ વાંસવાડીમાં.

દેશાઇજીએ મને એક અઠવાડિયાનીજ રજા આપી હતી, પરંતુ પદ્મેસર છોડતાં છોડતાં લગભગ એક માસ થઈ ગયો. ચોથે દિવસ શાક આપ્યા પછી તુરતજ ચાલી નીકળવાનો મારો વિચાર હતો; પણ વિદ્યુત કહે કે હું મામાને ત્યાં મુંબઇ રહેવા જઉં ત્યાં સુધી રોકા, તેના મામા પણ સ્વર્ગસ્થ બ્હેનની ઉત્તર ક્રિયા કરવા અને સઘળું સમેટવા રોકાયા હતા તે પણ આગ્રહ કરવા લાગ્યા, વિદ્યુતને ઇંદિરા સાથે બનતું નહોતું અને તેની સાથે રહેતાં બ્હીક લાગતી. તે તેની ઉદાસીનતામાં દિલાસો દેતી નહિ, આંસુ લૂછતી નહિ, જવાની તૈયારીમાં મદદ કરતી નહિ. તેના નબળા મનની અરેરાટી અને સ્વાર્થપરાયણી શોક હું પણ બહુ મુશ્કેલીથી સહી શકતી અને જો કે મેં તેને બને તેટલી મદદ કરી છતાં મારા મનમાં તો થતું કે "બ્હેન, જન્મારો સાથે ગાળવાનો હોય તો હું પણ તને મદદ ન કરૂં હો."

છેવટ વિદ્યુત ગઇ. તે પછી એક અઠવાડિયું વધારે રોકવા આગ્રહ કરવાનો ઇંદિરાનો વારો આવ્યો "મારી યોજના અને તૈયારીમાં મારો બધો વખત જશે. હું થોડા વખતમાં વનિતા વિશ્રામની નિવાસિની થઇશ. તું અહિં આવનાર કરનારને મળજે, કાગળના જવાબ લખજે ને જરા ઘર સંભાળજે."

એક દિવસ એણે કહ્યું કે હવે તારે જવું હોય તો તું છુટી છે. તારી ડહાપણ ભરેલી રીત અને મદદ માટે હું તારો ઉપકાર માનું છું. તારામાં ને વિદ્યુતમાં ઘણો ફેર! તું કોઇને બોજારૂપ થઇ પડતી નથી. તારૂં કામ શાંત બજાવે જાય છે. હું આજે મુંબઈ જઈશ. ત્યાં વનિતા વિશ્રામની અધિકારિણીને મળીશ અને બનશે તો પંજાબમાં તેની શાખા ખોલી ત્યાંની વિધવાઓનું જીવન સાર રૂપ કરીશ."

એ વિધવાઓનાં ભાગ્યપર વિચાર કરતી હું ચૂપ રહી. અમે છૂટાં પડયાં ત્યારે તેણે કહ્યું " જીવન બહેન, આવજે હો, તારૂં કલ્યાણ હો; તારામાં કંઇક અક્કલ છે "

એટલુંજ કહેવું બસ થશે કે આગળ ઉપર વિદ્યુત એક દોલતમંદ કુટુંબમાં પરણી; ઇંદિરા લાહોરની વનિતાવિશ્રામની અધિકારિણી બની.

થોડી વત્તી ગેરહાજરી પછી પાછા ઘેર ફરતાં માણસના મનમાં કયી જાતની લાગણી થાય એ મને ખબર નહોતી. ફરવા જઈ આવીને પાછાં ફરતાં પદ્મસરની હવેલીમાં તો હું ધ્રુજતે ધ્રુજતે જ પેસતી એ મને બરોબર યાદ છે. ચીંચણમાં બહારથી પાછાં ફરતાં આજે જમવાનું શું હશે તે વિચારો થયા કરતા. આ જાતના પાછાં ફરવામાં કંઇ આલ્હાદ નહોતો. સમીપ આવતાં દરક્ષણે આકર્ષણમાં વધતું જતું લોહચુંબક નહોતું. વાંસવાડી પાછા ફરતાં શું થાય છે તે અનુભવવાનું હતું.

મુસાફરી તો બહુજ કંટાળા ભરેલી લાગી. ઘડીકમાં મામીને છાણે નાંખ્યાં હતાં તે ચિતાર આવે. ઘડીકમાં વિદ્યુત્‌ના તો ઘડી-

કમાં ઈંદિરાના ખ્યાલ આવે. વળી વિચારમાળા બદલાય. હું વાંસવાડી જતી હતી પણ ત્યાં કેટલો વખત રહેવાની હતી? બહુ તો નહિજ જ? પલ્લેસર હતી ત્યારે રેવતીફોઇનો કાગળ હતો. પરોણાઓ ચાલ્યા ગયા હતા. દેશાઇજી મુંબઇ ગયા હતા. એક નવી મોટોર લેવી હતી અને જોણા કાંઠલાના—પલ્લાંનાં ઘરેણાં તથા કપડાં લેવાં હતાં.

મારે કયાં જવું? એકાએક મહાશ્વેતાની મૂર્તિ નજર પાસે ખડી થઇ. મને બહાર કાઢી મૂકી એ વાંસવાડીનો દરવાજો વાસતી હતી અને છેટે અદબવાળી દેશાઇજી ઉભા ઉભા જોતા હતા, અને કરાલ હાસ્ય કરતા હતા.

મેં મારા આવવાના ચોક્કસ દિવસના વાંસવાડી ખબર આપ્યા નહોતા; તેથી સ્ટેશને ગાડી કે માણસ કોઇ આવ્યું નહોતું. હું ધર્મશાળાના રખેવાળને ટ્રંક સોંપી મજૂર સાથે પાછળથી મોકલાવવાનું કહી ચાલવા માંડી.

સંધ્યા સુંદર જામી હતી, આખે રસ્તે ખેડુતો ઘાસ કાપતા હતા અને નીંદતા હતા. આકાશમાં વાદળાં હતાં; તેમાં મને ભાવિનાં શુભ ચિન્હ દેખાતાં. વાદળનો આસમાની રંગ આછો અને સ્થિર હતો. વાદળાં ઉંચાં અને પાતળાં હતાં. પશ્ચિમમાં તેજ અને તાપ હતાં.

રસ્તો ટૂંકો થતો ગયો તેમ તેમ મને આનંદ થતો ગયો. એક વાર તો મારે ચાલતું અટકવું પડયું. એ આનંદ શા માટે? વાંસવાડી કંઇ મારૂં ઘર નહોતું. એ મારૂં હમેશનું નિવાસ

નહોતું. ત્યાં મારે માટે ચિન્તાતુર હૃદયો રાહ જોતાં નહોતાં. હું હસી પડી. "રેવતીફોઈ ધીમેથી કહેશે "કાં આવ્યાં" અને અંજની દોડશે ને તાળીઓ પાડશે. પણ તું અન્યને ચિન્તે છે ને તે તારૂં ચિંત્વન કરતો નથી"

પરંતુ યૌવનથી વધારે હઠીલું શું હોય? બીનઅનુભવથી વધારે આંધળું શું હોય? એ બન્ને કહેતાં હતાં કે દેશાઈજીનાં દર્શનમાં પણ આનંદ રહેલો છે. જા, જા, હજી વખત છે. તેના પર નજર ફેરવાય તેટલો વખત ફેરવી લે. પછી હમેશનો વિયોગ સાલ્યા કરશે.

વાંસવાડીના બીડમાં મજૂરો ઘાસ વાઢતા હતા અગર ઘાસ વાઢી રહીને કામ પરથી છૂટતા હતા અને દાતરડાં હાથમાં લઈ ઘેર જવા નીકળતા હતા. મારે એક બે ખેતરવાજ જવાનું હતું. વાડમાં સુગંધી ફુલો બહેકી રહયાં હતાં. પણ તે વીણવાની મને નવરાશ નહોતી; મારે તો એકદમ વાંસવાડીજ પહોંચવું હતું. હું એક વિશાળ પીપળાના ઝાડ આડેથી નીકળી ખેતરના શેઢા ઉપર ચડી–સામેજ દેશાઈજી એક પત્થર પર કાગળ પેન્સિલ લઈ બેઠા હતા અને કંઈ લખતા હતા.

હું ઘડીવાર તો ગભરાઈ ગઈ. તેને જોતાં આમ કંપી ઉઠીશ, અસ્વસ્થ થઈ જઈશ એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું. વારૂ હું બીજે રસ્તે જઈશ, તેની નજરે ચ્હડવા જરા પણ જરૂર નથી એમ કરી હું પાછી ફરી.

"હો, હો. જીવનશાલિની, આંહિ આવો." વીસ બીજા રસ્તા હોય તો તે પણ નકામા. હું તેના તરફ ખેંચાઈને ચાલી.

"આજ જીવનશાલિની, ? વીસાપુરથી- મંગળપુરથી છેક પગે ચાલીને ? ગાડી મંગાવી નહિ, માણસ મંગાવ્યું નહિ, આ જ જીવન ! સંધ્યા કાળે જોગમાયા ગરબે રમવા નીસર્યાં જાણે, આ આખો મહિનો શું કર્યું ?

"મારાં મામી ગૂજરી ગયાં."

"જોગમાયાએ ભોગ પણ લીધો. બાપરે ! મારે બહુ ચેતીને ચાલવું પડશે. તમે કાળાં માથાંનાં માનવી છો કે કોઈ દેવી છો ?"

હું જાણુતી હતી કે દેશાઈજીને મળવાથી આનંદ થશે. એ આનંદ તેની સાથેના તમામ સંબંધ હવે થોડા વખતનાજ છે એ જ્ઞાન અને ભયથી મિશ્રિત હતો છતાં પણ દેશાઈજી પોતાનો આનંદ બીજાને આપવાની એવી સરસ શક્તિ ધરાવતા કે તેના આનંદનો ઉચ્છિષ્ટ ભાગ પણ મિજબાની જેવો લાગતો. "જૂઠી, જૂઠી, એક માસથી ચાલ્યા જવું અને મને ભૂલી જવો !" આ શબ્દો અમૃત સમાન હતા. હું તેને ભૂલી જઉં એ તેને કંઈ વિસાતની બાબત હતી ખરી.

તે રસ્તામાં આડા હતા ત્યાંથી ખસ્યા નહિ. મને પણ તેને ખસવાનું કહેવું ગમ્યું નહિ. મેં પૂછયું "મુંબઈ જઈ આવ્યા !"

"હા, જાદુથી જાણ્યું કે ?"

"ના, ફોઈબાએ લખ્યું હતું."

"હું શું કામ ગયો હતો એ તેણે લખ્યું હતું."

"હાસ્તો. બધાં જાણે છે કે આપ શું કામ ગયા હતા."

"જીવન, કાલે મોટોર જો જો અને નવાં દેશણને પસંદ પડશે કે નહિ એ અભિપ્રાય આપજો. નક્કી પુષ્પક વિમાનમાં જાણે ઇંદ્રાણી બેઠાં. મને કંઇ તાવીજ બાવીજ આપી તમે ઇંદ્ર સમાન ન બનાવી શકો ?"

"એ વાત તાવીજની શક્તિ બહાર છે." પછી મનમાં બોલી "પ્રેમમય નયનને તો તમે–અગર તમારી કઠોરતા–કરાલતા સૌંદર્ય કરતાં વધારે આકર્ષક છે."

દેશાઇજી સહેજ હસ્યા. એ હાસ્ય માર્મિક હતું અને તેના ચહેરા પર કોઇવારજ દેખાતું.

"જીવન, જાઓ" તેણે માર્ગ આપી કહ્યું "ઘેર જાઓ અને વિશ્રાંતિ લઇ સ્થિર થાઓ.

હું ચાલી. પછી કોઇ ગુહ્ય શક્તિને બળે મેં મારો વાંસો ફેરવ્યો અને કહેવાઇ જવાયું.

"દેશાઇજી, આપનો આભાર માનું છું. મારે તો જ્યાં આપ ત્યાં ઘરજ છે."

પછી એકદમ એવી ઉતાવળી ધસી નીકળી કે તે પણ મને પકડી પાડી શકત નહિ.

ઘેર ગઇ ત્યારે અંજની તો આનંદથી ઉંધી વળી ગઇ. અંબા, જેઠો, તેની વહુ વિગેરે સહુ મળવા આવ્યાં. ફોઇબા વાતો કરવા બેઠાં. આવો આનંદ મેં તો કોઇ વાર અનુભવ્યો નહોતો. આસપાસનાં માણસો આપણને ચ્હાય અને આપણી હાજરીથી તેના સુખમાં વધારો થાય એથી બીજું મોટું સુખ કયું ?

એ સાંજે હું ભાવિ પ્રત્યે નિશ્ચયપૂર્વક અંધ બની; વિયોગ અને દુઃખ પાસેજ છે એ ધ્યાનમાંજ લીધું નહિ. જમી રહ્યા પછી રેવતીફોઈ તથા હું વાતો કરતાં બેઠાં હતાં અને અંજની મારા ખોળામાં પડી હતી તે વખતે શાંતિ અને સુખની એવી આડી વાડી બની હતી કે તેમાં દુઃખ કે અશાંતિ પેસી શકે જ નહિ. દેશાઈજી તે વખતે ત્યાં અચિંતા આવી પ્હોંચ્યા. "કેમ, ફોઈબા, દત્તક પુત્રી આવી, હવે તો મન હેઠું બેઠું ને?" "**अंजनि, यह तुम्हारी गूजराती अम्मा**" કહી જરા રમૂજ કરી ગયા. તે વખતે મારા અંતરમાંથી શાંત પ્રાર્થના નીસરી કે ગમે તેમ હો પણ અમને બેને પ્રભુ છૂટાં પાડે નહિ અને દેશાઈનો સ્મિત પ્રતાપ અમારા બંન્ને ઉપર હંમેશાં રહે.

વાંસવાડીમાં પખવાડિયું શાંતિમાં નીકળી ગયું. વિવાહની વાત મુદ્દલ ઉચ્ચારાતી નહોતી. મેં બે ત્રણ વાર ફોઈબાને પૂછયું પણ તેણે કહ્યું કે કંઈ નકકી નથી. તેણે પોતે એકવાર દેશાઈજીને પોતાને પૂછયું પણ કંઈ સીધો જવાબ મળ્યો નહિ.

મારા મનમાં વળી પાછી આશા ઉગી. વિવાહની વાત પડતી મૂકવામાં આવી હશે લોકવાયકા ખોટી પડી હશે, એક અગર બંન્ને પક્ષે વિચાર ફેરવ્યા હશે. હું દેશાઈની મુખમુદ્રા તપાસતી પણ તે અવિચ્છિન્ન એક સરખી જ રહેતી. હું નિરાશ થતી ત્યારે દેશાઈજી વધારે આનંદ લેતા. આટલી બધી વાર હું તેમની સાથે કદી બેસતી નહિ, આટલી માયા તે કદી મારા ઉપર બતાવતા નહિ અને—આટલી બધી પ્રીતિ મારા મનમાં તેને માટે પહેલાં કદી હતી નહિ.

---

# પ્રકરણ ૨૩ મું.



## પડદાના ચીરા.

આકાશ સ્વચ્છ હતું, તાપ સખત પડતો હતો; ઘાસ વઢાઈ રહ્યાં હતાં; વાંસવાડીની આસપાસ ખેતરો લીલાંછમ હતાં; રસ્તાઓ ધોળા, સૂકા હતા; ઝાડનાં પાંદડાં પાકવા આવી ગયાં હતાં, શાકપાનની વેલોથી વાડો ભરાઈ ગઈ હતી.

આખો દિવસ અંજની બોર વીણી વીણી થાકી સૂઈ ગઈ હતી. મેં તેને સરખી સુવાડી અને પછી બાગમાં વિશ્રાંતિ લેવા ગઈ.

૨૪ કલાકમાં એ મધુરામાં મધુરો કલાક હતો. દિવસનો પ્રચંડ તાપ શાંત પડયો હતો. સૂર્ય આથમ્યો હતો અને અર્ધા ગગન મંડળપર તેની જાજ્વલ્યમાન સોનેરી આભા પથરાઈ રહી હતી. પૂર્વ પણ સુંદર ઘેરી આસમાની બની હતી, તેના મુકુટ મણિ તરીકે થોડાજ વખતમાં ચંદ્ર વિરાજવાનો હતો.

થોડો વખત મેં ચોકમાં આંટા માર્યા પરંતુ એક બારીમાંથી હેનાની સુગંધ ધીમે ધીમે આવતી જણાઈ અને ઉંચે જોતાં પુસ્તકાલયની બારી સહેજ ઉઘડતાં જોઈ. અહિંથી કોઈ દેખે એમ ધારી હું ફલઝાડનાં ઝૂંડ તરફ વળી. આના કરતાં વધારે શાંત અને સ્વર્ગીય બીજી એકે જગ્યા નહોતી. એ ઝાડથી ભરેલી હતી, પુષ્પથી મઘમઘી રહેલી હતી, એક બાજુપર બહારના

ચોક આડી ઉંચી દિવાલ આવી રહી હતી; બીજી બાજુએ તૃણમ-ચીથી વટવૃક્ષનું જૂથ તેને જૂદી પાડતી. પેલે છેડે એકાંત ખેતરોથી છુટી પાડતી નીચી સરખી વાડ હતી; એ વાડ તરફ જવાને આસોપાલવથી ઢંકાયેલો અને એક મોટા ઘોર વડ પાસે અંત પામતો વાંકો ચુંકો રસ્તો હતો. આ વડના થડ આસપાસ બેઠક કરી હતી. ત્યાં કોઈના દેખ્યા વિના રસળ્યા કરાય તેમ હતું. આ સમયે મને ત્યાં જવાનું મન થયું અને હું તે તરફ ચાલી પરંતુ પુષ્પ કુંજ અને ફુલઝુંડને જૂદા પાડતા વધારે અજવાળા ભાગ તરફ જતી હતી એટલામાં વળી નવો પમરાટ હવાપર પ્રસરતો આવ્યો અને હું થંભી.

એ પમરાટ જાઈ, જૂઈ, માલતી કે મોગરાનો નહિ. પણ દેશાઈજી જે અત્તર વાપરતા હતા તે હેનાના અત્તરનો હતો. મેં આસપાસ જોઈ કાન માંડયા; પાકવા આવેલાં ફળથી લચેલી સીતાફળી દેખી; કલ્લોલ કરતાં મેનાં પોપટ દેખ્યાં, પણ કોઈને આવતું જોયું નહિ, કોઈનું પગલું સંભળાયું નહિ. પરંતુ અત્તર વધારે પમરવા માંડયું. મારે ચાલ્યા ગયા વિના ઉપાયજ ન હોતો; હું દરવાજા તરફ જવા ચાલી પણ ત્યાંથી દેશાઈજીને આવતા જોયા. હું તરત પાસે દ્રાક્ષનો માંડવો હતો તેમાં પેસી ગઈ. દેશાઈજી બહુ નહિ રોકાય; તે તરત બીજી બાજુએ ચાલ્યા જશે; હું છાની રહી શકીશ તો તે મને દેખશે નહિ.

ના ના–મને સંધ્યા રૂચિકર છે તેટલીજ તેને છે, આ જીર્ણ વાટિકા તેને તેટલીજ આકર્ષક છે; અને સીતાફળ ઉંચકતા, દબાવતા, બોર પર પથરો ફેંકી પાડતા, લીંબુનાં પાન તોડી મસા-

જાતા તે આમતેમ ફર્યા કરે છે. ફૂલના ગુચ્છાની સુગંધ લે છે; તેની પાંખડીની રચના જુએ છે. મારી પાસેથી એક મોટું પંતગિયું ગયું અને દેશાઈજીના પગ પાસે નાનો ગલગોટાનો રોપ હતો તેના પર બેઠું. તેણે તેને જોયું અને તપાસવાને નીચા વળ્યા.

"હવે, મારા તરફ તેની પીઠ છે" મેં ધાર્યું "અને તેનું ધ્યાન બીજે છે. મારા પગનો અવાજ નહિ થાય તો તો દેખાયા વિના જવાશે."

હું ઘાસ ઉપર ધીમે ધીમે પગ મૂકતી ચાલી તે મારાથી બે વાર છેટા રહ્યા અને પંતગિયું જોતા હતા. જેવી હું પાછળથી સટકી જવા ગઈ કે પીઠ ફેરવ્યા વિનાજ તેણે કહ્યું;

"જીવન, આવો, આ પતંગિયું તો જૂઓ.

મેં જરા પણ અવાજ કર્યો નહોતો, તેને પાછળ આંખો નહોતી છતાં તેણે જાણ્યું કેમ ? હું પહેલાં તો ચમકી પણ પછી તેની પાસે ગઈ.

"એની પાંખ તો જુઓ. આવડું મોટું પતંગિયું મેં ગૂજરાતમાં તો જોયું નથી. જૂઓ, ઉડયું."

પતંગિયું ચાલ્યું ગયું. હું પણ ધીમે રહી સટકી જવા માગતી હતી. પણ દેશાઈજી બોલ્યા.

"ચાલો, આવી સુંદર સંધ્યાએ ઘરમાં બેસવું કેમ ગમે?"

હમેશાં મારી પાસે કંઈને કંઈ સમયસૂચક જવાબ તૈયાર હોય છે; પણ આ વખતે મને જવાબ જડયો નહિ. હું મૂઢ થઈ ગઈ હતી. મારી જીભ બંધાઈ ગઈ હતી.

અમે બેઠકવાળા વડ તરફ વળ્યાં. ચાલતાં ચાલતાં તેણે કહ્યું.

"વાંસવાડી બહુ મજાની છે કેમ?"

"હા, જી."

"તમને હવે તો અહિં ઘર જેવું લાગવું જોઈએ."

"હાસ્તો."

"અને અંજની તથા ફોઈબા માટે પણ તમને ઘણી માયા છે."

"હા, એ બંન્ને મારા પર માયા રાખે છે ને."

"તેનાથી વિખૂટું પડતાં દુઃખ થાય, ખરૂં?"

"હા."

"લાચાર. જગતની એવીજ રીત છે. એક સ્થળે સહેજ સ્વસ્થ થઈ ઠરી ઠામ થયાં કે પાછા ઉચાળા ભરી બીજે જવાનુંજ."

"જી. મારે બીજેજ જવું પડશે? વાંસવાડી છોડયા વિના ઉપાય નથી?"

"હા, જીવન. હું દિલગીર છું; પણ બીજો ઉપાય નથી."

આ ફટકો સજ્જડ હતો પણ એથી હું દબાઈ ગઈ નહિ.

"ત્યારે આપનાં લગ્નનું નકકી થયું?"

"હા—એમજ. તમે ચતુર છો. એકદમ સમજ્યાં ખરાં."

"તુરતમાંજ?"

"હા—થોડા દિવસમાંજ તમેજ મને કહ્યું હતું કે અંજનીને નિશાળે મોકલવી અને તમારે માટે નવી જગ્યા શોધી કહાડવી."

"હા, જી. હું કાલેજ "સાંજ વર્તમાન" ને લખીશ; દરમ્યાંનમાં—" હું "આંહિ રહું તો વાંધો નથી ને" એમ કહેવા જતી હતી, પણ અત્યારે મન તથા અવાજ પર કાબુ નહિ રહે એમ ધારી બોલી નહિ.

"એકાદ માસમાં લગ્ન થશે એમ હું ધારૂં છું. દરમ્યાનમાં તમારે માટે જગ્યા અને વિશ્રમ-સ્થાન હું શોધી કાઢીશ."

"જી આપનો ઉપકાર માનું છું. આપને તસ્દિ—"

"છટ, તસ્દિ શું? મહિસૂરમાં હરિદાસ શેઠ છે. તેને પાંચ દિકરીઓને ગુજરાતી તથા ઈંગ્રેજી ભણાવવા માસ્તરની જરૂર છે. માણસો બહુ મજેનાં છે. જશોને?"

"છેટું બહુ છે."

"વાહ. આગગાડીના દિવસમાં હવે છેટું શું ને પાસે શું?"

"એમ તો છેટું નહિ. પણ એટલું અંતર તો મારૂં ને–ગુજરાત, વાંસવાડી અને—"

"અને?"

"તમારાથી."

આ શબ્દો પરાણે નીકળી પડયાને તે સાથે અંતરના દરવાજા ઉઘડી તેમાંથી અશ્રુઘોધ સરી પડયો. છતાં રૂદનનો અવાજ મેં ખાળ્યો.

" એ બહુ છેટું છે. "

" છેટું તો છે. અને આપણે ક્યાંહિ મળવાનાં પણ નહિ હું તે બાજૂ કદિ જતો નથી. આપણો સંબંધ તોપણ જેવો છે તેવોજ રહેશે.

" હાસ્તો. "

" જ્યારે માણસ છૂટાં પડે ત્યારે થોડીવાર ભેગાં બેસી વાતો કરે. ચાલો, આવો. ગાડીની મુસાફરી, દેશ, લોકો વિગેરેની વાતો કરિયે. જૂઓ; આ વડ અને આ તેનાં જીર્ણ મૂળ ઉપર બાંધેલી બેઠક; આવો; અત્યારે તો સર્વત્ર શાંતિ છે."

અમે બન્ને બેઠાં.

" જીવન, મહિસૂર છેટું તો છે. પણ બીજું શું થાય? ગુજરાત હજુ બહુ પશ્ચાત. તમે મને કાંઈ સગાં થાઓ કે ?

આ સવાલનો જવાબ શું હોય!

" કારણ " તેણે કહ્યું. " મને ઘણીવાર એમ લાગે છે કે જાણે મારે ડાબે પડખે એક સાંકળ હોય અને એ સાંકળ તમારા પાસામાં જડાઈ ગઈ હોય. નર્મદા, તાપી અને પશ્ચિમઘાટ આડા આવશે એટલે કદાચ એ સાંકળ તૂટી જશે, અને મને ખાત્રી છે મારા અંતરમાંથી રૂધિર સ્ત્રવશે. તમે તો–તમે તો અલબત મને ભૂલી જશો.

" હું ? કદી ભૂલી શકાય કે ? અસંભવિતજ !"

" જીવન, સાંભળો. પેલી સારિકાને અત્યારે ગાવાનું સૂઝયું છે."

હું સાંભળવા માંડી પણ મારાથી ડુસકું ભરાઈ ગયું. મારા અંતરની વ્યથા હવે સહન થઈ શકતી નહોતી. હું નખથી શીખસુધી કંપતી હતી. થોડીવાર હું બોલી શકી નહિ. પછી કહ્યું.

"હે પ્રભુ, હું નજ જન્મી હોત અગર વાંસવાડી આવીજ નહોત તો શું ખોટું હતું?"

" કેમ, વાંસવાડી નથી છોડવી ? "

દુઃખ અને પ્રેમથી ઉત્તેજન પામી મારા આવેશો બલવાન થયા હતા, મારા ઉપર સામ્રાજ્ય ચલાવી રહ્યા હતા.

"વાંસવાડી છોડતાં મારો જીવ કળીયે કળીયે કપાઈ પડે છે. વાંસવાડીને હું ચાહું છું કારણ કે તેમાં આનંદભર રસ નિર્ભર જીવન મેં ગાળ્યું છે. મને કોઈએ કચડી નાંખી નથી, મને કોઈએ દાબી દીધી નથી. નિકૃષ્ટ માણસોના સમાગમમાં ફેંકી દઈ તેજસ્વી, ઉદાત્ત અને ઉત્સાહી આત્માના સંગથી મને દૂર રાખવામાં આવી નથી. જેને હું પૂજ્ય ગણું તેના સમાગમમાં આવી તેની સમક્ષ મેં વાતો કરી છે, હું જેમાં આનંદ માનુંછું તેવા અપ્રતિમ, ચેતનશીલ, વિકસિત ચિત્ત સાથે ઐક્ય પામી છું. દેશાઈજી, મેં આપને ઓળખ્યા છે અને આપનાથી તદ્દન હમેશને માટે છૂટી પડવાની એ ખ્યાલથી હું ભયભીત બની છું. છૂટું પડવાની જરૂરિયાત હું જોઈ શકું છું. એ જરૂરિયાતને હું મૃત્યુની જરૂરિયાત માનું છું.

" એ જરૂરિયાત કય્હાં જોઈ" તેણે એકાએક પૂછયું.

"કય્હાં? આપેજ મને બતાવો."

"કઈ રીતે?"

"મહાશ્વેતાના લગ્નની રીતે. આપનાં વધૂ ની રીતે."

"મારી વધૂ.—મારે કય્હાં વધૂ છે?"

"ટુંકા વખતમાં થશે."

"હા; થશે. થશે." તેણે દાંત પીસ્યા.

"ત્યારે મારે જવું પડશે—આપેજ એ કહ્યું છે."

"નહિ. તમારે અહિં રહેવું પડશે. હું પ્રતિજ્ઞા કરૂં છું અને એ પ્રતિજ્ઞા હું પાળીશ."

મારો પિત્તો ઉછળ્યો. "અને હું કહું છું કે હું જઇશજ. આપને મન હું કંઇ નહોઉં એ રીતે હું રહી શકું ખરી? શું હું યંત્રબંત્ર છું? કે મારા મોમાંથી કોળીયો ઝૂંટી લેવાય અને મારો પાણીનો પ્યાલો ઢોળી દેવાય એ હું સાંખી શકું? હું ગરીબ, નિરાધાર, વરવી છું માટે મારામાં આત્મા અને હૃદય નથી? અને ઇશ્વરે મને ફક્ત જરા વધારે સૌંદર્ય આપ્યું હોત તો મને તરછોડી મહાશ્વેતા સાથે લગ્ન કરવાનું આપને પણ મુશ્કેલ પડત. હું અત્યારે આપની સાથે સંસારનાં રીત રિવાજની રૂપે વાતચીત કરતી નથી. મારો આત્મા આપના આત્માને સંબોધે છે. યમરાજ પાસે જગતનાં જૂઠાણાંનાં પડ ઉઘડી જઈ ઇનસાફ થાય છે. આપણે એક રાશિનાં—

"હા–એક રાશિનાં" કહી દેશાઈજીયે મારૂં બ્હાવડું પકડી પોતાના હ્રૃદય સરસી ખેંચી દીર્ઘ ચૂંબન દીધું. "જીવન, એક રાશિનાં; આમજ."

"હા જી, એમજ." મેં જવાબ આપ્યો. "અને એમ પણ નહિ. કારણ કે આપ લગભગ પરિણીત છો અને આપના કરતાં ઘણી ઉતરતી કોટિની સ્ત્રીને પરણેલા છો. એને આપ ચાહતા નથી; એને ને આપને કંઈ સંબંધ નથી. આ જાતના સંબંધને હું તો ધિક્કારૂં. મને જવાજ દ્યો. એમાં સાર છે."

"કહ્યાં જીવન, મહિસૂર ?"

"હા, મહિસુર, મારૂં હ્રૃદય ખોલ્યું છે. હવે હું કયાં જઉં તેની પરવા નથી."

"જીવન, શાંત થા. પોતાના આવેગમાં પોતાનાંજ પીછાં તોડી નાંખતાં ગભરાયેલા મત્ત પંખી પેઠે ફફડાટ ન કર."

"હું પંખી નથી. મારે માથે કોઈની જાળ નથી. હું સ્વતંત્ર સ્ત્રી છું અને તમને હું છોડી જવાની છું."

તેના આશ્લેષમાંથી હું આંચકો મારી છૂટી અને તેની સામે ટટાર ઉભી.

"હા, તારી સ્વતંત્ર ઈચ્છાજ તારા ભાગ્યનો નિશ્ચય કરશે." તેણે કહ્યું "હું તને મારો હાથ, મારૂં હ્રૃદય અને મારી મિલકતનો ભાગ અર્પું છું; સ્વીકારીશ ?"

"આપ હાંસી કરો છો તેથી મને હસવું આવે છે."

"આ સંસારમાં મારી સાથે સહચાર માંડવાનું–મારો બીજો આત્મા થવાનું હું કહું છું."

"તે ભાગ્યને માટે આપની પસંદગી થઈ ગઈ છે."

"જીવન, થોડી ક્ષણ શાંત થા. તું અતિ ઉશ્કેરાઈ ગઈ છે. હું પણ શાંત થાઉં છું."

વડના પાનમાંથી સૂસવાટ કરતો પવન આવ્યો. આઘે કોયલ સંભળાઈ; તેને સાંભળતાં હું રોઈ પડી. દેશાઈજી મારા પર ગંભીર નમ્ર નજર નાંખી શાંત બેઠા. થોડીવાર પછી તેણે કહ્યું.

"જીવન, અહિં મારી પાસે આવ; ચાલ આપણે ખુલાસો કરિયે."

"હું તમારી પાસે કેમ આવું? ત્યાંથી હું નીસરી ગઈ છું, પાછું કેમ ફરાય?"

"પણ, જીવન મારી પ્રિયતમા–વધૂ તરીકે હું તને બોલાવું છું. હું તનેજ પરણવા ઈચ્છું છું."

હું ચૂપ રહી. એ મશ્કરી કરતા હોય એમ લાગ્યું.

"આવ, જીવન, અહિં આવ."

"આપની વધૂ આપણી વચ્ચે છે."

તે ઉઠયા અને એક ડાંપ ભરી મારી પાસે આવ્યા, મને પોતા પાસે ખેંચી બોલ્યા.

"મારી વધૂ અહિં છે. મારી પ્રતિમા અહિં છે. જીવન; તું મને પરણીશ?"

મેં જવાબ ન આપ્યો; તેની ભૂજપાશમાંથી નીકળવા ફાંફાં માર્યાં કર્યાં. મને શ્રદ્ધા બેસતી નહોતી.

"જીવન, તને શંકા છે."

"પૂરી."

"મારામાં શ્રદ્ધા નથી?"

"જરાયે નહિ."

"તારી નજરમાં હું જૂઠો છું કે?" તેણે ઉગ્રતાથી પૂછયું. "નાસ્તિક, તને યે શ્રદ્ધા ચ્હોંટશે. મહાશ્વેતા માટે મારે શી ચાહના હોય? કશીજ નહિ. એને મારે માટે શી પ્રીતિ હોય? કશીજ નહિ. મેં તેઓને વાત પહોંચડાવી કે હું તો કરજદાર છું અને આ બધી મિલકત ગિરો મૂકેલી છે અને પછી પરિણામ જોવા તેને ત્યાં ગયો. વિવાહની વાત તો રહી પણ સાધારણ સત્કાર પણ દેખાયો નહિ. હું મહાશ્વેતાને પરણું, રે અપ્સરા, રે અલૌકિકી. મારા નયનની કીકીને પણ તારા જેટલી હું ચ્હાતો નથી. તું–ગરીબ અપ્રસિદ્ધ, નિરાધાર, વરવી–છતાં હું પ્રાર્થના કરૂં છું, તારા પતિ તરીકે મને સ્વીકાર."

"કોણ હું." તેના ઉત્સાહથી—તેની અસભ્યતાથી મારામાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ. "દેશાઈ, તમારા શિવાય મારે કોઈ સગું નથી. મારા પગાર ઉપરાંત મારી પાસે ફૂટી બદામ નથી."

"હા, જીવન, એટલા માટેજ. તું તદ્દન મારી થઈને રહે. તું મારી થઈશ? સત્વર "હા" કહે."

"દેશાઈ, તમારું મુખ મને જોવા દ્યો. ચંદ્ર તરફ મ્હોં કરો."

"કેમ? વિધાતા વાંચવી છે?" મુખ ધરી બોલ્યા.

"વારૂ, ચોળાઇ કચરાઈ ગયેલા પાનાપર તું શું વાંચી શકીશ? વાંચ, ચાલ પણ ઉતાવળ કર. મને દુઃખ થાય છે."

તેના ચહેરાપર દુઃખના આવેશની નિશાનીઓ હતી. તેની આંખોમાંથી અજવાળાનાં તીરે તીર નીકળતાં હતાં.

"જીવન મને રીબાવ નહિ." તે બોલ્યા. "તારી તીક્ષ્ણ પણ સત્ય, પ્રેમી નજર મને રિબાવે છે.

"એ કેમ બને? તમે સાચા હો, તમારી પ્રાર્થના સાચી હોય તો મારી તમારા તરફ ઉપકાર વશતાની અને પ્રીતિની લાગણીજ હોય! એથી રિબાવણી ન થાય!"

"ઉપકારવશતા." તે બોલી ઉઠ્યા. અને ધ્રુજતે સાદે કહ્યું "જીવન, મને જલદી સ્વીકાર. એક વાર મારૂં નામ બોલ. કહે—"ભાનુ" હું તને પરણીશ."

"તમે જાગૃત છો કે? તમે મને ચ્હાઓ છો? હું તમારી પત્ની થઉં એવી તમારી ઇચ્છા છે?"

"હા, હા. પ્રતિજ્ઞા—સોગન કંઇ જરૂરનાં હોય તો તે પણ લેવાને તૈયાર છું."

"વારૂ, હું તમને પરણીશ."

"મારી મુગ્ધ પ્રિયતમે, 'ભાનુ.'"

"પ્રિય ભાનુ."

"આવ, નિરંકુશ મારી પાસે આવ" તેણે કહ્યું અને કપોલે કપોલ અડકતાં તેણે ગંભીર નાદે કહ્યું "મારી સુખદાત્રી, હું તને સુખી કરીશ."

"ઇશ્વર તમામ અપરાધ ક્ષમા કરજે." તેણે થોડી વાર રહી કહ્યું. "માનવો, આડાં આવશો નહિ. એ મારી છે અને હું એને મારી રાખીશ."

"કોઇ આડું આવવાનું નથી. કોઈ સંબંધી પણ નથી."

આ વખતે આકાશ વાદળશ્યામ થઇ ગયું; ચંદ્ર ઢંકાઈ ગયો; પવન સૂસવાટ કરવા લાગ્યો. વડનું ઝાડ કડકડવા માંડયું.

"જીવન, અંદર ચાલ. તોફાન સ્હડી આવ્યું છે. હું તારી સાથે સવાર સુધી બેસી રહેત."

"અને હું પણ" મેં મનમાં કહ્યું. મોટેથી કહેવા જતી હતી ત્યાં સુવર્ણરંગી વિજળીનો ચમકાર વાદળામાંથી નીકળ્યો અને ગર્જના, પછડાટ વિગેરે સંભળાયાં. મારા પ્રિયતમના સ્કંધપર ડોક નમાવી મેં આંખ મીંચી દીધી. વરસાદ પડવો શરૂ થયો, અને અમે બન્ને ઘર તરફ ગયાં. ઘેર પહોંચતાં તો તદ્દન ભીનાં થઈ ગયાં.

અંદર સાથે પેસતાંજ રેવતીફોઇ મળ્યાં. તેને આટલી મોડી રાતે અમે બન્ને એકલાં સાથે બહારથી આવતાં જોઈ ઠીક ન લાગ્યું. પણ અત્યારે ખુલાસો કરવાનો વખત નહોતો. મારા ચિત્તમાં—આત્મામાં આનંદજ હતો. વિજળી ચમકતી હતી; ગર્જના કાન ફાડી નાંખતી હતી; વરસાદ અનરાધાર વરસતો હતો. પણ આનંદને હીલોળે ચ્હડેલા આત્માને શાંત નિદ્રામાં પડતાં વાર લાગી નહિ.

---

# પ્રકરણ ૨૪ મું.

—:o:—

## પ્રેમની છાયામાં.

સવારમાં ઉઠી ચોટલો હોળવા હું ગઈ ત્યારે અરીસામાં મને મારૂં રૂપ તદ્દન ફેરવાઈ ગયેલું લાગ્યું મારા ચહેરાપર મધુરતા હતી. સુરેખ લાલી હતી અને એક અવનવું તેજ હતું. તોફાન પછીનું સવાર બહુ મજેનું હતું. સૂર્યના તડકા ભીના રસ્તા ઉપર અને વૃક્ષવેલી ઉપર પ્રસરી રહ્યા હતા. કુદરતી રીતે જ મારા મુખ પર સ્મિત છવાયું અને આત્મામાં ઉલ્લાસ વ્યાપ્યો. ચ્હા પીતાં અંજનીએ ખબર આપ્યા કે બેઠકવાળા વડ પર વિજળી પડી હતી અને તેનાં બે ફાડચાં થઇ ગયાં હતાં.

ચ્હા પી હું રેવતીફોઇના ખંડમાં ગઈ. તે ન્હાઈ ગીતા વાંચતાં હતાં. હમેશ મને બોલાવતાં તે પ્રમાણે આજે મને બોલાવી નહિ; ચશ્માં સમા કરી ઘીના દીવાની સગ સરખી કરી મારા સામું જોયા વિના વાંચવાનું શરૂ કર્યું.

થોડા વખતમાં દેશાઇ ત્યાં આવ્યા. તેણે દૃષ્ટિપાત માત્રથી ફોઇબાની માનસિક સ્થિતિ વર્તી લીધી. એ આવ્યા એટલે હું ઉઠી બહાર ગઇ. અંજનીને આજે ફુલ વીણવા જવાનું મન થયું અને મને ભણાવવાનું મન નહોતું એટલે અમે બન્ને બાગમાં ફરવા નીકળ્યાં.

મારા મનમાં સંકલ્પ વિકલ્પ થયા કરતા હતા. વખતે ફોઇબા વિરૂદ્ધ થશે તો! દેશાઈ ફોઇબાને બહુ ગણકારતા નહિ

પણ સાંસારિક રિવાજોમાં તો ફોઈબાનું જ કહ્યું કરતા. મારી સ્થિતિ વિગેરેનો વિચાર કરી ફોઇબા ના પાડશે તો!

થોડીવારમાં જેઠાની વહુ મને બોલાવવા આવી. ફોઈબા મારી રાહ જોતાં હતાં. હું ગઈ ત્યારે ઘીનો દીવો વધારે સતેજ હતો; ગીતાનું પુસ્તક આગળ ઉઘાડું પડયું હતું. પાસે માળા પડી હતી. ધોળું વસ્ત્ર પહેરેલાં ફોઈબા દેવી જેવાં ગંભીર બની વિચારગ્રસ્ત બેઠાં હતાં.

હું અંદર ગઈ કે મને તેણે પોતાની પાસે બોલાવી બેસાડી.

"જીવન, આ વાત સાચી છે. દેશાઈ અને તમે પરણવાનાં છો?"

"ફોઇબા, જેમ અમારાં વડિલો કહે તેમ થાય. મારે તો બીજું કોણ મોટેરૂં છે. કહેવાનાં એક મામી હતાં તે પણ ગયાં. તમે મારાં મોટેરાં. તમે કહો તેમ કરૂં."

"હા, તમારાં માગાં બાગાં પણ કપડાં કરવાં? ને–માઠું લગાડશોમાં–પણ—"

"તમારા ભત્રીજાનું સુખ જુવો; ફોઇમા." મને માઠું તો લાગ્યું જ.

"ના, ના, હું ના નથી કહેતી. મારે હવે સંસારમાં શું છે. પણ તમે પાકો વિચાર કર્યો છે ને? ઉતાવળથી પગલું ન ભરતાં."

"મારે તો શું વિચાર કરવાનો હતો. મેં તો બધું તમારા પર મૂક્યું. હું બાળક શું જાણું?"

"વારૂ, ત્યારે લ્યો આ ફૂલહાર, અને કુંકાવટી. ચાલો મારી સાથે."

મેં પુષ્પમાળ અને કુંકાવટી લીધાં. સભા મંડપમાં પ્રિયતમ વિરાજતા હતા ત્યાં હું તથા ફોઇબા ગયાં.

"ભાઇ, ચાલ, ચાંલ્લો કરાવ."

પ્રિયતમે હાસ્ય કરી માથું નમાવ્યું. મેં કપાળમાં ધળ ધળતો ચાંલ્લો કર્યો. પુષ્પહાર માથામાં નાંખ્યો, પણ માથું મોટું એટલે તૂટી ગયો. હું ઝંખવાણી પડી પણ તુરત સાંધી પાછો પહેરાવ્યો.

તે પછી જેઠો થાળમાં એક બનારસી ઘસાડી અને એક મોટાં મોતીની એકસરી માળા લાવ્યો. ઘસાડી મારે માથે ફોઇબાએ ઓઢાડી માળા ડોકમાં પહેરાવી.

"ભાનુભાઈ, ચાલો, દેવને પગે લાગો."

અમે બન્ને સાથેજ ચાલ્યાં. દેવગૃહમાં સિંહાસન પર વિરાજતા પંચાયતનને પગે લાગ્યાં. તે સમયથી અમારૂં લગ્ન અવિચ્છિન્ન થયું મારા આત્માએ ગણ્યું.

બપોર સુધી એજ ચાલ્યા કર્યું. ઘરનાં તમામ માણસોને ઇનામો અપાયાં. બધાં મારી પાસે હર્ષ બતાવવા આવ્યાં.

મારે આજથી મારા હૃદયદેવ સાથે રીતભાત ફેરવી નાંખવી પડી, ફોઇબા ન હોય ત્યારે તેની સાથે બેસતી નહિ, તેની સાથે બહુ વાતચીતમાં પણ ભાગ લેતી નહિ. ઘરમાં ફરતાં એકલાં મળતાં તો પણ હું સંકોરાઈ સોડિયું વાળી નીચું

જોઇ ચાલી જતી, ફોઇબા તથા તે ઘણીવાર કરકરિયાવર સંબંધી વિચાર કરતાં, કપડાં, ઘરેણાં લઈ આવતાં અને મને મારા ખંડમાં જોવા મોકલતાં પણ હું કોઇવાર તેમાં ભાગ લેતી નહિ.

લગ્ન તિથિ નક્કી થઇ. લગ્ન ખાનગી અને બહારની ધામધુમ કર્યા વિના કરવાનું નક્કી કર્યું. કુટુમ્બ-પુરોહિતને બોલાવવામાં આવ્યા. મારા તરફથી કોઇ રીતભાત કરે તેમ હતું નહિ. મને લગ્નવિધિ શીખવવામાં આવી; અને આઠ દિવસ રહ્યા ત્યારે મેં સૂરજ સાંભળવાનો આરંભ કર્યો અને પીતાંબર ધર્યું.

લગ્નને આગલે દિવસ દેશાઇજી વીસાપુર કામે ગયા હતા અને સવારે આવવાના હતા, રાત્રી અંધારી હતી અને હું મારા ખંડમાં એકલી બેઠી હતી. મને આખો દિવસ મારી સ્થિતિના વિચારો આવ્યા કરતા હતા. આ પ્રસંગ પણ સુખરૂપ ઉકલશે કે કેમ તે વિષે મને પૂરી શંકા હતી. જે દિવસે અંતરના પડદા ચીરાયા તેજ દિવસે વટ વૃક્ષપર વિજળી પડી હતી; પુષ્પમાળ અર્પતાં તે તૂટી ગઇ હતી. શું થશે ? ભાવિ જીંદગી કેવી નીવડશે વિગેરે તર્કવિર્તકમાં નિદ્રા આવી ગઇ પરંતુ નિદ્રામાં એ તર્કવિતર્ક જારી રહ્યા અને ભયંકર સ્વપ્ન આવવા માંડ્યાં.

મને લાગ્યું કે મારા પ્રિયતમને કોઇ વિકટ પાશમાં બાંધી રાખતું હતું અને મારાથી તેની પાસે જઇ શકાતું નહોતું. જેમ જેમ હું તેની સમીપ જવાનું કરતી હતી તેમ તેમ તે

દૂર દૂર ખેંચાઇ જતા હતા. તેની તરફ ધસતાં ધસતાં મેં પાછળ જોયું તો વાંસવાડીને સ્થળે ખંડિયેર દેખાયું. તેની ભીંત ઉપર ઝાડ ઉગ્યાં હતાં; તેનાં છાપરાં પડી ગયાં હતાં તેની સરસ લાદી અને આરસવાળી જમીન ઉખડી ગઈ હતી. વડવાગળાં સર્પ ઘૂડ, વિગેરે પ્રાણિઓનું તે નિવાસસ્થાન થઇ પડયું હતું. મારા હૃદયમાં કંપારી છુટી. મારી આંખ સફાળી ઉઘડી ગઇ. મારા ઓરડામાં મેં દીવો બળતો જોયો. મારા ટેબલ ઉપરના મોટા અરીસા પાસે એક સ્ત્રી ઉભી હતી. તે ઉંચી અને જાડી હતી. તેના વાળ કાળા હતા. મને જમનાનો શક આવ્યો પણ એ જમના નહોતી, મારા તરફ પીઠ હતી પણ તે તરતજ અરીસા તરફ ફરી. તેની આંખો! બાપરે, એટલી બધી વિકરાળ હતી ને લાલ હતી કે ખપ્પર ધારિણી કાલીની આંખ પણ એટલી વિકરાળ ન હોય. તેના વાળ છૂટા અને વગર હોળેલા હતા; તેની મુખમુદ્રાપર ક્રોધ, આવેશ, કામ, બેભાનતા છપાયેલાં હતાં. ટેબલપર મારો આવતી કાલ પહેરવાનો મોતીથી ભરેલો મોડ પડયો હતો. તેણે તે લીધો. તેના પર ક્રોધયુકત હાસ્ય કરી નજર ફેરવી. પછી બે હાથે તેને ચીરી નાંખ્યો. તેની ચરેરાટીથી મારા હૃદયના પણ ચીરા થઇ ગયા હોય એમ મને લાગ્યું. તુરતજ તે મારા પલંગ તરફ ધીમે પગલે આવી. હું નિશ્ચેષ્ટ પડી રહી. તે પાસે આવી દીવો ધરી મારા ઉપર નીચી વળી. તેના વિવર્ણ ચ્હેરાથી; તેના જાડા સૂઝેલા ઓઠથી, તેની અગ્નિરક્ત આંખોથી મને એટલો ભય ઉત્પન્ન થયો કે હું મૂર્છાવશ થઈ ગઈ.

---

# પ્રકરણ ૨૫ મું.

## લગ્નમાં વિઘ્ન.

સવારે જાગી ત્યારે મારે માથે કોલનવોટરનું પોતું પડયું હતું અને રેવતીફોઇ પાસે ઉભાં હતાં. હું તરતજ ઉઠી અને ફોઇબા પાસે મોડું ઉઠવા માટે માફ માગી. "ના કંઇ નહિ. પણ આજ અસ્વસ્થ કેમ થઇ ગયાં છો. હું ઉઠી ત્યારે બારણું ઉઘાડું ને તમને માથે હાથ મૂકી જોઉં તો તાવ, કંઈ રાતનાં બ્હીનાં બ્હીનાં હતાં કે." ફોઇબાને બધી વાત કહેવી યોગ્ય નહિ ધારીને મેં સાધારણ જવાબ આપ્યો.

દેશાઈ સવારમાં વહેલા વીસાપોરથી આવી ગયા હતા. હું સૂરજ સાંભળી એકલી બેઠી હતી ત્યાં આવ્યા અને કોઈ નહોતું એટલે ઉભા રહ્યા. "જીવન, આજ સાંજે તું મારી થઈશ અને વિધિ ઉકલી ગયા પછી તુરતજ આપણે વિન્ધ્યવાસિની પગે લાગવા જશું. અમારો એ કુલાચાર છે."

આજે મારૂં મન ખરેખર અસ્વસ્થજ હતું. રાત્રીના ભયંકર સ્વપ્ન સાથે પેલી સ્ત્રીનો ખરો બનાવ મને હજી પણ ભયભીત બનાવી રહ્યો હતો. પ્રિયતમના દર્શનથી કંઇ આશ્વાસન મળ્યું. "જરા ઉભા રહો; કઇં કહેવું છે" એમ એક માસના અબોલા પછી લજ્જાથી કહ્યું તે ઉભા રહ્યા અને મેં તેને બધી વાત કહી."

"જીવન, મ્હારી જીવન" તે બોલી ઉઠ્યા "મારી નયન-તારા, વિન્ધ્યવાસિનીએજ તને બચાવી છે. એ સ્ત્રી તે બીજી કોઈ નહિ પણ જમનાજ."

"ના, જમના તો નહોતીજ. જમનાને હું ન ઓળખું એમ બને ખરૂં!"

"રાત્રી, ભય અને સ્વપ્ન એટલે એ ફેરફાર લાગે."

"નહિ. એ મારા પર નીચી નમી ત્યારે હું તદ્દન જાગૃત હતી. એ જમના તો નહોતીજ."

"ધીરી, હંસિની, ધીરી. એ જમના શિવાય બીજું કોઇ નહિ. એવી બાઇને હું ઘરમાં શું કામ રાખું છું તે તને હું કહીશ; પણ આજ નહિ. આટલાથી સંતોષ થશે?"

"હા" મેં ધીમેથી ધડકતે હૃદયે કહ્યું. તે ગયા.

અંબા બપોરે ત્રણ બજે આભૂષણ ધરાવવા આવી. ફોઇબા વિગેરેયે પીઠી ચોળી. લગભગ પાંચ બજે પુરોહિતજી હવનનો અગ્નિ ચેતવ્યો હતો ત્યાં લઈ ગયા. કન્યાના પિતા તરીકે પણ તે કામ કરતા હતા અને જોકે વિવાહ ગાંધર્વ હતો છતાં તેને બ્રાહ્મરૂપ આપવા પ્રયત્ન કર્યો હતો. મેં મધુપર્ક તૈયાર કરાવ્યું હતું. સંકલ્પ થયો. સાવધાન શબ્દ સંભળાવવા કુટુમ્બ જોશી છાપરે ચ્હડયા. સૂર્યની રેખા ક્ષિતિજપરથી ઓછી ઓછી દેખાવા માંડી. **कोदात् कामोदात् कस्मादात् कामायादात्** મંત્ર ચાલ્યો. ફોઇબા વિગેરે બધું ગૃહમંડળ સાવધાન સ્વસ્તિ વાચન સારૂ ઉભું. જોશીએ ઘડિ થઈ ગઇ તેમ ઘંટા નાદ કર્યો.

પણ બન્નેના હાથ વચમાંનો દર્ભ પુરોહિતજી ખેંચી લે તે પહેલાં અચાનક અવાજ આવ્યો. "આ લગ્ન જ્ઞાતિના રિવાજસર નથી. એ થઇ શકે નહિ."

સર્વે ચમકયા. કોઇ નવતર માણસ તેજ સમયે આવી પહોંચેલો અને તેના તરફથી આ શબ્દો ઉચ્ચારવામાં આવ્યા હતા.

પુરોહિતજી બોલ્યા. "એમ કોણ કહે છે? આગળ આવો."

એ માણસ આગળ આવ્યો. "હું કહું છું."

દેશાઇજીએ મારૂં કાંડું ચકરડાવીને પકડયું.

"હું કોણ."

"માણેકચંદ વકીલ."

"કઈ રીતે રીતસર નથી?"

"તમે પરણેલ છો. તમારી જ્ઞાતિમાં જ્ઞાતિની પરવાનગી વિના બીજી સ્ત્રી થઇ શકતી નથી."

"ચલાવો, પુરોહિતજી. એમાં કંઈ નથી."

"સાહેબ, તમારી પહેલી સ્ત્રી હજી જીવે છે."

"કોણ કહે છે?"

"રૂપશંકર, આ બાજૂ આવો."

"વકીલ સાહેબ" પુરોહિત બોલ્યા "એ પહેલાં બાઇ સાહેબ કયાં રહે છે તે કહેશો?"

"વાંસવાડીમાં."

"છટ સાહેબ, હું આજ વીસ વરસથી દેશાઇને ઓળખું છું. તે દરમ્યાનમાં તો મેં કોઈ દેશણુને જાણ્યાં નથી."

"રૂપશંકર આમ આવો" કહી માણેકચંદે કંપતા, ધોળી પૂણી જેવા રૂપશંકર વિન્તાણીને ખેંચી આણ્યા, દેશાઇએ તેના પર તીવ્ર કટાક્ષ ફેંકયું.

"એ દેશણુ આ ગૃહસ્થનાં બ્હેન થાય અને એણે ત્રણ માસ પહેલાં વાંસવાડીમાં તેને જોયાં હતાં."

રૂપશંકર બોલતાં બ્હીતા હતા. તેની જીભ ઉપડતી નહોતી. દેશાઈએ કહ્યું. "રૂપભાઇ, બોલો એમાં તમારો દોષ નથી." "ભાનુપ્રસાદ અઢાર વરસના હતા ત્યારે–મારી–બ્હેન–સાથે દેલવાડા મુકામે પરણ્યા હતા."

"પુરોહિત, ચલાવો, જ્ઞાતિ બહિષ્કારની મને દરકાર નથી."

"જી, આ વાત સાચી હોય તો મારાથી પુરોહિત તરીકે કામ થશે નહી. કોઈ બીજા બ્રાહ્મણને બોલાવો."

"વારૂ વારૂ સાંભળો" દેશાઇજી બોલ્યા. "રૂપશંકર તથા માણેકચંદ કહે છે તે વાત સાચી છે. બીજો બ્રાહ્મણ મળતાં સુધી આ લગ્ન થઇ શકે તેમ નથી. પરંતુ એ તમારાં પ્રથમ બાઈ સાહેબની તમને મુલાકાત કરાવું છું ત્યાં સહુ ચાલો."

દેશાઈ ઉઠયા. મારૂં કાંડું છોડયા વિના મને પણ સાથે ખેંચી. ત્રીજે માળ બધાંને લઈ જઇ જે ઓરડામાં રૂપશંકરને જખમ થયો હતો તે ઓરડામાં તેઓ પેઠા. પાસેનો પડદો ખેસવી

નાંખ્યો. એક ખુરશીપર જમના બેઠી હતી અને છેટે એક પલંગ ઉપર એક શ્વેત વસ્ત્ર વાળું પ્રાણી પડયું હતું.

"જમના આજ કેમ છે."

"જી, આજે બરોબર નથી. પાસે જવા જેવુ નથી. એને ન વતાવો તો સારૂં."

"ઠીક, એની પાસે છરીબરી કાંઇ નથી ને."

"ના, પણ એણે શું સંતાડી રાખ્યું હશે તેની કંઇ ખબર પડે નહિ."

"વારૂં, બધાં જરા દૂર રહો. રૂપભાઇ, પાછા હડફટમાં આવશો નહિ હો."

દેશાઇજીએ મને છોડી દીધી, અને આગળ પલંગ પાસે જઇ સૂતેલા પ્રાણીને ઢંઢોળ્યું. એ પ્રાણી એક ત્રાડ મારી ઉભું થયું; અને તે સાથેજ મારા ઓરડામાં આવી મારો મોડ ચીરી નાંખનાર અને મારા પર નીચી નમી મને બ્હીવડાવનાર સ્ત્રી તરીકે મેં તેને ઓળખ્યું. એણે ઉભા થતાંજ દેશાઇજીની ગળચી પકડી. તે ઉંચી અને કદ્દાવર હતી તેમજ બળવાન પણ હતી. કેટલીકવાર ભાનુપ્રસાદ પણ તેનાથી મહાત થઇ જાય એવી સ્થિતિ આવતી હતી. છેવટે દેશાઇજીએ તેને મહાત કરી અને પછી તેના હાથ બાંધ્યા. પછી તેને જમનાની ખુરશી પર બેસાડી તેની સાથે બાંધી.

"મહેરબાનો, આ તમારાં દેશાણુ, રૂપશંકરના પિતા ગાયકવાડી સીબંદિમાં હોવાથી અને મારા પિતા મુલ્કગીરિ લશ્કરમાં હોવાથી બન્નેને દોસ્તી હતી. મારા પિતા દ્રવ્યના લોભી

હતા અને વાંસવાડી મારા ભાગમાં નહિ આવવાની તેથી મને સારી પહેરામણીવાળી કન્યા શોધી આપવાની તજવીજમાં હતા. દરમ્યાનમાં વારાણસી વિન્તાણીએ સ્હામેથી કહેણ મોકલ્યું અને કંઈ લોભમાં, કંઇ જ્ઞાતિના રીવાજની શરમમાં દબાઈ તેણે તે કહેણ સ્વીકાર્યું. હું તે વખતે મુંબઇથી દીવ જોવા ઉતર્યો હતો ત્યાંથી પરભાર્યો દેલવાડે ગયો. તે સમય સ્વતંત્રતાનો કે સંસાર સુધારાનો નહોતો. મારાં લગ્ન થયાં. બે માસ હું ઘર જમાઇ તરીકે રહ્યો. ૧૫ દિવસમાં એ કુટુંબનાં રહસ્યોથી હું જાણીતો થયો. ૨૦ મે દિવસ મારી પરિણીતાનો ઉન્માદ પ્રકટી નીકળ્યો.

મારા પિતાને કંઇક ખબર તો હશેજ. કારણ કે લગ્નની વાત તેણે આ બાજુ મુદ્દલ કરી નહોતી. આ મારી વધૂ–આ મારી સહધર્મચારિણી–આ મારી જીવન સખી.

અને આ બિચારી નિર્દોષ મુગ્ધ બાલિકા જીવનશાલિની, આ તમને ખબર નહોતી. એ તમાશથી હંમેશને માટે છૂપું રાખ્યું હોત. પરંતુ દૈવ–દૈવજ આડું આવે છે, બસ ચલો બહાર. ”

બધાં બહાર નીકળ્યાં. માણેકચંદ વકીલ મારી પાસે આવ્યા,

“ બ્હેન, તમારા લગ્ન સમાચારનો કાગળ વિલાસરાય તમારા કાકાને મળ્યો. અને તે વખતે રૂપશંકર પણ ત્યાં પહોંચ્યા હતા. તમારા લગ્નની વાતચીત થતાં રૂપશંકરે યથાસ્થિત વાત કહી. તેમની પોતાની તબિયત નાદુરસ્ત હોવાથી તેણે મને કાગળ લખી આપી રૂપશંકરને ત્યાંથી રવાના કર્યા અને હું અહિં વખતસર આવી આ લગ્ન અટકાવી શકયો. તમારા કાકા

હાલ બહુ માંદા છે. માટે પત્ર ન લખશો. કંઈ કામકાજ હોય તો મને કહેશો. હું વડોદરે વકીલ છું."

મેં કંઇ જવાબ આપ્યો નહિ. જેમ બને તેમ ત્વરાથી મારા ખંડમાં જઈ મેં બાર બંધ કરી દીધાં અને પલંગ પર પડી છુટ રોવું શરૂ કર્યું.

---

# પ્રકરણ ૨૬ મું.

——:૦:——

## ભયાનક રાત.

જીવનશાલિની કાલ રાતે ઉત્સાહી આશા ભરી ભામિની હતી; આજે એકલવાયી સૂનીધા છોકરી બની ગઈ. જીવનની વસંત હેમંતમાં બદલાઈ ગઈ. આશા નષ્ટ થઈ. હૃદયમાં કાલે કૂદતી, દોડતી, ઉછળતી, અભિલાષાનાં ટાઢાં બોળ નિશ્ચેષ્ટ શવોજ રહ્યાં. મારી પ્રીતિ–દેશાઇએ પ્રજાળેલી પ્રીતિ ઘોડિયામાં સૂતેલા ઉઘાડા કંપતા બાળકની પેઠે હૃદયમાં કંપી રહી. એ પ્રીતિ દેશાઈના કટાક્ષમાંથી પોષણ ગ્રહી શકે તેમ નહોતું. વિશ્વાસ નષ્ટ થયો. શ્રદ્ધા મરી ગઈ. દેશાઇએ મને ભોળવી હતી. છેતરી હતી. તેને મારે માટે ખરી પ્રીતિ હશેજ નહિ; હવે અહિં રહેવું?–નહિજ.

બે કલાક નિશ્ચેષ્ટ પડી રહી.–"જવું. જવું," એમ ગણુગણ્યા કર્યું. આત્મા માનતો નહોતો. બુદ્ધિ આત્માને જવાનું જ કહેતી હતી. એ પ્રીતિ ત્યજાયજ કેમ? મારા પ્રિયતમની સન્નિધિ વિના જીવાયજ કેમ? મારો આત્મા પ્રાથતો હતો કે મારી બુદ્ધિ નબળી પડે. મારી બુદ્ધિ પ્રાર્થતી હતી કે મારો આત્મા પોતાની સ્વાધીનતા સમજે, કામનાના પંકમાંથી ખૂંચી જતા પહેલાં પોતાના સ્વમાનની રક્ષા કરે,

હું સફાળી ઉઠી. વિવેક બુદ્ધિની અદાલતના નિર્ણય ઠરાવથી ભયભીત થઈ, એકાંતથી ત્રાસી, અંતઃકરણના ગેબી નાદથી

ચમકી ઉભી થઇ. ત્યાં ચક્કર આવવા માંડયાં. બપોરે જમ્યા પછી પાણી પણ પીધું નહોતું. આનંદમાં પૂરૂં જમી પણ નહોતી. "ઉગતેકી બોલ બાલા, જાતેકા મુંહ કાલા." સાંજ પછી અંજની મારી પાસે આવી નહોતી. રેવતી ફોઇએ કંઈ પૂછાવ્યું પણ નહોતું. મેં બાર ઉઘાડયાં અને આગળ પગલું ભર્યું. કંઈ વચમાં હતું. હું ગડબડી, હજી ચક્કર તો આવતાંજ હતાં; નજર ઝંખાતી હતી. શરીરમાં નબળાઇ હતી. હુ પડી પણ વચમાંથી કોઇએ ઝીલી લીધી. દેશાઇનોજ એ રક્ષા કરનાર બાહુ હતો.

"જીવન, છેવટે તું બહાર આવી ખરી" તેણે કહ્યું "હું આંહિ દોઢ કલાકથી બેઠો છું. દસ મિનિટ વધારે ઓરડામાં આવો સૂનકાર રહ્યો હોત તો હું બારણું તોડી અંદર આવત. મારાથી દૂર રહેવું છે? એકલુંજ પૂરાઇ રહી દુઃખ પામવું છે? હૃદયમાંથી રૂધિરની ધારાઓ છોડવી છે પણ મારી સાથે બોલવું નથી? મને એક શબ્દ ઠપકાનો કહેવો નથી?

"જીવન, આ જાતનો ઘા તને પડશે એમ મેં માન્યું નહોતું. મારી કોયલ, મારી મેના, તારી ડોક મરડી મેં તને મારી નાંખી હોય અને જેટલું દુઃખ થાય તેના કરતાં અધિક દુઃખ થાય છે. મને તું માફ કરશે?"

વાંચનાર, તેજ વખતે, તેજ સ્થળે મેં તેને ક્ષમા અર્પી. એની આંખમાં ઉંડો પશ્ચાતાપ હતો, એના અવાજમાં સાચી કરૂણા હતી, એના રીતભાતમાં પૌરૂષ ચેતન હતું, એના દેખાવમાં વર્તણુકમાં અવિરત પ્રીતિતરંગ ઉછળી રહ્યા હતા,— મેં તેને સંપૂર્ણ—મનસા, વાચા, કર્મણા ક્ષમા અર્પી.

"જીવન, તને લાગે છે કે હું હરામખોર છું?" મારી શાંતિથી અજાયબી પામતાં પૂછયું.

"હા, જી."

"ત્યારે એટલું સ્પષ્ટ શબ્દોમાં કહી દે."

"ના, મને ઠીક નથી, મારે થોડું પાણી જોઇએ છીયે." તેણે એક નિશ્વાસ નાંખ્યો, સહેજ કંપારી ખાધી અને પછી મને ઉંચકી લીધી. તે મને કયા ખંડમાં લઇ ગયા તે ખબર નહોતી પણ થોડી વારે મને ભાન આવ્યું. "હે પ્રભુ, જીવનનો અંત આણ, મારાથી દેશાઇને છોડાશે નહિ, છોડી ગયા વિના છૂટકો નથી." મેં મનમાં વિચાર્યું.

"જીવન, હવે કેમ છે."

"ઠીક છે."

"જરા વધુ કાફી લે."

મેં કાફી પીધી. થોડી વાર તેણે આમ તેમ ફર્યા કર્યું. પછી ચુંબન લેવાની ઇચ્છાથી ઓઠ નીચો કર્યો. મને તુરત ભાન આવ્યું અને હવે ચુંબનનો અધિકાર નથી રહ્યો એમ ધારી મેં મ્હોં ફેરવી નાંખ્યું.

"કેમ–" તે બોલી ઉઠયા "ઠીક સમજયો તું ઉજમ ગાંડીના ઘરની લપ નહિ થા; એમને?"

"મારે માટે તમારે ત્યાં જગ્યાજ નથી, દેશાઇ."

"જીવન, તું ભૂલે છે. તું મારો નાશ કરવા ઇચ્છે છે કે? તું મને ચુંબન આપવા ના પાડે છે. તું અંજનીની શીક્ષિકા તરીકેજ રહેવા માગે છે. મને તું હરામખોર ગણે છે, અનિતિમાન ગણે છે."

"દેશાઇ, આપણી સ્થિતિ બદલાઇ છે. મારે પણ બદલાવું જોઈએ. અંજનીને નવી શીક્ષિકાની જરૂર છે."

"અંજનીને નવી શીક્ષિકા આપીશ. એ—ગાંડી સ્ત્રીને દુનિયાપાર મોકલી આપીશ. તેની સાથે જમના જશે. જ્ઞાતિ નાતબહાર કરશે તો મારે તેની દરકાર નથી. મારી જીવન મારી જ્ઞાતિ અને મારૂં સર્વસ્વ થઇને રહેશે. જીવન હું તારાં રોમેરોમને ચ્હાઉં છું. આપણે કાલેજ ઉપડી જઇશું. હિંદુસ્તાનમાં જઈ રહેશું. ફક્ત એક રાત અહિં રહે. આપણા પુરોહિત લગ્ન નહિં કરી આપે તો બીજા બ્રાહ્મણો વધારે વિદ્વાન ક્રિયા કરશે. બે સ્ત્રી હોય તેમાં અધર્મ નથી."

"અંજનીને સાથે લઈ જજો."

"અંજનીને—અંજનીને શા માટે લઈ જાઉં?"

"આપને એકાંત વસમું થઈ પડશે."

"એકાંતની વાત કોણ કરે છે. તારે–જીવન—તારે મારી સાથે આવવાનું છે."

મેં ડોકું ધૂણાવ્યું. તે ચાલતાં ચાલતાં એકદમ અટક્યા. "જીવન હવે સમજી સમજે તેમ નથી. પ્રભુ, બૃહસ્પતિની વિદ્યા—શુક્રાચાર્યની નીતિ આપ."

તે પાછા ચાલવા મંડ્યા—પાછા બરોબર મારી સમક્ષ અટક્યા.

"જીવન, તું વિચાર કર. નહિ તો હું બળાત્કારે તને સાથે લઈ જઈશ." તેનો અવાજ ખોખરો થઈ ગયો. તે વખતે મેં તિરસ્કાર કે ગુસ્સો બતાવ્યો હોત તો નક્કી તે બળાત્કાર ચલવત; મારૂં શિયળ પણ સલામત ન રહ્યું હોત પરંતુ હું ચમ્રી નહિ; ભય બતાવ્યો નહિ. ફક્ત તેને કહ્યું.

"દેશાઇ, બેસો તમે જે કહેશો તે હું સાંભળવા તૈયાર છું."

તે બેઠા પણ તેને બોલવાની તક તુરતજ મળી નહિ. મારો અશ્રુપ્રવાહ પાછો ચાલુ થયો હતો, તે થોડા વખતમાં શાંત થયા અને રોવું બંધ રાખવાની મને વિનતિ કરવા લાગ્યા. મેં કહ્યું. "તમે જ્યાં સુધી ગુસ્સે હો ત્યાં સુધી મારાથી કેમ રોકી શકાય?"

"પણ, જીવન હું ગુસ્સે થયો નથી. હું તને અત્યંત ચાહું છું પણ તેં તારી મુખમુદ્રા એટલી દૃઢ કરી દીધી હતી કે હું તે સહન કરી શકયો નહિ. ચાલ, આંસુ લોહી નાંખ."

તેના મૃદુ અવાજે સિદ્ધ કરી આપ્યું કે હવે એ શાંત થયા હતા. મેં પણ આંસુ લોહી નાંખ્યાં. તેણે મારા ખભા પર માથું મૂકવાનો યત્ન કર્યો પણ મેં તેમ બનવા દીધું નહિ. તેણે મને પોતા તરફ ખેંચવા પ્રયાસ કર્યો, પણ મેં અટકાવ્યો.

" જીવન, જીવન, ત્યારે તું મને ચ્હાતી નથી ? તું ફક્ત "
તેણે એવા દિલગીર અવાજે આ વાકયો કહ્યાં કે મારી નસે-નસમાં રૂધિર પ્રવાહ બંધ થઇ ગયો, " તું ફકત મારી દોલત અને મારી સાંસારિક આબરૂને ચ્હાય છે. હવે મારી સ્ત્રી થવા ઇચ્છતી નથી મારા હૃદયને આશ્વાસવા આવતી નથી. તને જ્ઞાતિની વધારે દરકાર છે. "

આ શબ્દો મને કારી કટારી જેવા લાગ્યા. બીજી કરવી એને અમારો સમૂહ અધર્મ માનતો હતો. એ પાપ પગલું કેમ ભરાય ?

" હું તમને મારા જીવન કરતાં અધિક ચ્હાઉં છું પણ એ ચાહના મારા અંતરમાંજ રહેશે. તેને શબ્દરૂપ અપાય નહિ. હવે આ છેલ્લીજ વાર તમને પણ સંભળાવાય છે. "

" અને અહિં હંમેશાં મારી સાથે મને રિબાવતાં રહેવું છે ? "

" ના, હું વાંસવાડી છોડી જવાની છું. આપને મેં કહ્યું તે અનુસાર અંજનીને નવી શિક્ષિકાની જરૂર છે."

" હા, મારી સ્ત્રી તરીકે આપણે બન્ને એ છોડી જઈશું. હું રૂપશંકરની બ્હેનને મારી સ્ત્રી તરીકે ગણતો નથી. તેણે કન્યાવસ્થામાંજ અનેક પાપો કર્યાં છે; તેની મા ગાંડી હતી, તેનો ભાઇ ગાંડો છે; રૂપશંકર મોડાવહેલો ગાંડો થશે. તેના કુટુંબમાં પાપ કર્મ અને ઘેલછા છે. એ લગ્ન વિધિમાં શું સમજે, હું તેની સાથે પરણ્યોજ નથી."

"એમ કેમ બને? લગ્નવિધિ થયેલી તો ખરીને."

"જીવન, તને ખબર નથી એ બાઇએ મને કેટલો મૂંઝવ્યો છે, એ પહેરામણી શા માટે મને મળી છે. એ સ્ત્રી કયા પ્રકારની છે. એ મનુષ્યસત્ત્વ નથી. મને એ પ્રમાણે પરણાવવાનો તેઓને શું અધિકાર હતો? જે વિધિ તે સમજી નહિ હોય તે વિધિ મને કઈ રીતે બંધન કર્તા છે. જીવન, વિચાર, જ્ઞાતિ બહિષ્કાર એ પાપ નથી. બીજી જ્ઞાતિઓમાં એમ થાયજ છે.

"આપની જ્ઞાતિમાં એમ નથી થયું."

જીવન. હું એને દેલવાડામાંજ રાખત પણ મને એમ લાગ્યું કે આંહિ એ વધારે સુરક્ષિત રહેશે. મારા પિતાએ મને નકામો હેરાન કર્યો. મારા ભાઈના સ્વર્ગવાસ પછી હું એને અહિં લઈ આવ્યો પણ જમના અને ડાકટર શિવાય બીજું કોઈ કંઈ જાણતું નથી. હું એ લગ્નમાં માનતો નથી. મેં ઘણા દેશો જોયા. ઘણી કન્યાઓ જોઈ. પરંતુ જે જાતની સ્ત્રી મારે જોઇએ તે અત્યાર સુધી મળી નહિ માટેજ હું ફરી પરણ્યો નથી. હરિણાક્ષીમાં કંઈ સત્વ હશે એમ ધાર્યું હતું પણ તેનામાં તું જાણે છે તેમ કંઇ નહોતું.

"જીવન, તે પછી અમીરજાનના સંગમાં રહ્યો, પછી નીરૂ-બાલા નામક દક્ષિણી વારાઙ્ગનાપર જરા મુગ્ધ બન્યો. બન્ને સુંદર હતાં, પણ સૌંદર્ય શું કામનું? મારે તો સંસ્કાર જોઇએ, બુદ્ધિ જોઇએ એ કયાંથી કહાડવાં--જીવન, તું. મને તિરસ્કારે છે ખરૂં?

"આપને એમ ન લાગ્યું કે આ હું ખોટું કરૂં છું?

"લાગ્યુંજ એક હલકાં મનુષ્યોની સંગતિથી મન તથા બુદ્ધિ હલકાં બને છે. હું પોતે મને તિરસ્કારૂં છું."

"આ જાતની માનસિક વ્યાધિથી પીડાતો આત્માને તિરસ્કારતો, અંતરથી બળીજળી રહેલો હું એક સાંજે વાંસ-વાડી આવતો હતો ત્યાં રસ્તામાં એક વામનસ્વરૂપ પૂતળું બેઠું હતું. મેં તો તેની દરકાર પણ કરી નહોતી પણ "મશરૂર" ને વાગ્યું અને તે મારી પાસે આવી મદદ આપવા માંડયું. વાહરે! એ વામન સ્વરૂપ મને મદદ કરવાનું કે? મેં તેને જ-વાનું કહ્યું તો જાય નહિ અને છેવટે તેણે મદદ કરીજ.

"મેં તેના ખભ્ભાપર હાથ મૂકયો ત્યારથીજ તેનું પ્રીતિ શલ્ય મારા હૃદયમાં પેઠું. મને એનાજ વિચાર આવ્યા કરતા હતા. વળતી સવારે, જીવન, મેં તને અંજનીને શીખવતી જોઇ. કેટલું ધૈર્ય! એ પછી તું ત્યાં વિચાર કરતી બેઠી હતી. તારા વિચારમાં કેટલી ચતુરાઈ હતી, કેટલી વ્યવહારિકતા હતી; તારી મુખમુદ્રા પર કેટલું શાણપણ હતું. સાંજે મેં તને મળવા બોલા-વી. મારા અપમાનથી તું ચમકતી નહોતી, મારા માનથી તું લજ્જા છોડતી નહોતી; ધીમે ધીમે મારૂં પ્રીતિ વૃક્ષ વધતું ચાલ્યું. તારા કોમળ ઓષ્ઠથી મારૂં નામ ઉચ્ચારાતું સાંભળવાનું મને મન થઈ આવતું; તારી સાથે એકાંત સંભાષણ કરવાને અંતઃકરણ ઉછાળા મારતું; તારી દલીલોમાં પડતો રસ પીવા બુદ્ધિ આતુર રહેતી.

"એ સમય સંબંધે, દેશાઈ, આપ ન બોલો."

"નહિ બોલું. સાચું વર્તમાન ખાત્રી વાળો છે. ભાવિ તેજસ્વી છે પછી ભૂતકાળ શાસારૂ સંભારવો?

" જીવન, મેં તને મારો ઇતિહાસ કહયો છે. મારી જુવાની દુઃખમાં અને સૂના એકાંતમાં ચાલી ગઈ છે. મને હવે પ્રેમ પ્રીતિ જડયાં છે, તું મારી સહધર્મચારિણી છે, મારી પ્રાણ પ્રતિમા છે, મારી જીવન બુટ્ટી છે. તું મારા સરખાજ સ્વભાવની સાંકળથી મારી સાથે બંધાયલી છે. મારી પ્રીતિજવાલા ચોકખી છે, પવિત્ર છે. એથી તું પવિત્ર થાયછે, હું પવિત્ર બનું છું. જીવન મને વચન આપ તું મારી થઇશ."

હું શાંત રહી. મારા અંતરમાં તુમુલ તોફાન ચાલતું હતું આવેશ, ઉપભોગ, વિલાસ પ્રીતિનું સુખ, દેશાઇનો મોહ વિગેરે ઉપર તરી આવી હૃદય વલોવતાં હતાં. આત્માભિમાન ડગમગતું હતું, નીચે સરી પડતું હતું. ધર્મભાને છેલ્લો અવાજ અજમાવ્યો. એક આંગળી ચીંધી બુદ્ધિ સ્તંભી–" જા "

" જીવન મારે શું જોઈએ તે સમજાય છે ને ? " હું તમારી થઇશ " એટલાજ શબ્દો. "

" દેશાઇ, હું તમારી નહિ થઉં. "

દેશાઇ સ્તબ્ધ થયા. ઘણીવાર સુધી ચૂપ રહ્યા.

" જીવન " તેના નમ્ર અવાજે મારૂં હૃદય ચૂરા કરી નાંખ્યું " તું એમ કહે છે કે સંસારમાં આપણા પંથ આજથી જૂદા પડે છે ? "

" હા. "

"જીવન" મને તેણે દૃઢ આશ્લેષ આપ્યો. "હવે?"

"હા."

"અને હવે?" મારા કપોલ પર નરમ ચુંબન આપ્યું.

તેની પાસેથી સર્પ પેઠે સરકી નીકળી મેં કહ્યું "હા, હજી પણ,"

"જીવન, બહુ ખોટું થાય છે. અતિ દુષ્કર્મ થાય છે. મને ચાહવામાં પાપ નથી."

"તમે કહો છો તેમ કરવામાં પાપ છે."

તેની ભમરો ક્રોધથી ભાંગી ગઇ. હજી તેણે શાંતિ પકડી. મેં આધાર માટે ખુરશી પર હાથ દીધો. હું બ્હીતી હતી. છતાં મારો નિશ્ચય દૃઢ હતો.

"એક જરા થાંભ, જીવન, તારા ગયા પછીની મારા સંસારની ભયાનકતાપર એક જરા નજર નાંખ. તારૂં જવું મારા તમામ સુખનું જવું થશે પછી શું રહેવાનું છે? સંસાર સખીમાં ઉપરની પેલી બાઇ. પેલા સ્મશાનમાંથી કોઇ પિશાચ સાથે મને પરણાવને. એ બહેતર છે. જીવન, હું શું કરીશ? મારી આશા કયાં રહી?"

"હું કરૂં છું તેમ કરો. પરમેશ્વર અને પ્રેમ પર આધાર રાખો, સંસારની મોહપાશમાંથી છૂટો. એમાંજ તમારૂં આશા નિબન્ધન જૂઓ."

"ત્યારે તું નહિ માન."

"ના."

"મારૂં આખું જીવન કંગાલ, અને શાપમય કરી નાંખીશ?"

"બ્રહ્મજ્ઞનું જીવન શાપમય બનતુંજ નથી. નિષ્પાપ જીવન ગાળજો અને શાંતિ પામજો."

"પ્રીતિ અને નિષ્પાપતા તું મારી પાસેથી ઝૂંટવી લઇશ? તેને બદલે લંપટતા અને દુર્ગુણના પંથ મારી પાસે મૂકીશ?"

"દેશાઇ વેદાન્તજ્ઞાન અને પરમેશ્વર યજનનો સમષ્ટિ પ્રેમનો માર્ગ ખુલ્લો છે."

"જીવન, એ મારામાં નથી. મને પશ્ચિમના સંસ્કારો પડયા છે, સંન્યાસ અને એ યોગ–આપણા પૂર્વજો સાધતા. હું સાધી શકું એટલી મારામાં શકિત નથી. એક બાઈ જીવતાં બીજી ન કરવી એ કોનો કાયદો છે? ફકત થોડાંજ મનુષ્યોનો. ભારતવર્ષમાં લગભગ તમામ જ્ઞાતિમાં એમ થઈ શકે છે. એ થોડાં માણસોનો ધારો બાજુએ મેલવો એ ધર્મ છે કે એક નિરાશ–આત્માને આશાને પંથે ચ્હડાવી તેના આત્માનો ઉદ્ધાર કરવો એમાં ધર્મ રહ્યો છે?"

અંતઃકરણમાં પાછું તુમુલ યુદ્ધ જામ્યું. બુદ્ધિ પણ જરા ભમી ગઇ, અને મારી વૃત્તિઓ સાથે ભળી "હા, હા, તેના દુઃખનો વિચાર કર, તેના ભયનો વચાર કર. તે એકલો પડશે ત્યારે તેની સ્થિતિનો વિચાર કર. તેનો આવેશપૂર્ણ સ્વભાવ સંભાર, નિરાશ થતાં તે અણીપર આવી જશે તે વિચાર, તેને

શાંત કર, તેનો ઉદ્ધાર કર તેને ગ્હા, તેને કહે કે હું તને ચાહું છું અને તારી થઇશ, સંસારમાં તને કોણ ઓળખે છે? તને કોણ ગણે છે? જ્ઞાતિએ તારી શું સંભાળ લીધી છે?"

પરંતુ સુભાગ્યે વળી પાછી બુદ્ધિ સતેજ થઈ. "હું મને પોતાને ગણું છું. મારી નજરમાં મારૂં માન હું ઓછું કરૂં? એ આત્મભાન ખોઈ હું તેનો ઉદ્ધાર કરવાની હતી? જ્ઞાતિનાં–સમાજનાં—રાજ્યનાં ધર્મનાં સૂત્રો આવા સમય માટે છે. મનુ-ષ્યનાં હૃદય જ્યારે હાલક લોલક થતાં હોય, લાલચ પ્રલોભનને હિલોળે ગ્હડયાં હોય ત્યારે સમાનતા પામવા આ સૂત્રો રચાયાં છે. સાધારણ સમય માટે નથી. વૃત્તિઓ ઉછળતી હોય તેને સન્માર્ગે દોરવા માટે આ સૂત્રો છે. ચોગમ અંધકાર વ્યાપતો હોય ત્યારે પ્રકાશ પામવા આ સૂત્રો છે. હું તેના પરજ આધાર રાખીશ. હું જઈશ."

મારી મુખમુદ્રાપરથી દેશાઈએ જાણ્યું અને તેનો પિત્તો હાથ રહ્યો નહિં. તેણે એક પગલું ભરી મારો હાથ સજ્જડ પકડયો. શારિરિક હું ભય પામી. તેણે મને હચમચાવી ત્યારે હું તણખલા માફક ધ્રૂજી નીકળી. છતાં માનસિક જીવનશા-લિની તેના જેવા સહસ્ર દેશાઈની વૃત્તિ તથા ગુસ્સો જીતિ પાર ઉતરવા શકિતમાન હતી. મારી નજર તેની સામે મંડાઇ. આત્માનું સંપૂર્ણ બળ તેમાં ભેગું થયું. મારો હાથ તેના બળથી દુઃખાતો હતો.

તેણે દાંત પીસ્યા. "આ તણખલું—આના કરતાં વધારે મજબૂત તો લોખંડના પણ સ્તંભ ન હોય! મારી આંગળી-

વતી તેના શરીરને વાળી નાંખવા હું સમર્થ છું. પણ તેથી શું? તેના નયનની દૃઢતા જોઈ તેમાંથી હેરતી વિજયશ્રદ્ધા નીરખી. તેના શરીરને પીંખી નાંખું તો તેનો આત્મા સ્વતંત્ર બની ચાલ્યો જાય. મારે તે આત્માને જીતવો છે. એ શરીરને મારૂં ગુલામ બનાવવાની જરા પણ ખાયેશ નથી. તને પોતાને ઠીક પડશે તો એ જીવનઆત્મા તારી મેળેજ આવી મારા વિશાળ ઉરસ્થળ પર માથું મૂકીશ પણ બળાત્કારે--કદિ તું દાસત્વ સ્વીકારિશ નહિ. જીવન આવ.”

તેણે મારો હાથ છોડી દીધો, અતિ કરૂણ કટાક્ષ મારીપર ફેંક્યું. પરંતુ મારો તેના પર સંપૂર્ણ વિજય થયો હતો. તેને આધીન મૂર્ખજ થાય. હું બાર પાસે ગઈ.

“તું જાય છે, જીવન?”

“હા.”

“મને ત્યજી દે છે?”

“હા.”

“તું મારી પાસે નહિ આવે? મારી ઉદ્ધારક નહિ થાય? મારો અગાધ પ્રેમ, મારૂં ઊંડું દુઃખ. મારી આવેશયુક્ત પ્રાર્થના કશું કામ નહિ આવે?”

“હું જાઉં છું”

“જીવન”

“દેશાઇજી.”

"વારૂ, જા. પણ યાદ રાખજે, તું મને દુઃખ સાગરમાં ડુબાવતી જાય છે. તારા ખંડમાં જા; મેં કહ્યું તેના પર વિચાર કર, મારા દુઃખનો ખ્યાલ કર.

તે સોફા પર પડયા. "અરે જીવન, મારી આશા, મારી પ્રિયતમા, મારૂં જીવન." તેણે અતિ દીર્ઘ નિશ્વાસ મૂકયો.

હું બારણા સુધી ગઇ હતી; પરંતુ વાંચનાર, હું પાછી ફરી, જેટલી દૃઢતાથી ગઈ હતી તેટલી દૃઢતાથી તેની પાસે ગઈ. તેના કપોલ પર ચૂંબન કર્યું; તેના વાળ મારે હાથે સમા કર્યાં.

"ઈશ્વિર તમને સુખ આપે, દેશાઇજી. હુ ગરીબ પર દર્શાવેલી માયાનો તમને બદલો આપશેજ."

' જીવનની પ્રીતિ વિના મારૂં હૃદય ચૂરા થઈ જાય છે. જીવન-તું ઉદાર છે, તું ઉદાત્ત છે. તારી પ્રીતિ મને અર્પ."

તેનો ચહેરો લાલચોળ થઇ ગયો. તેનાં નયનમાંથી કામ-જવાલા વિદ્યુત્ સમાન ચમકી. તે ઊભા થયા. તેના બાહુ પ્રસાર્યા. એ ભૂજબંધ બીડાય તે પહેલાં હું ચાલી ગઈ.

"રામ, રામ—હા-છેવટના રામ રામ" મારા મુખમાંથી નિરાશાના શબ્દો નીકળી ગયા.

---

# પ્રકરણ ૨૭ મું.

## પ્રસ્થાન.

તે રાતે મારે સૂવું નહોતું, પણ પથારીમાં પડી કે તુરત ઉંઘ આવી ગઇ. મને બાળપણ યાદ આવ્યું. પન્નેસરનો લાલખંડ સાંભર્યો, મને સ્વપ્ન આવ્યું કે હું તેમાં પડી હતી, રાત્રી ઘોર અંધારી હતી, મનમાં તરેહવાર ભય ભર્યો હતો. જે પ્રકાશથી તે વખતે હું બ્હીતી હતી તે પ્રકાશ ઉપર ચ્હડી આવતો હોય, અંધારી છતમાં ચ્હડવા કંપી રહ્યો હોય એમ લાગ્યું મેં ઉંચું જોયું. છાપરૂં વાદળાં-ઉંચાં, ઝાંખાં વાદળામાં ફેરવાઇ ગયું, ધુમસને ભેદી ચંદ્રનો પ્રકાશ આવતો હોય તેવો એ ગેબી પ્રકાશ લાગ્યો. ચંદ્ર આવશે એમ ધારી હું જોવા લાગી; જાણે મારૂં ભાગ્ય તેના બિમ્બપર લખાઇ નીકળવાનું હોય તેવું મારૂં કુતૂહલ હતું. પ્રકાશનું તેજ અપ્રતિમ વધ્યું. પછી તેમાંથી જાજવલ્યમાન કંકણમય કર નીકળ્યો અને તેણે વાદળાં વીખેરી નાંખ્યાં. તેમાંથી ચંદ્ર નહિ પણ કોઇ અતિ જાજવલ્યમાન સ્ત્રી જ્યોતિ મૃદુ અને પ્રસન્ન સ્મિત કરતું બહાર આવ્યું. આસમાની આકાશને જાજવલ્યમાન કરતું તે જ્યોતિ બોલ્યું.

"દિકરી, ચાલી જા,"

મેં કહ્યું "અંબા, હું જાઉં છું."

હું જાગી ત્યારે આ શબ્દો મારા મ્હોંમાં હતા. હજી રાત્રી હતી; પરંતુ હમણાં સવાર થશે એમ દેખાતું હતું, મેં એક-

દમ કપડાં ધારણ કર્યાં. મારું બાકીનાં કપડાં, એક વીંટિ અને એક લોકેટ એટલું મેં લઇ લીધું. કાંઠલામાં પહેરાવેલી મોતીની માળ. મૂકી દીધી. મારી પાસે વીસ રૂપિયા હતા તે લઇ લીધા. એક ગાંસડી સામાનની થઇ. તે લઇ મારા ખંડમાંથી બહાર નીકળી.

"ફોઇબા, રામરામ, અંજની, રામરામ" તેનાં બારણાં પાસેથી જતાં હું ગણુગણી, દેશાઈજીનાં ખંડ પાસેથી જતાં હું સ્તંભી. તે જાગતા હતા; ખંડમાં આંટા મારતા હતા. ત્યાં મારૂં સ્વર્ગ હતું, મારે ફકત બાર ઠોકી એટલુંજ કહેવાનું હતું "દેશાઈ હું તમને ચાહું છું, હું તમારી થઇશ તમારી સાથે જીવન પર્યંત રહીશ" અને મારાપર મને ખાત્રી હતી કે આનંદ ઝરણુ વછુટશે.

એ પ્રિયતમ સવારની ચાતક વરસાદની રાહ જુએ તેમ રાહ જોતા હતા સવારે એ મને બોલાવશે, ને હું હોઇશ નહિ. તેને પોતાની પ્રીતિ તિરસ્કારાઈ જણાશે. તે શોધ કરશે ને હું તેને મળીશ નહિ. તે શું કરશે? તે અધમતા પર ચ્હડશે તો? આ વિચારે મને નબળી બનાવી, મારો હાથ તેના બારના આગલિયા પર પડ્યો. વળી ભાન આવ્યું. હું આગળ ચાલી.

નીચેથી કુંચી શોધી. તેને તથા નળીને તેલ લગાવ્યું. બાર ઉઘાડી હું બહાર નીકળી પડી. મોટો દરવાજો બંધ હતો પણ પાસેના નાના દરવાજાને સ્ટૉપરજ દીધેલો હતો તે ઉઘાડી રસ્તો માપવા માંડી, વાંસવાડીનો સદાને માટે ત્યાગ કરી ચાલી.

મંગળપુરથી સામી બાજુએ જે રસ્તો જતો હતો તે રસ્તો લીધો. જરાપણ વિચાર કરવાનો વખત હતોજ નહિ. ભવિષ્યમાં

શું કરવું તેનો પણ વિચાર અત્યારે થાય તેમ હતું નહિ, સૂર્યોદય થયો ત્યાં સુધી વાડ. ખેતર, વાડી વિગેરે પાસે થઈ હું ચાલી પણ મેં ઉગતા સૂર્યને જોયો નહિ, ગીતગાતાં પંખીને સાંભળ્યાં નહિ. મઘમઘતાં પુષ્પોની સુગંધ લીધી નહિ, હું મારા પ્રિયતમનાજ વિચાર કરતી હતી. તેની પાસે પાછી જઉં, તેને કેટલો સંતાપ થતો હશે, તેના દિવસો કેમ નીકળશે, મારૂં આ કૃત્ય કેટલું ઘાતકી હશે, વિગેરે વિચારો આવ્યા કરતા હતા. છતાં હું પાછી તો ફરીજ નહિ, અંબાઆઇજ મને આગળ આગળ ચલાવ્યે જતાં હતાં.

કેટલેક ચાલ્યા પછી હું થાકી ગઇ, અને રસ્તામાં બેસી ગઈ એટલામાં એક ગાડું નીકળ્યું. એ ગાડાવાળાને મેં ઉભી થઈ બોલાવ્યો, તે નીચે ઉતરી આવ્યો અને તેને મેં પૂછયું કે તું કયાં જાય છે. તેણે કહ્યું "આણંદ." તેના ગાડામાં જગ્યા હતી. તેથી પાંચ રૂપિયા ઠરાવી હું અંદર બેઠી. ગાડું ચાલતું થયું.

વિવેકી વાંચનાર, જે મેં અનુભવ્યું છે તે તું કદી અનુભવીશમાં, મારી આંખોમાંથી જે હૃદય વિદારક આંસુ નીકળ્યાં તે તારી આંખોને પાડવાનો ઇશ્વર વખત ન આપે. મારા ઓઠથી જે નિરાશા ભરી દુઃખદ્રાવક પ્રાર્થના નીકળી છે તેવી તારા ઓઠથી ન નીકળે. તું જેને ચ્હા તેને અધમતા પ્રાપ્ત કરાવવાનું સાધન પ્રભુ તને ન બનાવે.

## દ્વિતીય ખંડ સમાપ્ત.

# તૃતીય ખંડ.

## જીવનાર્પણ.

### પ્રકરણ ૨૮ મું.

**આશ્રય-સ્થાન.**

આણંદ પહોંચી હું કાઠિયાવાડ તરફ જતી ટ્રેનમાં ચ્હડી બેઠી, અને મૂળીરોડ નામના સ્ટેશને ઉતરી પડી. તે વખતે સાંજના ચારેક વાગ્યા હતા. સ્ટેશનમાંથી નીકળી હું ચાલવા માંડી પણ થોડે જતાં મને યાદ આવ્યું કે મારી નાની પોટલી જેમાં કપડાં તથા પૈસા હતા તે ગાડીમાં રહી ગઇ. હવે તે પાછી આવે તેમ હતું નહિ અને સાથે એક પાઇ સરખી હતી નહિ.

આસપાસ ચોતરફ ખુલ્લું મેદાન હતું. એક ઝાડ સરખું પણ દેખાતું નહોતું. સ્ટેશન છોડયા પછી એક રસ્તો આવ્યો, તે મેં લીધો. ચાલતાં ચાલતાં સાંજ પડી ગઇ અને અંધારૂં થયું. સામે કોઇ માણસ મળતું નહોતું. બે દિવસથી કંઇ ખાધું પણ નહોતું. ધર્મશાળા પણ દેખાતી નહોતી કે હું ત્યાં જઉં. રસ્તામાં નદી અગર વહેળો પણ આવ્યો નહિ કે જ્યાંથી હું પાણી પીઉં, ઉપર તારાનાં ઝૂમખેઝૂમખાં પ્રકાશવા લાગ્યાં.

છેવટે થાકી ગઇ ત્યારે આગળ જવાનું માંડી વાળ્યું. એક ખેતરને શેઢે બેઠી. દેશાઇજીના વિચાર તો મનમાં કાયમજ હતા. છેવટે મીરાંબાઇનું એક ભજન મનમાં ને મનમાં ગાયું. મન શાંત થયું. પરમેશ્વર દેશાઇની પણ સંભાળ રાખશે એમ ચિત્તમાં દિલાસો ઉદ્દભવ્યો. હું ત્યાંજ સૂઇ ગઇ.

બીજે દિવસ ભૂખ સ્હવારમાંથીજ કડકડીને લાગી, છતાં પંખીઓ માળામાંથી ચાલ્યાં ગયા પછી, ઝાકળ સૂકાઇ ગયા પછી સવારના લાંબા પડછાયા ટુંકાયા પછી, આખી પૃથ્વી સૂર્યના તેજથી ભરાઇ ગયા પછી હું ઉઠી.

આખા મેદાન પર સોનેરી તડકો પથરાઇ ગયો હતો. એક પતંગીયું આવળનાં તથા નાનાં બીજાં ફૂલોપર બેસતું બેસતું ઉડી ગયું. એક ચંદનઘો મારી પાસેથી સુસવાટ કરતી ચાલી ગઈ, તેની માફક હું આ સૂર્યની છાયામાં રહું તો—તેના તાપમાંથી આ ઝાડપાન માફક પોષણ ખેંચી શકું તો! અરેરે, હું માનવી શું કામ જન્મી? હું ઉઠી. હજી જીવન હતું. જીંદગીની જરૂરિયાતો પૂરી પાડયા વિના ચાલે તેમ નહોતું.

હું પાછી તે રસ્તે ચાલી, થોડી વાર થયા પછી મેં એક ઘંટ વાગતો સાંભળ્યો. હું તે તરફ વળી. ત્યાં એક નાનું શિવાલય હતું. હવે ગામ પાસેજ હશે એમ ધારી જરા આગળ ગઈ. થોડી વારે એક નાનું સરખું ઝરણું આવ્યું તેમાં મ્હોં હાથ પગ વિગેરે ધોયાં. આગળ ઘાસથી ભરેલું એક ગાડું ચાલ્યું જતું હતું,

તેની આગળ થોડી ગાય ભેંસનું ધણ ચરતું હતું; હું પગ ઉપાડવા માંડી. લગભગ બાર બજે એક ગામડાંમાં આવી.

ગામમાં પેસતાંજ એક કંદોઈની દુકાન હતી, તેની પાસે હું ગઈ. કંઈ માંગવાનું મન થયું, પણ ભીખ માગતાં આવડતી નહોતી. "ભાઈ અહીં જરા બેસવા દેશો!" કહી હું બેઠી. તેણે ઘરાકીની નિરાશા જોતાં "ભલે" કહી પોતાનું કામ શરૂ કર્યું.

"ભાઈ, અહીં કોઈ નોકર ચાકર રાખે તેમ છે."

"આંહિ કોણ રાખે? બધાં હાથેજ કામ કરે છે."

"આંહિ બીજો ધંધો શું ચાલે છે?"

"ખેતરમાં મજૂરી કરે. નહિંતર મૂળી જઇને મંદિરમાં નોકરી કરે."

"મંદિરમાં સ્ત્રીઓને નોકર રાખે છે?"

"ના."

"ત્યારે સ્ત્રીઓ શું કરે?"

"સ્ત્રીઓ શું કરે? બેસે, ને ઘેર રાંધે."

હું ઉઠી. કંઈ જવાબ મળ્યો નહિ. હું ગામમાં આગળ ચાલી થોડીવારે એક પથ્થરનું રેલિંગ વાળું મકાન આવ્યું. તેની પાસે થોડાં ફૂલઝાડ ખીલ્યાં હતાં અને કોઈ સારૂં માણુસ રહેતું હોય એમ લાગ્યું. હું ત્યાં ગઈ. અને બાર ખખડાવી ઉઘડાવ્યું. એક નમ્ર દેખાતી વૃદ્ધાએ તે ઉઘાડ્યું. મેં બહુ ધીમે અચકાતે સાદે પૂછ્યું "અહિં નોકરની જરૂર છે?"

"ના" તેણે કહ્યું. "અમે નોકર રાખતાં નથી."

"આંહિ ઘરકામ કરવા કોઇ મને રાખશે! હું વખાની મારી અજાણી છું. મારે ચાકરી જોઇએ છે; ગમે તે જાતની."

"હું શું જાણું, બાઇ, તપાસ કરો." કહી તેણે બાર બંધ કર્યું.

હું ગામમાં આમતેમ લગભગ સાંજ સુધી રઝળી; પણ કોઇએ દાદ દીધી નહિ. છેવટે પાછી ફરી શિવાલય પાસે આવી. ત્યાં એક સારૂં મકાન દીઠું. તેના દેખાવ પરથી એ નિશાળ હશે એમ લાગતું હતું. હું અંદર ગઈ. ત્યાં પાટિયા પર અંગ્રેજી અક્ષરો લખેલા હતા તે વાંચતાં વખતે મહેતાજી મારી સ્થિતિ સમજે તો મદદ કરે એમ ધારી આસપાસ જોયું. થોડા વખતમાં એક ડોશી બહાર આવી.

"કોનું કામ છે?"

"મહેતાજી છે?"

"ના, તે ભૂળી ગયા છે."

"પાછા ક્યારે આવશે?"

"તે કેમ ખબર પડે? તેના બાપ મરી ગયા છે એટલે દહાડો પાણી કરીને આવશે."

"બીજું કોઇ છે.?"

"ના, ફક્ત હું છું."

વાંચનાર, તેની પાસે કેમ મગાય! હું ધબકતે હૃદયે પાછી ફરી, અને કંદોઇની દુકાને ગઇ. ત્યાં જઇ રૂમાલ કાઢયો.

"ભાઇ, આ રૂમાલ લઇને કાંઇ ખાવાનું દેશો!"

"રૂમાલ? ના બાઈ પૈસા હોય તો દે. કયાંથી આવી છે! કાંઈ સારા ઢંગ લાગતા નથી." કહી તેણે આંખ કાઢી. ત્યાં ઊભું રહેવું અશકય હતું.

વાંચનાર, આ વિગતો સાંભરતાં પણ મને કંપારી છુટે છે. મારા તિરસ્કાર કરનારાઓનો વાંક હું કાઢતી નહોતી–એ મારાં પોતાનાંજ કર્મનો વિપાક હતો. પણ મારો પોશાક અને મારી સ્થિતિ–એ બન્ને વહેમ ઉપજાવે તેવાં હતાં.

હું સ્ટેશનને રસ્તે પાછી ફરી, એક ખેડુત રસ્તેથી જતો હતો તેને કહ્યું "ભાઇ, કંઇ ખાવાનું આપશો?" તેણે થોડીવાર તો સામું જોયું; પછી વિચાર આવવાથી પોતાની પછેડીમાંથી પોંખ મારી સાડીના ખોળામાં નાંખ્યો. મેં તે રસ્તાની બાજૂએ બેસીને ખાધો; પણ તે ભાવ્યો નહિ અને ક્ષુધા શાંત થઇ નહિ.

હું પાછી ઉઠી ચાલવા માંડી. બીજો રસ્તો હોય કે કોણ જાણે પણ થોડીવાર ચાલતાં એક નાના શહેર જેવું ગામ આવ્યું. ગામ શરૂ થતાં પહેલાં એક છૂટું નાના બંગલા જેવું ઘર આવ્યું તેમાં દીવો બળતો હતો. હું તેના આંગણામાં ગઇ, અને તેના આગળના ભાગમાં જતાં પહેલાં એક બારીમાંથી તે બંગલાનાં માણસો અંદર બેઠાં હતાં તેના પર નજર નાંખી. તેઓ વાત કરતાં હતાં.

"વિજયા, તારી સાસુ ચંદ્રાયણ કરશે તો તને કાગળ આવશે ને?"

"હાસ્તો" બીજી યુવતીએ કહ્યું "મેં કહ્યું છે કે મને એકદમ જરૂર લખજો. મારે કાંઈ આંહિ રહેવાનું મન નથી. આંહિ પિહેર ગમે તો ખરૂં પણ આપણે સાસરાં પહેલાં."

"હા બહેન" પહેલી યુવતી બોલી. "મારા મામાસસરાને ત્યાં પણ લગ્ન છે ને આ ખબર આવ્યા ત્યારે સાસુજીએ કહ્યું કે આપણે કોઇ નહિ જઇએ, પણ મેં કહ્યું કે ના, બાપુ તો નસિબદાર કહેવાય, એનો શોક પાળવો સારો નહિ."

"પણ, સુમતિ, તમારે ત્યાંથી ભાણેજને મોસાળું કરવાનું શું કર્યું ?"

"થઇ રહેશે એ તો."

થોડીવાર બન્ને ચૂપ રહ્યાં,

એક ડોસી સામેજ બેઠી હતી. તેણે કહ્યું "હજી રસિકભાઇ આવ્યા નહિ."

"હમણાં આવશે."

"હા. બ્હેન પણ બાપા જતાં ઘર કેટલું સૂનું લાગે છે?"

"વહાલીબાઈ, બાપા મરતી વખત કાંઈ બોલ્યા?"

"ના બ્હેન, ઈતો જાણે સૂવા ગયા. કાંઇ થયું પણ જાણ્યું નહિ. બહુ નસિબદાર."

"વહાલીબાઇ; હવે રસિકભાઇને સમજાવીને પરણાવો."

"હા, વિજયાબેન; તમે બે આંહિ છો ત્યાં સુધી તો ઠીક પણ પછી બહુ સૂનું લાગશે."

"સુમતિ, ભાઇને વાર લાગી; શું કરશું?"

"વહાલીબાઈ જરા જૂઓને, ક્યાંહિ દેખાય છે?"

વહાલીબાઈ ઉઠયાં. હું પણ બારણાં તરફ વળી. મેં હાથ ફેરવી બારણાંની સાંકળ શોધી કાઢી અને ઠોકી. વહાલીબાઇએ તે ઉઘાડયું. રસિકભાઇને નહિ દેખવાથી ફાનસ આગળ ધરી પૂછયું.

"કોણ છે?"

"તમારાં શેઠાણીને મળવું છે."

"શું કામ છે? મને કહે."

"હું આંહિ અજાણી છું."

"હા પણ આહિં શીદ આવી છે?"

"મને ગમે ત્યાં એક રાત પડી રહેવા દેશો?"

તેના ચહેરાપર અવિશ્વાસ અને ભય દેખાયાં. "તને કંઇ ખાવાનું આપીશ. પણ પછી ચાલી જજે." પછી બોલી. "અજાણ્યાં ને અમે કયાંથી આશરો આપીયે? મંદિરની ધર્મ-શાળામાં જા."

"મને અંદર આવવા દો. હું બહેનોને બધી વાત કહીશ."

"નહિ."

"હું કયાં જઈશ? હું આંહિ તદ્દન અજાણી છું બાઈ. જરા દયા કરો!"

"અરે ગમે ત્યાં જા; બાઈ. લે આ એક પૈસો, પણ અહિંથી જા." તેણે બાર બંધ કરવા માંડયું.

"બાઇ બાર દઇશોમાં-જરા દયા કરો. હું મરી જઇશ."

"અરે જાને ડાકેણુ," કહી વહાલીબાઇએ બારણું બંધ કર્યું.

હવે અવધિ વળી. હૃદયમાં ખરી નિરાશાનું શૂળ પેઠું. એક ડગલું આગળ ચાલવા હવે મારી શક્તિ નહોતી. મને મૃત્યુ પાસે આવ્યું લાગ્યું. હું ત્યાંજ બેસી ગઈ.

"બહુ તો હું મરી જઇશ" મેં કહ્યું "પ્રભો મને તારા પર શ્રધ્ધા છે. શાંત રહી તારી આજ્ઞા પાળીશ."

આ શબ્દો મોટેથી બોલાઈ ગયા.

"બધાંને એક વાર મરી જવાનું છે." આકાશ વાણી થઈ "પરંતુ પ્રભુ તારી માફક અહિં આશ્રયવિના ભૂખ્યું તરસ્યું કોઇને મરવા દેતો નથી."

મારી આંખે અંધારાં આવતાં હતાં પણ મારે કાને અવાજ આવ્યો.

"રસિકભાઇ, આવ્યા કે ?"

"હા, હા, વહાલીબાઇ, ઝટ ઉઘાડો."

"અમને કયારનીય ચિન્તા થતી હતી." બાર ઉઘાડયું એ મેં સાંભળ્યું. મને કહ્યું " અરે ચલ, ગાલીજા, હજી અહિં ઉભી રહેતાં શરમ આવતી નથી ?"

" વહાલીબાઇ " એક મરદ અવાજ બોલ્યો. " તમે તમારૂં કામ બજાવ્યું. હવે મને મારી ફરજ બજાવવા દો. આ બાઇને ઘરમાં લ્યો."

મેં માંડ માંડ આંખ ઉઘાડી. વહાલીબાઇનો હાથ પકડી હું અંદર ગઇ. બન્ને બહેનો પણ બહાર આવી.

" ભાઇ, એ કોણ છે ? " બન્ને બોલ્યાં

" મને ખબર નથી. એ બહાર ઉભી હતી. "

" મરણ તોલ થઇ ગઈ લાગે છે. " વહાલીબાઈ બોલ્યાં.

" બે ઘડીમાં એ મરી ગઇ હોત. તેને ક્યાંહિક સુવાડો. નહિતર એ પડી જશે. "

મને વહાલીબાઇએ એક ખુરશીપર સુવાડી. મારાથી બોલાતું નહોતું. પણ સંભળાતું હતું.

" જરા પાણી લાવો, વહાલીબાઇ. કેટલા દિવસથી ભૂખી હશે ! "

" જોને, કેવી નબળી મુડદાલ થઇ ગઇ છે ! "

" જાણે તદ્દન મડદુંજ. "

" એ ભૂખે એવી થઈ ગઈ છે કે માંદી છે ? "

" ભૂખેજ " રસિકભાઇએ કહ્યું. " વિજયા જરા દૂધ લાવ. "

વિજયા દૂધ લાવી અને મારા ઓઠ ઉઘાડી તેમાં દૂધ નાંખ્યું. તેના મુખપર દયા વસી હતી. " બહેન, જરા ખા. "

"હા, જરા ખાઇ જો." સુમતિએ કહ્યું અને પોતાનો હાથ નીચે નાંખી મારૂં માથું ઉંચું કર્યું. મેં દૂધ પીવા માંડયું.

"બસ, વધારે નહિ" રસિકભાઇએ કહ્યું. "હવે વધારે ન પીવા દેતાં."

"પણ, ભાઈ, એની આંખો જૂઓ. એને વધારે પીવું છે. ના ન કહો."

"આજ નહિ. બહેન. હવે જૂઓ એનાથી કંઈ બોલાય છે? એનું નામ પૂછો."

દૂધ પીધાથી કંઇ શક્તિ આવી હોય એમ મને લાગ્યું. "મારૂં નામ જીવી." વાંચનાર મારૂં ખરૂં નામ મેં જાણી જોઇ છૂપાવ્યું.

"કયાં રહે છે.? કોઇ સગાંસાહી છે?"

મારાથી બોલાયું નહિ.

"કોઈને બોલાવીયે?"

મેં માથું ધૂણાવી ના પાડી.

"તમે કોણ અને કેવાં છો?" રસિકભાઈએ પૂછયું.

અહિં આશ્રય મળ્યાથી મારી હિંમત પાછી આવી હતી. મેં કહ્યું.

"બહેન. અત્યારે કંઈ નહિ."

"પણ અમે તમને શું મદદ કરી શકિયે?"

"કંઇ નહિ."

"પણ હવે તમને ખાવાનું આપ્યું એટલે તમે જવા માગો છો?" વિજયાએ પૂછયું.

તેની સામું હું થોડીવાર જોઇ રહી. તેના મુખપરની ઉદાર અને દયાળુ વૃત્તિથી મહામહેનતે પણ મેં તેને જવાબ દેવો યોગ્ય ધાર્યો.

"બહેન; મારાથી બોલાતું નથી. હું તમારા પર શ્રદ્ધા રાખું છું. આજે મને કંઇ ન પૂછો અને અહિં સૂઇ રહેવા દો. કાલે સઘળું કહીશ."

ત્રણે જણે મને નિહાળી જોઈ અને ત્રણે જણ ચૂપ રહ્યાં.

"વહાલીબાઈ" છેવટે રસિકભાઇએ કહ્યું. "એને મૂંઝવો નહિ. દસ મિનિટ પછી પાછું દૂધ આપજો. વિજયા, ચાલ વાળુ કરી લઇયે અને આનું શું કરવું તે વિચાર કરીયે."

તેઓ ગયાં. થોડીવાર પછી બે બહેનો આવી. તેણે તથા વહાલીબાઇએ મને ઊભી કરી અને ધીમેધીમે ચલાવી એક બીજા ઓરડામાં લઇ પલંગ પર સૂવાડી.

ત્યાં મેં પ્રભુનો ઉપકાર માન્યો અને ઘોર નિદ્રામાં પડી.

---

# પ્રકરણ ૨૯ મું.

## નવો જીવન વ્યાપાર.

ત્રણ દિવસ સુધી હું સખત તાવમાં પડી રહી. ચોથે દિવસે તાવ ઉતર્યો અને મને ભાન આવ્યું. હું એક નાના ઓરડામાં ખાટલા પર પડી હતી. મારાં કપડાં ધોઈ ઘડીવાળી ખીલ્લી પર મૂકી રાખ્યાં હતાં અને આસપાસ સઘળું સ્વચ્છ રાખવામાં આવ્યું હતું. મને કંઈ ઠીક લાગતાં હું ઉઠી અને ભીંતે ટેકો દઇને પાસેના ઓરડામાં ગઈ. ત્યાં વહાલીબાઈ બેઠાં હતાં.

"તું કેમ ઉઠી?" તેણે પૂછ્યું.

"મને આજે ઠીક છે. મને ત્યાં ગમ્યું નહિ."

"ઠીક, બાઈ. તમે કેવાં છો?"

"હું બ્રાહ્મણ છું."

"ભીખ કેટલા વખતથી માગો છો."

"હું ભીખ માગવાનો ધંધો નથી કરતી."

"ત્યારે?"

"મારે અત્યારે ઘરબાર નહિ એટલે હું ભીખારી, કેમ?"

"તમે ભણેલ છો?"

"હા."

"ત્યારે તમારૂં પૂરૂં કરી શકતાં નથી?"

"કોણુ કહે છે? આજ દિવસ સુધી કરતીજ હતી ને? અને હજીયે કરીશ. માણુસ ઉપર કોઈ વાર આફત ન આવે?"

"હા, બાઈ આવે. મેં તો તમને સાધારણુ ભીખારી જાણ્યાં હતાં. બાઈ, માફ કરજો. મને તો આ આવો વખત અને શેઠનાં છોકરાંઓ એકલાં એટલે ફિકર થાય."

"વારૂ આ કરમદાંનું શું કરવું છે?"

"આ મસીસાને દિવસ બ્રાહ્મણુ જમાડવા છે તે સંભારો કરવો છે."

"લાવો હું કરી આપું."

"ના, એ તો કરશે. એને ન ખપતું હોય તો?"

"ન શેનું ખપે?" મેં એને મારી નાત કહી. હું ધીમે ધીમે કરમદાં સાફ કરવા બેઠી.

વહાલીબાઈ વાતુડાં હતાં. તેના કહેવાપરથી જણાયું કે રસિકરાય, વિજયા અને સુમતિ એ સગાં ભાઇ બહેન હતાં, અને તેમના પિતા પ્રાણુશંકર જામનગરના એક પ્રતિષ્ઠિત કુટુંબ-માંથી ઉતરી આવેલા હતા. તેણે ઘણાં વરસ સુધી મૂળીના દરબાર સાહેબનો કારભાર સારી રીતે કર્યાથી નોકરી છોડયા પછી પણુ દરબાર સાહેબે તેને મૂળીમાંજ રહેણાક રખાવી હતી. વિજયાને ગોંડળમાં અને સુમતિને જામનગરમાં પરણાવી હતી. અને તેઓ પિતાના મૃત્યુ સબબે સાસરેથી આવ્યાં હતાં. રસિક-રાય મેટ્રિક થયા હતા પણુ પછી ભણુવું છોડી દીધું હતું અને

દીગસરમાં દરબાર સાહેબ તરફથી ઈંગ્રેજી નિશાળ કાઢવામાં આવી હતી તેમાં માસ્તર હતા. હું તે નિશાળમાં જઈ આવી હતી.

કરમદાં સાફ થઇ રહ્યાં અને વહાલી બાઇની વાત થઇ રહી એટલામાં ત્રણે જણાં બહારથી આવ્યાં. રસિકરાય પરભાર્યા ઉપર ચાલ્યા ગયા પણ વિજયા અને સુમતિ બન્ને અંદર આવ્યાં અને મને જોઈ વહાલી બાઇને વઢવા માંડયાં.

"પણ તમે એને ઉઠવા દીધાંજ શું કામ? શું મને સંભારો કરતાં નથી આવડતો કે?"

"પછી ઉથલો મારશે તો?"

મારે ઉઠવુંજ પડયું. હું ધીમે ધીમે ચાલી તેઓના બેસવાના ઓરડામાં ગઈ. ત્યાં મને રસિકરાય સાથે મૂકી બન્ને કપડાં બદલવા ચાલ્યાં ગયાં. રસિકરાય ચોપાનિયું વાંચતા હતા.

ઓરડો જૂના જમાનાનો હતો. ભોંય છો વાળી હતી. છાજલીપર ચકચકાટ પીતળનાં ઠામ વાસણ ગોઠવી મૂકી દીધાં હતાં. રસિકભાઇને બેસવા માટે એક ખુણામાં ખુરશી હતી; તેની એક બાજૂએ એક નાનું ટેબલ અને બીજી બાજૂએ એક ચોપડી મૂકવાનો ઘોડો હતો. તેની સામી બાજૂએ એક લોખંડનો પીતળના પટ્ટાવાળો પટારો પડયો હતો. બે ત્રણ ચાકળાઓ નીચે છૂટા પડયા હતા; તેના પર હું બેઠી.

રસિકરાય બહુ સુંદર હતા, અને ઉંચા તથા પાતળા હતા. તેનો ચહેરો પ્રતાપી, સીધો અને લાંબો તથા ગોળ હતો. આંખો મોટી અને ચમકવાળી હતી. એ શાંત બેઠા હતા, પણ તેના

નાક, હોઠ, દાઢી વિગેરે પરથી અંતરમાં તોફાન, હઠ, આગ્રહ સૂચવાતાં હતાં; જ્યાંસુધી તેની બહેનો અંદર ન આવી ત્યાં સુધી એણે મારી તરફ નજર સરખી પણ નાંખી નહિ.

વિજયા ચાહ તથા થોડા બાજરીના દાંડલા લાવી.

"લ્યો, આ ખાઓ. કાલે રાતે તમને ફકત રાબજ આપી હતી. અત્યારે ભૂખ લાગી હશે."

મેં ના ન પાડી. મને ખરેખર ભૂખ લાગી હતી. રસિકરાયે છાપું મૂકી દીધું અને કહ્યું.

"આજે નિરાંતે ખાજો. તમને તાવ આવ્યો અને અપવાસ કરવા પડયા એટલે બધું ઝેર નીકળી ગયું. નહિતર મુશકેલી પડત."

"હા, ભાઇ, હવે લાંબો વખત તમારા પર ભારરૂપ ન થવાય તો સારૂં. તમારાં કર્યાં કોઈથી થાય તેમ નથી."

"તે તો ઠીક છે. તમારા સગાંનું નામઠામ આપશો એટલે હું તમને ત્યાં મોકલી આપવા બંદોબસ્ત કરીશ."

"હું તમારી પાસે ચોકખી વાત કરી દઇશ કે મારાથી મારે ઘેર જવાય તેમ નથી તેમજ મારાં સગાંનું નામ પણ દેવાય એવું નથી."

ત્રણે જણ મારી સામું જોઇ રહ્યાં, પણ તેની નજરમાં અવિશ્વાસ નહોતો. ખાસ કરી બન્ને બહેનોનાં નયનમાં અવિશ્વાસ નહિ પણ જીજ્ઞાસા હતી. રસિકરાયનાં નયન વિચિત્ર

હતાં અને પોતાનો અભિપ્રાય દર્શાવવાના કરતાં પારકાની પરીક્ષા કરવાનું કામ સારી પેઠે કરી શકતાં હતાં.

"તમારે કોઈ સગું નથી?" સુમતિએ પૂછ્યું.

"મારાં કોઈ સગાં સાથે મારે સંબંધ નથી."

"તમે પરણ્યાં છો?"

"ના."

"કેટલાં વરસ થયાં."

"સત્તર."

મારૂં મુખ લાલચોળ થઈ ગયું. વિજયા અને સુમતિ એકદમ સમજી ગયાં અને બીજી તરફ જોવા લાગ્યાં; પરંતુ રસિકરાય કરડાઈથી મારી સામે જોઈ રહ્યા.

"તમે અત્યાર સુધી કયાં રહેતાં હતાં?"

"ભાઈ, એ બધું પૂછી તમારે શું કામ છે?" ધીમેથી સુમતિએ કહ્યું; પરંતુ તેણે મારી સામે જોયાંજ કર્યું.

"હું જે સ્થળે અને જેને ત્યાં રહેલી હતી તે મારાં રહસ્ય છે." મેં ટુંકામાં જવાબ દીધો.

"પણ હું તમારા સંબંધમાં કંઈ જાણું નહિ તો તમને મદદ કેવી રીતે કરૂં?" રસિકરાયે પૂછ્યું.

"રસિકભાઈ, તમે અને તમારાં બહેનોએ મારાપર મહાન ઉપકાર કર્યો છે—મને મૃત્યુથી ઉગારી પુનર્જીવન આપ્યું છે.

મારે તમને મારૂં રહસ્ય કહેવુંજ જોઇએ પણ એ રહસ્ય તમને પૂરૂં કહું તો મારે ગુપ્ત રહેવા ઇચ્છા છે તે પાર પડે નહિ. માટે જરૂરજોગી બાબતો છૂપી રાખી મારી હકીકત કહીશ.

હું એક ગરીબ વૈદ્યની પુત્રી છું. મારાં માબાપ ક્યારે ગુજરી ગયાં તેની મને ખબર નથી. હું મારા મામાને ત્યાં સાત વરસ ઉછરી અને પછીનાં સાત વરસ મેં ચીંચણુ અનાથાશ્રમમાં કાઢયાં. તમે મોરેશ્વરરાવ ભીમેનું નામ સાંભળ્યું હશે ?"

"હું ભીમેને ઓળખું છું. એ આશ્રમ વિષે પણ જાણું છું."

"એ આશ્રમમાંથી હું એક સારા કુટુંબમાં શીક્ષિકા તરીકે ગઈ, અને ત્યાં હું સુખી હતી. લગભગ ચારેક દિવસ ઉપર મારી જગ્યા મારે અનિવાર્ય કારણોને લીધે છોડવી પડી. એ કારણો હું કહી શકીશ નહિ. મેં કંઈ અપરાધ કર્યો નથી; કંઇ પાપકર્મ કર્યું નથી. હું અત્યારે દુઃખી છું અને એ દુઃખ ઘસાતાં વખત લાગશે. મારી એ જગ્યા સ્વર્ગ સમાન હતી તેમાંથી છુટી નીકળવાનું કારણ ગંભીર હતું. મારી પૈસા વિગેરેની પોટલી ટ્રેનમાં રહી ગઇ. આંહિ બે દિવસ રઝળી છેવટે તમારે આંગણે આવી આશ્રય પામી."

"જીવી બ્હેન, હવે બહુ વાતો ન કરો. થાકી જશો. રસિકભાઈ, અત્યારે એની પાસે બહુ વાતો કરો નહિ."

મારૂં નવું નામ સાંભળી હું ચમકી. હું ભૂલી ગઇ હતી. રસિકભાઇથી એ છૂપું ન રહી શક્યું.

"તમે કહ્યું, તું—તમારૂં નામ જીવી ને?"

"હા—તમે મને જીવી કહી બોલાવજો, પણ એ મારૂં ખરૂં નામ નથી."

"તમારૂં ખરૂં નામ મને નહિ આપો?"

"જો તેમ ચાલી શકે તો—"

"ભાઇ, આપણે નામનું શું કામ છે?" વિજયા બોલી.

"મને કંઇ પણ કામ બતાવશો તે હું કરીશ. હું કોઇને ત્યાં નોકર રહીશ; દળણાં દળીશ, પાણી ભરીશ, સીવિશ, સોઇશ. પણ એવી કંઈ ગોઠવણ થાય ત્યાં સુધી મને કાઢી મૂકશો નહિ."

"ના, ના, ભલે તમે અહિં રહો. મારી બહેનોની ઇચ્છા પણ એવીજ છે. હું તમને તમારા લાયક કંઈ કામ શોધી આપીશ."

તેણે પોતાનું છાપું પાછું લીધું. હું થાકી ગઈ હતી તેથી વિજયા અને સુમતિ સાથે પાછી ફરી મારા ખાટલામાં પડી.

જેમ જેમ સુમતિ વિજયાના પરિચયમાં હું આવતી ગઇ તેમ તેમ મારો તેને માટે સ્નેહ વધતો ગયો. હું તેમને સંસ્કૃત શીખવતી; રાંધવામાં મદદ કરતી તેની પાસેથી જ્ઞાતિના રીત રિવાજોનું જ્ઞાન લેતી, પ્રસંગોપાત ગીત શીખતી. એ બન્ને બ્હેનો મારા જેટલી ભણેલી નહોતી પણ તેનામાં વ્યવહારૂ અક્કલ અને આનંદવૃત્તિ વધારે હતાં. વિજયા ઠરેલ પ્રકૃતિની

અને શાણી હતી. સુમતી પોતાના પતિદેવતામાંજ પરોવાઇ રહેતી. તેનીજ વાત કરવા મથતી.

રસિકરાય મારી સાથે બહુજ થોડું બોલતા તે પોતાની નિશાળમાંથી આવી લખવા કરવાનું બહુ કામ કરતા. તેને ત્યાં માસિકો પણ ખુબ આવતાં. તેને તેની નિશાળ નાની લાગતી. દેશસેવા તથા સમાજસેવાનાં સ્વપ્નો બહુ આવતાં. આખો દિવસ વિચારજ કર્યા કરતા.

આમ એક માસ નીકળી ગયો. વિજયા તથા સુમતિ બન્નેને સાસરે જવાનો વખત થયો પણ હજી મારે માટે કંઈ ગોઠવણ થઇ નહોતી. એક દિવસ રસિકરાય એકલા બેઠા હતા અને હું તેને પૂછવાનો વિચાર કરતી હતી ત્યાં તેજ બોલ્યા.

"તમારે મને કંઈ પૂછવું છે?"

"હા, મારે માટે કંઈ કામ શોધી કાઢયું કે નહિ તે પૂછવું છે."

"હા, તમારે માટે ગોઠવણ તો થઇ ગઇ છે, પણ મારી બહેનો તમને અહિંથી જવા દેવા નહોતાં ઇચ્છતાં અને તમે અહિં પણ નવરાં ન બેસતાં એટલે હું બોલ્યો નહિ."

"પણ એ તો પરમ દિવસ જવાનાં છે?"

"હા, હું પણ પાછો દીગસર જઇને રહીશ. આ મકાન બંધ કરીશ."

"વારૂ મારે માટે શું યોજ્યું છે?"

"કંઇ ખાસ યોજ્યું નથી. એ તો હતુંજ."

તે આગળ બોલ્યા નહિ. હું જરા અધીરી થઇ ગઇ.

"હા, પણ મારે માટે તો નવીજ યોજના ને?"

"ના, ના, નવું બવું કંઇ નથી. દીગસર પાસે કંબોળામાં હું એક ગૂજરાતી કન્યાશાળા ઉઘાડવાનો છું. ત્યાં મહેતીજી તરીકે જો તમે કામ કરો તો. હું બહુ પૈસાદાર નથી. આ દરબાર સાહેબે આપેલ મકાન શિવાય મારી પાસે બીજી મિલકત નથી. મારે તો પ્રજાની સેવા દેશની સેવા કરવી છે. હું તમને વધારે પૈસા મળે એવું કામ અપાવી શકું તેમ પણ નથી."

"કંઇ નહિ. બધું કામ પ્રમાણિક અને સ્વતંત્ર હોયતો કરવા લાયકજ છે."

"બરોબર. તમને રહેવાને મકાન આપશું, અને પંદર રૂપિયા પગાર મળશે. ઘરમાં રાચરચીલું મૂળીના હાલના કારભારીના તરફથી મૂકાવશું. તમને એ રૂચશે?"

"ભાઈ, તમારો કેટલો ઉપકાર! હું તુરતજ એ કન્યાશાળા શરૂ કરીશ."

"પણ જૂઓ–ખેડુતની અને એવી છોકરીઓને તમારે ભણાવવી પડશે. એને રૂચે એવી કેળવણી તમારે આપવાની છે."

"સમજાય તેવું છે."

"ક્યારે શરૂ કરશો?"

" કાલથીજ. "

" વારૂ. " છતાં તેણે ડોકું ધૂણાવ્યું.

" કેમ ? "

" તમે કંબોળામાં વધારે વાર રહેશો નહિ. "

" શા ઉપરથી કહો છો ? "

" હું તમારી આંખ પરથી કહું છું "

" હું મહત્ત્વાકાંક્ષી નથી. "

" મહત્ત્વાકાંક્ષી ? એ કયાંથી સૂઝયું. હું છું; પણ તમે ત કયાંથી જાણ્યું ? "

" હું મારી વાત કરતી હતી. "

" તમે ઉદ્રેક–આવેગવાળાં છો. "

તે બહાર ગયા. વિજયા તથા સુમતિ અંદર આવ્યાં.

" કેમ, બહેન, ભાઈએ તમને વાત કરી ? "

" હા, બહેન."

" રસિકભાઈનું કંઇ સમજાતું નથી." સુમતિએ કહ્યું " એને મહાત્મા ગાંધીજીના ચેલા થવું છે; સત્યાગ્રહ કરવો છે; અસહકાર કરવો છે; જૂનો જમાનો ચલાવવો છે."

" અમે, બહેન " વિજયાએ કહ્યું " નબાપાં થયાં. ભાઈ પણ અમને છોડી જશે."

એટલામાં ટપાલ લઈ રસિકભાઈ આવ્યા.

" બહેન, સ્નાન છે."

" કોણ" બન્ને સાથે બોલી ઉઠયાં.

સ્નાન કરવા કપડાં બદલ્યા પછી તેણે કહ્યું. " મામા નૈરોબીમાં ગુજરી ગયા."

" ઠીક, એ માંદા તો હતાજ ને ?" વિજયાએ પૂછયું.

" હા, તેનો વારસો બધોએ વૈદ્ય મામાની દીકરીને મૂકયો."

" હશે, આપણે શું કામ ?" સુમતિ બોલી " આપણે જાણુતાંજ હતાં."

સ્નાન કર્યા પછી વિજયા બોલી." જીવી બ્હેન, અમારા મામાને અમે કદિ જોયા નથી, પણ એ આફ્રિકામાં હતા અને તેની પાસે ખૂબ પૈસો હતો, છૈયું છોકરૂં કંઇ હતું નહિ. અમે એમ ધારતાં હતાં કે એ અમને કંઈ આપશે. ભાઈના મનમાં દેશ સેવાર્થે તેને જે કંઇ મળે તેમાંથી નિશાળ કાઢવાની ઇચ્છા હતી. એતો એને જે ગમ્યું તે ખરૂં; પણ ભાઇને જરા મુશ્કેલી પડશે."

એ સંબંધમાં પછી આગળ વાત ચાલી નહિ. તેઓ વળતે દિવસ સાસરે ગયાં; હું કંબોળે ગઈ. વહાલીબાઇ રસિકભાઇ સાથે દિગસર ગયાં.

---

## પ્રકરણ ૩૦ મું.

### વનમાલિકા.

મારા ઘર તરીકે મને એક ખેડુતની ઝુંપડી મળી છે, પણ તેની ભીંતને ખડી લગાવવામાં આવી છે, અને ભોંયમાં રેતીની સીમેન્ટ કરી દાબવામાં આવી છે. એક ખાટલો, એક નાનું ટેબલ, એક નાની ખુરશી, થોડાં પતળનાં વાસણ, એક ગાદલું તથા એક ગોદડું એ પણ દરબાર સાહેબ તરફથી મળ્યાં છે, અને એ મારૂં ઘર છે એવું મનમાં ભાન થવાથી હું તદ્દન સુખી થઈ છું.

સાંજ પડી ગઈ, એક જામફળ આપી ખેડુતની નાની છોકરી મારી નોકર તરીકે કામ કરતી તેને મેં રજા આપી. આજે સવારે જ નિશાળ ઉઘાડી. દશ છોકરીઓ ભણવા બેઠી; ત્રણને વાંચતાં આવડતું હતું. બીજી સાતને વાંચતાં લખતાં કંઈ આવડતું ન હતું. નિશાળમાં બધી મોડી આવી હતી, કારણ કે છાણ વીણવા જવાનું હતું. બધી માયાળુ અને નરમ સ્વભાવની હતી પણ રીત ભાતમાં બહુ કાચી હતી. શરમાળ તમામ હતી. છતાં બધામાં ઓછીવત્તી બુદ્ધિ હતી અને જો સ્થિર રહે તો તેને સારા સંસ્કાર પડે તેમાં શક નથી.

હુ શાંત–સ્થિર તો નહોતીજ. મને કંઇ હું હલકી પડી હોઉં એમ તો લાગતું હતું. ધીમે ધીમે આ સ્થિતિને ટેવાઈ જઈશ એમ માનતી હતી. દરમ્યાનમાં મારી આત્મપરીક્ષા તો

ચાલતીજ હતી. શ્રેયસ્કર શું ? લાલચને અને ઇંદ્રિયને વશ થઇ દેશાઈની રખાત તરીકે રહેવું અને વિષયભોગ માણવા તે કે સ્વતંત્ર સદ્દગુણી, સ્વમાની, સ્વધર્મી રહી જારનો ટુકડો ખાવો તે ?

ખરેજ, ઘેલછાની ઘડીની ઉછળતી વિલાસ વૃત્તિને હાંભી હું ધર્મ અને નીતિને માર્ગે નીકળી આવી એજ શ્રેયસ્કર થયું. પરમેશ્વરેજ મને સાચો રસ્તો સૂઝાડયો. એનો કેટલો આભાર માનું ?

આ પરિણામ પામી હું ઝૂંપડી બહાર નીકળી. કંઓળાથી થોડે છેટે દરબાર સાહેબે એક હવામહેલ બાંધ્યો હતો અને હાલ ત્યાં તેના કારભારી વિજયશંકર રહેતા હતા તે મહેલ તરફ જોવા માંડી. એટલામાં કોઈનો પગરવ સંભળાયો. તે તરફ ફરી જોયું તો રસિકરાયને આવતા જોયા. તેની ભ્રૂકુટી વક્ર હતી; આંખમાં રોષ હતો.

"કેમ, ભાઈ આવો."

"ના, મારાથી રોકાવાય એમ નથી. મારી બહેનોયે આ સંપેતરૂં તમારે માટે મોકલ્યું છે તે આપવાનેજ આવ્યો હતો. મને લાગે છે કે તેમાં બધો ચિત્રનો સામાન છે."

મેં તે લીધું. તેમાં પીછી, રંગો તથા ચિત્રના કાગળો હતા. મારા ચહેરા ઉપર મારી આત્મપરીક્ષાની નિશાનીઓ—આંસુના સેરડાઓ હતા તે જોઈ તેણે પૂછયું.

"કેમ, આજે પહેલા દિવસનું કામ આકરૂં લાગ્યું ?"

"ના, ના, જશયે નહિ. ઉલટાનું મને લાગે છે કે વખત જતાં મારી છોકરીઓને અને મારે બહુ સારૂં બનશે."

"ત્યારે તમારૂં ઘર તથા રાચરચીલું ગમતું નથી? અહિં તો ગામડું—"

"મારૂં ઘર સ્વચ્છ અને મજબૂત છે. વરસાદનો છાંટો પણ શું આંહિ પડે તેમ છે? મારે જોઇયે તેટલી વસ્તુ એક પાઈ પણ ખરચ્યા વિના મને અહિં મળી છે. આજે એક માસ પહેલાં હું શું હતી. હું તે કોનો ઉપકાર માનું--દરબારશ્રીનો, આપનો કે ઇશ્વરનો?"

"ત્યારે એકલું ગમતું નથી?"

"હજી એકાંતની શાંતિ ભોગવવાનો પણ મને વખત મળ્યો નથી, ત્યાં અધીરી થવાનો વખત તો કયાંથીજ મળ્યો હોય?"

"વારૂ ત્યારે હું માનું છું. કે અહિં તમને બધી રીતે સંતોષ છે. તમે શું છોડયું છે તે હું જાણુતો નથી પરંતુ એટલું તો હું કહું છું કે.—પાછું તે બાજુ ફરવાની લાલચને, વિલાસ-વૃત્તિને અંકુશમાં રાખજો અને અહિં કંઈ નહિ તો થોડા માસ તો રહેજોજ."

"હું એમજ કરવા ધારૂં છું."

રસિકરાયે ચલાવ્યું.

"જુવો, મનુષ્યની વૃત્તિ અને કુદરતી વલણને દાબવાં બહુ કઠિન છે, પણ એ દાબી શકાય એ હું મારા પોતાના

અનુભવથી જાણું છું. ઇશ્વરે ઘણે અંશે આપણું ભાગ્ય આપણા હાથમાં રાખ્યું છે અને આપણે આપણી ધારણા પ્રમાણે ન વર્તી શકિયે અગર આપણો પંથ ન ચઢી શકિયે તો નિરાશ થવાનું કંઈ કારણ નથી. આપણે વધારે નિર્મળ, બીજો વધારે પૌષ્ટિક ખોરાક મન તથા બુદ્ધિને આપીજ શકિયે.

"એક વર્ષ પહેલાં હું પોતેજ ઘણો દુખી હતો, કારણ કે હું એમ માનતો કે ભણવું છોડી દેવામાં અને ગામડાંમાં પંતુજી થવામાં મેં મોટી ભુલ કરી હતી. પંતુજીગીરિ મને મોત સમાન લાગતી. હું જગતની વધારે ચેતનમય જીંદગી પાછળ સાક્ષરજીવન પાછળ, કવિ, ચિત્રકાર, ભાષણકારની જીંદગી પાછળ દોડતો. આ ઉરસ્થળમાં મુત્સદ્દીનું, યોદ્ધાનું, કીર્તિભકતનું ખ્યાતિપૂજકનું, સત્તાધીશનું, અંતઃકરણ ઉછાળા મારતું. એ ઉછાળાને મેં વશ કર્યા; કાબુમાં રાખ્યા અત્યારે મારી સમક્ષ વિશાળ જીવન મહાસાગર ખુલ્લો છે. હું રાષ્ટ્રીય કેળવણીનું મહાકાર્ય ઉપાડવાનો છું. મારા અંતરમાં આરામ પામ્યો છું."

એ બોલતો હતો એટલામાં પાછળથી "કેમ, માસ્તર સાહેબ, કેમ દેખાતા નથી?" એવો રૂપાની રણુત્કાર કરતી ઘંટડી જેવો નાદ આવ્યો અમે બન્ને પાછળ ફર્યા; તો એક પટાવાળા સાથે ફરવા નીકળેલી—સુંદર બારેક વર્ષની બાલિકાને જોઇ. તેણે એક હાથમાં ગુલાબનું ફૂલ ધાર્યું હતું; બીજે હાથે પોતાના નાના કુતરાની સાંકળ ઝાલી હતી. બોલતે બોલતે સાંકળ પટાવાળાના હાથમાં આપી તે આગળ આવી.

એ બાલા ખરેખર સર્વાંગે મધુરી હતી. તેનું કપાલ ઊંચું અને ભવ્ય હતું. અંબોડો મોટો નાગના વીંટા સમો હતો. કપાલમાં તારાટપકી આકાશમાં સૂર્યની પેઠે ચમકી રહી હતી; નાસિકા શુકસમાન હતી, ઓષ્ઠ પ્રફુલ્લ છતાં પાતળા હતા, કપોળ બિમ્બ જેવા હતા. ગરદન મયૂર જેવી હતી; હાથ કમળના જેવા હતા. તેણે ગુલાબી ઘાઘરી પર લીલું ઓઢણું ઓઢયું હતું અને ડોકમાં સોનાંની લાંબી સર પહેરી હતી, હાથમાં હીરાનાં કંકણો હતાં; કાનમાં મોતીનાં એરિંગ પહેર્યાં હતાં.

આ અપ્સરાનો સ્વર સાંભળતાંજ રસિકરાય ચમકયા હતા. તેણે તેનાપર દૃષ્ટિ પણ ઠેરવી નહોતી, તો પણ દિવાનદુહિતા એટલે તદ્દન અપમાન થાય તેમ પણ નહોતું.

"ઓહો વનમાલિકે, પોરબંદરથી કયારે આવ્યાં? આટલાં બધાં મોડાં કેમ નીકળ્યાં?"

"હું કાલ આવી. બાપુજીએ કહ્યું કે નવી કન્યાશાળા ઉઘડી છે અને નવાં મહેતીજી આવી ગયાં છે ત્યારે કહ્યું લાવ જોતી આવું. આજ નવાં મહેતીજી કે?"

"હા."

"આપને કંબોળા જેવા ગામડામાં ગમશે?" મને તેણે મૃદુતાથી અને મધુરતાથી પૂછયું.

"હા, કેમ નહિ ગમે?"

"તમારી છોકરીઓ ભણવાપર ધ્યાન આપે છે?"

" હાસ્તો."

" તમારૂં ઘર—એ કેવું લાગે છે?"

" બહુ સરસ."

" એમાંનો સરસામાન મેં પસંદ કર્યો છે."

" એમ? તમને પસંદ કરતાં આવડયો છે."

" રામી બરોબર કામ કરે છે."

" હા, જરા શીખવવું પડશે."

" હું નિશાળમાં આવું તો મને ભણાવવા દેશો?"

" હા–નકકી. જરૂર આવજો તો ખરાં. પછી જોઈશું."

" બાપુજી કહેતા હતા કે પ્રાણશંકર કાકા ગૂજરી ગયા પછી તમે તો મળતાજ નથી. ચાલો આજે આવો છો?" તેણે રસિકરાયને પૂછયું.

" નહિ."

" કેમ, વારૂ?"

" અત્યારે કોઈને ત્યાં જવાનો વખત છે?"

" પણ બાપુજી અત્યારે જ એકલા હોય છે. ચાલો. હમણાં તમને પણ એકલવાયું લાગતું હશે.—વિજયા બહેન ને સુમતિ બહેન ગયાં ખરૂં?"

" હા."

"ત્યારે ચાલો ને; અત્યારે ત્યાંજ જમજો."

"નહિ વનમાલા, અત્યારે નહિ. મારે કામ છે. જીવી મ્હેન, કોઈ વાતે મૂંઝાતાં ના, હું જાઉં છું."

તે તુરત ફરી અક્કડને અક્કડ રહી ચાલ્યા ગયા.

વિજયા પોતાના ભાઇને વજ્ર કઠોર કહેતી, એ અક્ષરશઃ સત્ય હતું.

રસિકરાયના ચિત્તમાં વનમાલિકાએ વાસ કર્યો હતો. એમાં તો શક હતો જ નહિ પણ એ પોતાના રાષ્ટ્રિય કાર્ય અર્થે તેને દાબી દેતા હતા.

વનમાલિકા મારી નિશાળમાં વખતો વખત આવતી અને મને મદદ કરતી. એ રમતિયાળ અને આનંદી હતી. મોટા માણસની દિકરી એટલે સારી પેઠે છૂટ આપવામાં આવી હતી તેમાં વળી તેની માએ તેને ધાવણી મૂકી હતી. છતાં સંસ્કાર સારા પડયા હતા અને કાઠિયાવાડના પ્રમાણમાં તેના પિતાએ તેને ઠીક ભણાવી હતી, તેને મારી સાથે બહુ ફાવી ગયું હતું અને થોડા માસમાં તો ગમે ત્યારે આવીને મારે ત્યાં બેસતી અને અનેક નિર્દોષ તોફાન કરતી. તે સાંજે તે પટાવાળો લઈ આવી હતી પણ હમેશાં સાથે એક બાઈ આવતી. તે બાઈ હમેશાં બહાર બેસી રહેતી.

એક દિવસે બપોરે તેણે મારૂં ટેબલ ચૂંથવા માંડયું અને તેમાંથી ચિત્રનો સામાન શોધી કાઢયો. તે તુરત મારી પાસે

આવી અને મને પુછયું કે ચિત્ર કાઢતાં આવડે છે કે નહિ. મેં હા કહી.

"ત્યારે મારૂં ચિત્ર કાઢશો ?"

"હા." તેણે તે વખતે ગુલાબી ગાજનું ઓઢણું તથા લીલી અતલશનો ચણિયો પહેર્યો હતો.

મેં ચિત્ર કાઢવા માંડયું અને તે અતિશય ખુશ થઈ ગઈ. તેણે ઘેર જઇ પોતાના પિતાને વાત કરી એટલે વળતે દિવસે જાતે આવ્યા. વિજયશંકર આધેડ વયના હતા. તેને માથે ધોળાં આવી ગયાં હતાં તથા કપાલ પર કરચલી વળી ગઈ હતી, છતાં એ અક્કડ ચાલતા અને પ્રતાપી દેખાતા. તેણે મેં કાઢેલું ચિત્ર જોયું અને તે પૂરૂં કરવા કહ્યું. બીજે દિવસે પોતાને ત્યાં જમવાનું મને નોતરૂં આપ્યું.

તેને ઘેર જવાથી મને આનંદ આવ્યો. તે રસિકરાયના પિતા સંબંધમાં બહુ માનથી વાત કરતા હતા, મૂળી સંસ્થાનને તેણે પોતાનું જીવન અર્પ્યું હતું. એનાથી જે મૂળીને સારાં વાનાં હતાં વિગેરે વાતો તેણે કરી "જીત્રી બ્હેન, આ છોકરો ભણ્યો નહિ અને તે છતાંએ હજી પરણતો નથી, ઠેકાણે બેસતો નથી અને દેશ સેવા કરવાને નીકળવાનો છે. દરબાર સાહેબની ને મારી ઈચ્છા એવી કે અહિં રહે, પરણે ને આનંદ કરે. હોંશિયાર છે, ચતુર છે, કોઇવાર પાછો પોતાના બાપની જગ્યા સંભાળે, પણ આજના–છોકરા ઉતાવળા–બહુ–એ દિવસ માસ્તરગીરી પણ કરવી પડે. અમારે વનુ તેને માસ્તર કહી ચ્હીડવે એ એને ઠીક પડતું નથી. એ છોકરીને માટે પણ બહુ ફીકર છે.'

"કેમ? કઇ રીતે?"

"હજી વર મળ્યો નથી. આપણી નાતમાં કાઠિયાવાડમાં વરની બહુ તાણુ છે."

હું તાત્પર્ય સમજી શકી. સાંજના ઘેર જઇ પાછું વનમાલિકાનું ચિત્ર હાથમાં લીધું ત્યાં રસિકરાય આવી પહોંચ્યા.

"તમારી રજા તમે કેમ ગાળો છો તે જોવા હું આવ્યો છું. વારૂ શું કરો છો?—ચિત્ર કાઢો છો. એ વધારે સારૂં. વિચારમાં દિવસ ગાળવો તેના કરતાં ચિત્ર કાઢવાં એ વધારે સારૂં. હજી મને તમે અહિં રહેશો એ ભરોંસો પડતો નથી. તમારે માટે હું આ પુસ્તક લાવ્યો છું." કહી તેણે મારા હાથમાં એક પુસ્તક મૂક્યું. એ ન્હાનાલાલનું "જયા અને જયંત" હતું તે મને આપી મારા ચિત્ર તરફ તેણે નજર નાંખી. તે એકદમ ટટાર થઇ ગયા પણ મને કંઇ કહ્યું નહિ. મેં તેના તરફ જોયું પણ નજર ફેરવી નાંખી. હું તેના વિચારો જાણી ગઈ હતી.

"તેની આટલી દૃઢતા તથા આત્મસંયમ છતાં પણ જોઇએ તે કરતાં એ પોતાની વૃત્તિને વધારે દાબે છે. જાણે અંતઃકરણને તથા મ્હોંને તાળું માર્યું. મધુરી વનમાલિકાની વાત કરવાથી તેને શાંતિ વળશે. તેને એમ છે કે એને તેનાથી પરણી શકાય તેમ નથી. હુંજ વાત ઉપાડીશ.

મેંજ પહેલાં કહ્યું, "ભાઇ, આ ખુરશીએ બેસો." તેણે કહ્યું મારાથી રોકાવાય તેમ નથી. તે હંમેશ એમજ કહેતા. "વારૂ ત્યારે ઉભા રહો" હું મનમાં બોલી "પણ તમારાથી

એમ જવાવાનું તો નથીજ. તમને એકાંત ગમતું નથી તેમજ મને પણ ગમતું નથી. તમારા વિશ્વાસની ગુપ્ત કુંચી હું શોધી કાઢીશ અને તમારા વજ્રવક્ષમાં એક સહાનુભૂતિનું બિંદુ હું સરવીશ."

"આ ચિત્ર કોના જેવું લાગે છે." મેં સીધેસીધું પૂછ્યું હતું.

"કેવું? કોના જેવું? મેં બરોબર જોયું નહિ."

"તમે જોયું ને ભાઈ?"

તે મારી હિંમત અગર ઉદ્ધતાઈથી વધારે ચમક્યા ને મારા તરફ આંખ ફાડી જોઇ રહ્યા. વળી મેં મનમાં કહ્યું "એ તો ઠીકજ છે. એટલાથી હું હારી જવાની નથી." પછી મોટેથી બોલી "જૂઓ, ફરીથી જૂઓ ભાઈ." મેં તે ચિત્ર તેના હાથમાં આપ્યું.

"બહુ મજાનું ચિત્ર છે. રંગ બહુ આછા ને સ્પષ્ટ પૂર્યા છે. આકૃતિ બહુ સુંદર છે."

"હા, હા, પણ તમને એ કોના જેવું લાગે છે?"

થોડીવાર ચુપ રહ્યા પછી તેણે કહ્યું "વનમાલિકા જેવું—અરૂં?"

"અલબત; અને તમે જો કબુલ કરો કે એ ચિત્ર તમને આદરણીય થઇ પડશે તો તમારી ખરી અટકળના ઇનામમાં બીજું ચિત્ર એવું ને એવું કાઢી આપીશ."

ચિત્ર તેના હાથમાંજ હતું. તે તેના તરફ એક ટશે જોયા કરતા હતા અને હાથમાં વધારે જોરથી પકડતા જતા હતા.

"આંખ બહુ સારી કાઢી છે. રંગ, તેજ, ચમક બધું અસલના જ જેવું છે. ચિત્ર હસમુખું છે."

"એવું ચિત્ર તમને આપું તો તમને આનંદ મળે કે દુ:ખ થાય એ કહો."

તેણે ચિત્ર તરફ પાછું નિહાળીને જોયું. પછી મારા તરફ જોયું અને કહ્યું "મને આનંદ થાય એ તો શકજ નથી. પણ એ રાખવું એ સારૂં, ડહાપણ ભર્યું છે કે કેમ એજ શંકા છે."

વનમાલિકાના પિતાની મુરાદથી જાણિતી થયેલી હોવાથી મેં તેની વકિલાત કરવી યોગ્ય ધારી.

"ચિત્ર કરતાં અસલ હાથમાં લઈ લેવું વધારે સારૂં અને ડહાપણ ભરેલું તો ખરૂંજ."

તે બેસી ગયો અને ગુસ્સો કે આશ્ચર્ય કંઈ બતાવ્યું નહિ. હું હિંમતથી તેના અંતરસાગરનાં ઊંડાણ માપવા પેઠી હતી અને તેને ખચિત એથી શાંતિ વળતી હતી.

"વનમાલિકા મધુરી છે, તેના પિતા તમારે માટે ઉંચો અભિપ્રાય ધરાવે છે. તમારા જેટલા વિચાર અને જ્ઞાન નથી પણ તે તો સંગથી આવે. તમારે તેને પરણવું જોઇએ."

"વનમાલિકા મને ચ્હાય છે.?"

"ત્યારે ? તે તમારીજ વાતો કર્યા કરે છે, બીજી વાત તેને ગમતીજ નથી."

"વારૂ, મને આજે આ સાંભળી બહુ આનંદ થાય છે. હજી પા કલાક એનીએ વાત ચલાવો."

"પણ વાત ચલાવીને શું કરૂં? તમે તમારે માટે નવી સાંકળો રચતા હશો અગર મારી વિરૂદ્ધ કંઈ અજબ વાત કરવાનું ધારતા હશો."

"જીવિબ્હેન, મને એવો કઠોર ન ધારો. ધારો કે હું પીગળી જાઉં છું અને પ્રીતિવશ થાઉં છું; આ અપ્સરા પ્રતિનું પ્રેમઝરણુ મારા હૃદય પ્રેમમાંથી ફૂટી ચારે તરફ પ્રસરી જાય છે અને સારાં કાર્યના હેતુરૂપી બીથી તૈયાર કરેલી ભૂમી ઉપર ફરી વળે છે; ધારો કે એ સુધાપૂરથી છલકાઈ જતી ભૂમિમાંથી એ બીજ ઉખડી જાય છે; પ્રીતિના મધુરા વિષમાં એ મરી જાય છે; કોઈ મ્હોટા મહેલમાં એક સોફા પર હું લાંબો થઈ વનમાલિકાના અંકમાં પડયો છું; એનો મધુરો મધુર આલાપ થઈ રહ્યો છે; એની ચમકભરી આંખો મારા ઉપર ઠરી રહી છે; એના પ્રવાલૌષ્ઠ મારૂંજ નામ જપે છે; એ મ્હારી છે–હું એનો છું–આ જીવન આ ક્ષણુભંગુર સંસાર અમારા સુખને માટે બસ થઇ રહે છે."

હું બોલવા જતી હતી પણ તેણે મને અટકાવી. "જરા શાંત રહો." એ પણ ચૂપ રહ્યા. દસ મિનિટ થઈ પછી પાછા બોલ્યા.

"હવે આ દસ મિનિટ ઉન્માદ અને માયાનીજ હતી. મારૂં કપાળ મેં લાલચની ઉરસ્થળીપર ટેકવ્યું, તેની પુષ્પ ધુંસરી નીચે જાણી જોઈ મારી ગરદન મૂકી તેની સુધાનો ચમચો ચાખ્યો. એ કંદુક બળતો હતો, એ માલામાં સર્પ હતો,

એ મદિરા કડવી હતી; એ વચનો જૂઠાં હતાં, એનાં ઉપાય તો અગ્રાહ્ય હતાં. હું એ જોઉં છું અને જાણું છું."

તેના તરફ હું આશ્ચર્યથી જોઈ રહી.

"હું વનમાલિકાને મારા જીગરથી ચ્હાઉં છું, મારાં રોમે-રોમ તેના નામથી કંપી ઉઠે છે, મારા અંતઃકરણના તારેતાર ઝણુઝણી ઉઠે છે. એ સુંદર છે, મોહક છે, સદગુણી છે. છતાં એ મારે લાયક નથી. પરણ્યા પછી વર્ષ દિવસમાંજ અમારા પંથ નિરાળા થઈ જશે; બન્નેનો મોહ ચાલ્યો જશે, એક વર્ષના ક્ષણભંગુર સુખને માટે આવું જીવન કડવું ઝેર થઇ પડશે."

"પણુ તમારૂં રાષ્ટ્રિય કાર્ય છોડી દ્યો. અહિંયાં ક્યાં ઓછું કામ કરવાનું છે. ?"

"રાષ્ટ્રિય કાર્ય છોડી દઉં જીવિબ્હેન,! ભરતખંડની સ્થિતિનું ભાન છે? મારે અંધકારમાં અજવાળું પ્રસારવું છે, ગુલામોને સ્વતંત્ર બનાવવા છે. વિગ્રહને બદલે શાંતિ લાવવી છે; જગત પર સ્વર્ગ વસાવવું છે. મારી નસમાં લોહી વહે છે તેના કરતાં સ્વદેશસેવા મને વહાલી છે; એના પર તો હું જીવું છું."

"ત્યારે હું બીજું ચિત્ર ન ચીતરૂં ?"

"એથી શું ફાયદો ? નહિજ."

એમ કહેતાં કહેતાં તેણે મારો હાથ ટેકવવાનો ચીનાઈ કાગળ ચિત્ર પર ઢાંકી દેવા ખેંચ્યો. એણે તેના પર શું દેખ્યું

તે કંઈ જણાયું નહિ પણ તેણે કંઈ જોયું તો ખરૂં જ. તેણે તે કાગળ લઈ લીધો, કોર પર જોયું, મારી ઉપર કંઈ વિચિત્ર અંતર છુટેછુટું પાડી નાંખતી નજર નાંખી, મારી આકૃતિ, ચ્હેરો, પોશાક સઘળું નિહાળી જોયું; પાછી વિદ્યુત્ચમકાર સમી નજર વાળી લીધી. તેના ઓઠ કંઈ બોલવાને છૂટા પડયા પણ વળી બીડાઈ ગયા.

"કેમ ભાઈ શું છે?"

"ના, ના, કંઈ નહિં." કહી તે કાગળ તેણે હેઠો મૂકી દીધો અને ચતુરાઈથી તેમાંથી કોર ઉપરની એક કાપલી ફાડી લીધી અને ખીસામાં સેરવી દીધી.

"વારૂ ત્યારે હું જાઉં છું" કહી તે એકદમ ચાલ્યો ગયો.

"અરે વાહ રે ભાઈ, તમે પણ કંઈ અજબ મૂર્તિ છોસ્તો." હું બોલી.

મેં તે કાગળ તપાસ્યો. તેના ઉપર કેટલા રંગના ડાઘા શિવાય બીજું કશું દેખાયું નહિ. એક બે મિનિટ તો મેં તર્ક દોડાવ્યા પણ કંઈ સૂઝયું નહિ એટલે વાત પડતી મૂકી હું કામે વળગી અને આ બાબત તદ્દન ભૂલી ગઈ.

---

# પ્રકરણ ૩૧ મું.

## મામા ફોઇનાં.

ચોમાસું આવી લાગ્યું અને વરસાદ ધોધબંધ પડવા લાગ્યો હું સાંજે એકલી બેઠી બેઠી દેશાઇજી સંબંધી વિચારો કરતી હતી; તેને કેમ હશે તેને શું લાગ્યું હશે; તેણે શોધ કરાવી હશે કે નહિ વિગેરે તર્ક વિતર્ક કરતી, છેલ્લા પ્રકરણમાં વર્ણવેલા બનાવ ને આઠેક દિવસ થયા પછી એક સાંજે આવાજ વિચાર કરતી બેઠી હતી એટલામાં એકદમ બાર ખખડયું. આવા વરસાદમાં આટલો કીચડ ખુંદતું કોણ આવ્યું હશે એ આશ્ચર્ય પામતી હું બાર ઉઘાડી જોઉં છું તો ભીંજાઇ ગયેલા રસિકરાય ઉભા હતા. છેક દીલગીરીથી ચાલતા આવે વખતે આ સ્થિતિમાં—હુ તો બાવરીજ બની ગઇ.

" કેમ કંઇ માઠા સમાચાર છે ? "

"ના, ના, આવાં બીકણુ કેમ છો ? " કહી તેણે નીતરતી છત્રી બંધ કરી કોટ ઉતારી ખીલીએ મૂકયો. " તમારૂં ઘર ભીનું થશે."

" પણ તમે અત્યારે કેમ આવ્યા ? "

" અતિથિને સવાલો બહુ સારા પૂછાય છે. હું એકલો બહુ કંટાળી ગયો હતો માટે અહિં આવ્યો. "

" સાચેસાચ રસિકભાઇ મારૂં કહ્યું માનો અને વનમાલિકાને પરણો. "

"ના, ના, હું એકલો શું ખોટો છું. એ વાતજ કરો નહિ."

તે કંઇ વિચારમાં હોય તેમ મુછ પર હાથ ફેરવતા બેઠા. કંઇ કહેવાની જરૂર લાગ્યાથી મેં પૂછયું "બહારથી પવન આવે છે ?"

"ના" તેણે અતિ ટુંકો જવાબ આપ્યો.

હું કંટાળી. "જયા અને જયન્ત" ટેબલ પર હતું તે વાંચવું શરૂ કર્યું. તેણે ખીસામાંથી એક કાગળ કાઢયો. તે મનમાં જ વાંચ્યો અને પાછો બીઠી ખીસ્સામાં મૂકયો. મારી જીજ્ઞાસા જાગી.

"વિજ્યાનો કે સુમતિનો કાગળ આવ્યો ?"

"ના મેં તમને બતાવ્યો' તો તે પછી નથી આવ્યો."

"તમારે તરતમાં તો કયાંહિ જવાનું નથીને ?"

"ના, એવાં ભાગ્ય કયાંથી ?"

વળી થોડીવાર બન્ને ચૂપ રહ્યાં. પછી તેણે શરૂઆત કરી.

"જીવી બ્હેન, જરા એ ચોપડી મૂકો અને હું કહું તે સાંભળો."

આશ્ચર્ય પામતાં મેં કહ્યું "બોલો ભાઇ હું સાંભળું છું."

"હું તમને આજે એક વાર્તા કહેવા આવ્યો છું. આજથી સત્તરેક વર્ષ ઉપર એક ગરીબ વૈદ્ય વેરે એક પૈસાદાર કુટુંબની છોકરીને તેનાં મોસાળિયાંએ તેના પિતૃપક્ષની રજા વિના પરણાવી. એ છોકરી જમાતાને તેનાં પિતૃપક્ષે બોલાવ્યા નહિ એટલુંજ

નહિ પણ તેનો વારસો પણ આપ્યો નહિ. બે વર્ષમાં તો એ વર વહુ બન્ને મરણ પામ્યાં પરંતુ પછવાડે એક પુત્રીને મુકતાં ગયાં. એ બાઈના ભાઇને અંતરમાં લાગણી થવાથી એ નિરાધાર બાળકીને તે આવી લઈ ગયા અને પોતાના પદ્મેસરના બંગલામાં–કેમ ચમકો છો–આંહિ પેલી ખળાવાડ હતી અને ખળાવાડમાં ઉંદર હોયજ—રાખી. વારૂ પ્રતાપરાય પણ તે બાળકીના કમભાગ્યે પોતાની વહુ માનિનીને તેનું કાડું સોંપી થોડા વખતમાંજ ગુજરી ગયા. માનિનીએ તે બાળકીને પાળી ઉછેરી લગભગ દસ વરસની કરી; પણ તે પછી ચીંચણના જે કન્યાશ્રમમાં તમે ભણ્યાં હતાં ત્યાં ભણવા મોકલી. ત્યાં તે બાળકીએ સારૂં નામ કાઢયું. બે વરસ ત્યાં માસ્તર તરીકે કામ કરી પછી વડોદરા રાજ્યમાં વાંસવાડીના દેશાઈ ભાનુપ્રસાદ— તમારાં બન્નેનાં જીવન બહુ સરખાં લાગે છે.

" રસિકભાઈ? "

" જરા ધીરાં રહો. હું તમારી લાગણી સમજી શકું છું; પણ જગતમાં બહુ જણાનાં જીવન સરખાં હોય છે. ભાનુપ્રસાદને ત્યાં તેને ત્યાં ઉછરતી એક કન્યાની શીક્ષિકા તરીકે નીમાઇ રહેવા ગઇ. ભાનુપ્રસાદ સંબંધે હું કંઇ જાણતો નથી. ફક્ત એટલું જાણું છું કે આ બાળકી સાથે એ લગ્ન કરવાના હતા, પરંતુ છેક સ્વસ્તિ બોલવા ટાણે માલૂમ પડી આવ્યું કે તેની આગલી વહુ જીવતી છે. આ વહુ ગાંડી છે છતાં નાતની બીજીવાર પરણવા તેણે પરવાનગી મેળવી નહોતી. પછી શું થયું તે તો પ્રભુ જાણે, પણ હાલમાં એવો બનાવ બન્યો કે એ કન્યાની જરૂર પડી, ત્યારે

પૂછપરછ કરતાં માલૂમ પડયું કે એ વાંસવાડી છોડી કયાંહિ ચાલી ગયેલી છે; કયાં ગઇ છે તે કોઇને ખબર નથી. તેણે વાંસવાડી રાતમાં છોડી; તેને માટે બહુ શોધ કરી, દેશોદેશ ખોળ્યા પણ કયાંહિ પત્તો મળતો નથી, છતાં એ બાઇને શોધી કાઢ્યા વિના છૂટકો નથી. છાપેછાપામાં જાહેરખબર આપી છે, મારી પોતાની ઉપર વડોદરાવાળા માણેકચંદ વકીલનો કાગળ આવ્યો છે. આ વાત નવાઈ જેવી નથી?"

"તમે આ બધું જાણો છો, ભાઈ, તો મને આટલું કહો" મેં કહ્યું. "કે ભાનુપ્રસાદ કયાં છે? તેની તબિયત કેવીક છે? એ શું કરે છે?"

"ભાનુપ્રસાદના કાવતરાં શિવાય હું બીજું કંઇ જાણતો નથી. તમે એ શીક્ષિકાનું નામ પૂછો, એ કેમ ચાલી ગઈ તે પૂછો."

"પણ કોઈ વાંસવાડી તપાસ માટે ગયું હશેને?"

"ના."

"પણ તેને લખ્યું હશે?"

"હાસ્તો."

"શું જવાબ આપ્યો?"

"માણેકચંદ કહે છે કે જવાબ રેવતીબાઈ કરી કોઇ બાઇએ લખ્યો છે."

મારો ભય સાચો પડયો લાગ્યો. દેશાઈ મુસાફરી પર ચાલ્યા ગયા હોય એમ લાગ્યું.

" ભાનુપ્રસાદ ઘણા ખરાબ માણસ હશે. "

" તમે તેને મુદલ ઓળખ્યા વિના અભિપ્રાય કેમ આપો છો ? " મેં કહ્યું.

" વારૂ તમે તે શીક્ષિકાનું નામ પૂછતાં નથી તો હું તમને કહીશ. "

એમ કહી તેણે ખીસામાંથી ડાયરી કાઢી તેમાંથી એક કાગળની કાપલી ચૂથાઈ ગયેલા જેવી બહાર કાઢી સમી કરી મારી આંખ આગળ ધરી. મેં તેના ઉપર " જીવનશાલિની " એ અક્ષરો મારે હાથેજ લખાયેલા વાંચ્યા. વિચાર મશગુલ હોઇ કોઈ બેભાન ક્ષણમાં એ મારાથી થઈ ગયું હશે.

" માણેકચંદે મને જીવનશાલિની વિષે લખેલું. જાહેર-ખબરમાં જીવનશાલિનીનું નામ આવતું. હું જીવીને ઓળખતો. મને શક તો હતોજ પણ એક અઠવાડીયાં થયાં તો ખાત્રીજ થઈ, છે, બોલો, કબુલ કરો છો કે નહિ ? "

" હા, પણ માણેકચંદ કયાં છે ? તેને દેશાઈ વિષે વધુ માહિતિ હશે. "

" માણેકચંદ વડોદરે છે. તેને દેશાઇ સાથે કંઇ સંબંધ ન હોતો. પણ તમને શું કામ શોધવામાં આવે છે તે કેમ પૂછતાં નથી ? "

" વારૂ, મને શીદ ખોતે છે ? "

" તમને ખબર આપવા કે તમારા કાકા બિલાસરાય નૈસેબીમાં મરણ પામ્યા છે અને તેની તમામ દોલત તમને વારસામાં મૂકી ગયા છે, "

હું ખુરશી પરથી ઉઠી ગઇ. " માથા બોળી ન્હાવું પડવાનું."

" તમારા કાકાના મૃત્યુ માટે દિલાસો આપું કે તમે પૈસાદાર થયાં તે માટે મુબારકબાદી આપું ?"

હું ? પૈસાદાર ?"

" હા, તમેજ; "

" તમારે સાબીત તો કરવુંજ પડશે." તેણે થોડીવાર શાંત રહી કહ્યું.

" વારૂ " કહી હું ન્હાવાની તૈયારી કરવા માંડી. ન્હાતા ન્હાતાં યાદ આવ્યું કે એ કાકા મારા એકના એકજ સગા હતા અને તે પણ ચાલતા થયા. તે સાથે છાતી ભરાઇ આવી અને જરા આંસુ કાઢયાં. પછી ન્હાઈ. જરા કાફી મૂકી શરીરે ઓઢવાનું વિંટાળી બેઠી.

" તેની મિલકત કેટલી છે ?" મેં પૂછયું.

" લગભગ ત્રણેક લાખ રૂપિયા. કંઈ ઝાઝું નથી."

ત્રણ લાખ ? મેં ત્રણેક હજાર ધાર્યા હતા.

" ઠીક, પણ તમે આમ ગભરાઇ કેમ ગયાં છો ? તમે કાંઈ તમારા કાકાને મારી નથી નાંખ્યા."

" પણ આ રકમ મોટી છે–કંઈ ભૂલ તો નથી ને ?"

" ના, ના, ભૂલ શેની હોય ?"

" તમે આંકડા ખોટા વાંચ્યા હશે ?

" ત્રણ લાખ એમ અક્ષરમાં લખેલ છે."

રસિકભાઈ ઉઠયા "વરસાદ બહુ છે, નહિતર જરૂર વહાલીબાઇને આંહિ રાત રહેવા મોકલત. ચાલો હું પણ જાઉં છું."

તે બાર ઉઘાડવા જતા હતા ત્યાં મને કંઇ એકાએક સૂઝયું.

" જરા ઉભા રહો,"

" કેમ ?"

" માણેકચંદે તમને કેમ લખ્યું ? તમારે ને તેને શી ઓળખાણ ?"

" તેણે બધે લખ્યું હશે તેમ મને લખ્યું. ન્યુસપેપરમાં મારૂં નામ જાણીતું છે."

" હું એ નથી માનતી."

" હા, હા,"

" નહિ—સાચું નહિ કહો ત્યાં સુધી જવા નહિ દઉં."

" નહિ, નહિ, અત્યારે નહિ. કોઈ બીજી વખત વાત."

" નહિ, હમણાંને હમણાં કહો."

" વારૂ તમને વિજયા કહેશે."

" નહિ તમેજ કહો." મારી જીજ્ઞાસા વધતી જતી હતી.

" હું કરેલા નિશ્ચયો નથી ફેરવતો."

" હું પણ નથી ફેરવતી ચાલો, જૂઓ કોણ જીતે છે ?"

" ઠીક, ચાલો તમેજ જીવનશાલિની ને ?"

" હા એ તો ક્યારનુંય નક્કી થઇ ગયું."

" અમારા વૈદમામા તમને શું થાય એ કહેશો ? "

પહેલાં તો હું સમજી નહિ પણ પછી યાદ આવ્યું. તેના મામા નૈરોબીમાં ગુજરી ગયા હતા અને પોતાની ભત્રીજીને વારસો મૂકી ગયા હતા.

" મારી માને બે ભાઇ હતા. એક વૈદમામા જે પ્રતાપરાય મજમુદારની બહેન વેરે પરણ્યા હતા તે અને બીજા વિલાસ-રાય મામા જે આફ્રિકામાં જઇ વસ્યા હતા તે. માણેકચંદ વકીલને તેણે પહેલાં કંઈ કામ સોપ્યું હતું તેથી ભરોસો પડયો હતો અને પછી હમેશાં તે તેનેજ કામ સોંપતા. તેણેજ અમને તેના મૃત્યુના વિગેરે ખબર આપેલા હતા. થોડા દિવસ ઉપર લખ્યું કે વૈદ્યમામાની દિકરીનો પણ પત્તો નથી અને અમને ખબર હોય તો તપાસ કરી લખવાનું લખ્યું હતું. એક કાગળની ચબરકીપર લખેલા અક્ષરથી મને તે પત્તો મળ્યો. બાકી બધું તમે જાણો છો. લ્યો હું હવે જાઉં ? "

" નહિ, નહિ જશો ક્યાં ? તમારાં મા તે મારા બાપનાં બહેન ? "

" હા. "

" ત્યારે તો મારાં ફોઈ. "

તે કંઈ બોલ્યા નહિ. "

" મારા કાકા તે તમારા વિલાસરાયમામા, તમે, વિજયા, સુમતિ એ તેમની બહેનનાં છોકરાં, હું તેના ભાઇની છોકરી. "

" એમાં કંઇ શક લાગતો નથી."

" ત્યારે તો આપણે મામા ફોઈનાં."

" હાસ્તો."

હું હર્ષ ઘેલી થઈ ગઈ. આજ સુધી હું જગતમાં એકલી હતી તેને એકાએક પ્રભુએ ભાઈ જેવો ભાઈ આપ્યો, દેવાંગના જેવી બહેનો આપી. હું ઉઠી, ઓરડામાં આંટા મારવા માંડી. મારો હર્ષ ક્યાંહિ સમાતો નહોતો. ત્રણ લાખ રૂપિયાને મારે શું કરવા. પોણો પોણો લાખ બધાં વહેંચી લઇશું. આ વિચારમાં મશગુલ થઈ ગઈ. રસિકભાઇને તો એમજ લાગ્યું કે મારૂં ખસી ગયું. તેણે આવી મને બેસવા સમજાવી. મેં તેને દૂર ખસેડી નાંખ્યા અને પાછી ફરવા માંડી. છેવટ બોલી.

" ભાઈ, તમે વિજયાને અને સુમતિને બોલાવો અને આ ખબર આપો. અહિં જરૂર બોલાવો. પોણો પોણો લાખ બધાંને ઘણા થઈ પડશે."

" તમે બેસી જાઓ, ને જરા પાણી પીયો."

" છટ, તમને પોણો લાખ રૂપિયા આપું તો તમે વનમાલિકાને પરણી ઘેર રહેશો."

" તમે ગાંડાં થઈ જશો હો. શાંત થાઓ. આવું જાણ્યું હોત તો હું ખબર ન આપત."

" રસિકભાઈ, તમને કંઈ અક્કલ નથી, તમે કંઈ સમજતા નથી."

"બહેન, શાંત થાઓ. કંઈ સમજવા જેવું છેજ નહિ."

"જૂઓ, શાંત થઇને કહું છું. મારે ત્રણ લાખને શું કરવા છે? હું એકલી છું. આપણે ચારે જણ પોણો પોણો લાખ વહેંચી લઇશું. તમે વિજયા તથા સુમતિને લખો કે તેમનાં નસિબ આડું પાંદડું હતું તે ખસી ગયું છે.

"તમારા નસિબ આડું."

"હું તમને કહું છું તેમ કરો. હું ભૂલકણી કે નગુણી નથી. મને આજ વીસ વરસે સગાં મળ્યાં છે; એ સગાંએ મને જીવન આપેલું. મારે ઘર જોઇએ છે, મને મૂળીવાળો બંગલો ગમે છે. હું ત્યાં રહીશ અને અમે ત્રણે બહેનો મળી કલોલ કરશું. એ બંગલો વહાલીબાઈ પાસે સાફ કરાવી કાઢો.

"પણ આમ એકાએક થાય નહિ. તમે થોડા દિવસ વિચાર કરો."

"તમને હું ફરી જાઉં એમ લાગે છે તે ફિકર નહિ. તમને નથી લાગતું કે, એમ થવું જોઇએ."

"હા, પણ એમ કોઇવાર થયું છે?"

"તેથી શું? એ વારસો મને મૂકી ગયા એથી મારો થઇ ગયો? હું એની જેટલે દરજ્જે ભત્રીજી તેટલે દરજ્જેજ તમે એમનાં ભાણેજ નથી? વળી ત્રણ લાખ રૂપિયા મારે નાંખવા કયાં?

"તમને અત્યારે એમ લાગે છે. ત્રણ લાખ રૂપિયા હાથમાં આવશે અને તેથી તમારી જે સ્થિતિ વધી જશે ત્યારે ખબર પડશે કે તેમાં શી મજા રહેલી છે.

"તમે મારાં ફોઇના દીકરા છો એથી શરમાતા તો નથીને?"

"બહેન, હું તમારો ભાઇ થઇને રહીશ-મારી બહેનો તમારી બહેન થઇને રહેશે-આ મિલકતના ભાગ પાડવાની જરા પણ જરૂર નથી."

"અરે વાહરે? તમારે માથે સ્વદેશસેવામાં કંઇકંઈ વીતશે? બહેનો પાસે સાસરે છૂટો પૈસો પણ ખરચવાનો નથી? અને હું દોલતમંદ—વાહ ભાઇ, આ સગપણ, સંબંધ મજાનાં."

"પણ, જીવન બહેન, તમે લગ્ન કરો. તમારે છોકરાં થશે. તેને પૈસો આપજો."

"પણ હું કુંવારીજ રહેવાની છું."

"ડોસા કુંવારા જોયા છે પણ ડોશી કુંવારી જોઇ છે?"

"વારૂ, તે મારે વિચારવાનું છે. તમે મારા ભાઈ થશોને?"

"હાસ્તો, તમારા જેવી બહેન. પછી શું?"

"વારૂ, ત્યારે આજ તો હવે જાઓ. નકામા મને હા-ના કરી હેરાન કરો છો."

"ઠીક નિશાળનું શું?"

"તમે બીજી મહેતીજી ખોળી કાઢો ત્યાં સુધી હું અહિંજ રહીશ."

મહાબહેનતે વારસા સંબંધમાં રસિકરાયને સમજાવ્યા. છેવટે વિજયશંકરને વચમાં નાંખ્યા ને તેણે ચૂકાદો આપ્યો કે "જીવનની ઇચ્છા પ્રમાણે કરવામાં કંઈ બાધ નથી." બે મિલકતના સરખા ભાગ પાડ્યા.

—:o:—

# પ્રકરણ ૩૨ મું.

## સ્વદેશ—સેવક.

વિજયશંકરે ચૂકાદો આપ્યા પછી મેં તુરત વિજયા તથા સુમતિને સાસરે કાગળ લખી તેને મૂળી તેડાવ્યાં અને વહાલીબાઈને અગાઉથી મોકલી ત્યાંનો બંગલો સાફસુફ કરાવ્યો. હું પોતે એટલા માટે રાજકોટ જઇ ત્યાંથી વધારે ફર્નિચર લઈ આવી. છેવટે જ્યારે એ બંગલો સાફ થઈ ગયો ત્યારે નિશાળ થોડા દિવસ બંધ કરી. નિશાળના છોકરાંઓને ઓઢણાં તથા પતાસાં વહેંચ્યાં અને અમે આનંદથી છૂટાં પડયાં. રસિકરાય તે વખતે હાજર હતા.

" જીવન બહેન, હવે તમને ગમશે ખરૂં ? "

" કેમ, ભાઈ, કેમ નહિ ગમે ? આ અઢાર વરસ મહેનતજ કરી છે. હવે તો આરામજ લેવો છે. "

" બહેન. જીવિત ક્ષણભંગુર છે અને પોતાના ધન, સમય, શરીરનો સદુપયોગ કરી લેવાનો છે. "

" હા, પણ હાલ તુરત તો કંઈજ નહિ. "

અમે બન્ને બંગલે ગયાં. બપોરની ટ્રેનમાં વિજયા તથા સુમતિ આવવાનાં હતાં. તે આવ્યાં, મને અત્યાનંદ થયો. જ્યાં કારણ્યાં તેના સુખમાં મેં પણ સુખ માન્યું. દેશાઈ પાછળ દોડતા ચિત્તને બે ઘડી થંભાવ્યું અને રાતના વિજયા પાસે વાત ઉપાડી.

" બહેન, રસિકભાઈ પરણે તો સારૂં. વનમાલિકા જેવી કન્યા જવા દેવી એ કુટુંબ લાંછન જેવું તો ખરૂં. "

"હા જીવન બહેન, હું પણ સમજું છું. મારે સાસરે પણ સહુ મને રોજ ટોકયા કરે છે. પણ હું નાની અને તે મોટા એટલે કેટલું કહું ?"

"જૂઓ એ હમણાં આવશે. તમે જરા વાત કાઢી જૂઓ. એ સ્વદેશ સેવા ભલે કરે; પણ એમાં પરણવામાં બાધ શો ?"

"પણ ઘરની સેવા કરવાની કયાં ઓછી છે, ? પહેલાં તે તો કરે."

થોડીવાર પછી રસિકભાઈ બહારથી આવ્યા તે સહેજ વાતો કરી અંદર વાંચવા જતા હતા એટલામાં વિજયાએ રોકયા.

"ભાઇ ?"

"કેમ વિજયા."

"હવે તમે શો વિચાર કર્યો ?"

"વિચાર; મારૂં તો આજે એક વર્ષથીજ નકકી છે. વિચાર કરવાનો રહયો છે જ કયહાં ?"

"ભાઇ, અમે બહેનો એકલી છઇયે તે તો જોશો ને."

"પિતાજીએ તમને બરોબર ઠેકાણે પાડયાં છે. તમારાં બન્નેનાં સાસરાં તમારી સંભાળ રાખશે. તે નહિતો ઇશ્વર જેવડો મોટો ધણી છે."

"પણ ભાઇ, જીવન બહેન એકલાં છે. તેની જવાબદારી પણ તમારે શિર છે. કુટુંબમાં બીજું કોઈ હોય તો તો ઠીક.

પિતાજીને તમે એકના એક, તમારે તેનું નામ રાખવા પરણવું જોઈએ."

"મારા કામમાં મદદ કરે એવી કન્યા ક્યાં છે ?"

"ભાઈ કન્યાને પરણશો તો પછી તે જેવી કહેશો તેવી થશે. પહેલાં પરણો. આપણા કુલનો વિચાર કરો."

"મારા કામથી કુળ નામ કાઢશે. સાધારણ દરબારોની સેવા અને ખુશામતનો ધંધો એ કાંઈ બહુ ઉદારવૃત્તિ ન કહેવાય."

"હશે; એ બધું હું સમજતી નથી; પણ તમારે પરણવામાં વાંધો શું ?"

"પરણવામાં વાંધો ? શું હું અજ્ઞાન, પાશવવૃત્તિવાળી સહચારિણી સાથે બંધાઈ રહી મારૂં જીવન આ મૂળીમાંજ કાઢું ? વિજયા તું સુખી છે માટે હિંદુસ્તાનમાં સહુને સુખી માને છે કેમ ? હજારો લોકો એકવારજ ભોજન કરે છે, હજારો લોકો પેટ ભરી જમતાં નથી. લોકોને જ્ઞાન નથી; ધર્મભાન નથી. એ જ્ઞાન, એ ધર્મનું ભાન મારે તેને આપવાં છે. રેલવેનો એક ગાર્ડ કેવળ મૂળી સ્ટેશને લોકોને કેટલાં સતાવે છે એ તેં જોયું નથી ? લોકોને મારે હિંમત આપવી છે."

"પણ તે આપજો. પણ વનમાલિકાનો ભવ પણ બીજાંના ભવ સાથે સુધારોને."

"વનમાલિકાનો સંબંધ વલસાડના દેશાઈઓમાં એક સારા વર સાથે થોડા દિવસમાં થશે. મેં પોતેજ એ વર શોધી આપ્યો છે."

તે બોલતાં બોલતાં ફીક્કા પડી ગયા; પણ સખત પ્રયત્ન કરીને પણ અમને તે જણાવા દીધું નહિ.

"વારૂ, પણ તમે જશો પછી જીવન બ્હેનનું શું ?"

"જીવન બ્હેનનું? જીવન બ્હેન, તમે શું ધાર્યું છે ?"

"મારી જીંદગી અહિં નિરાંતે ગાળવાનું." મેં કહ્યું.

"જીવન બ્હેન, હું તમને કાલે વાત કહેવાનો હતો તે હવે આજેજ કહું. તમે આ સામાન્ય સંસાર માટે ઘડાયેલાં નથી. તમારી પાસે માનસિક શકિત છે; બુદ્ધિનો પ્રભાવ છે, હવે તમે સાધનસંપન્ન થયાં છો. મારી સાથે તમે પણ સ્વદેશ સેવાનું વ્રત લ્યો"

હું ચમકી, મારી તે દિશામાં જરાયે પ્રવૃત્તિ કે ઇચ્છા હતી. જ નહિં. તેણે ચલાવ્યું.

"નહિ તો પરણો. તમારે પરણવાનો સમય હજી વીતી ગયો નથી."

"ભાઇ મારે પરણવું તો નથી જ."

"તો હું બતાવું છું તે માર્ગ ગ્રહણ કરો, એમાં શ્રેય છે."

હું ગભરાઈ ગઈ. "ભાઈ, હું વિચાર કરીશ." કહી હું ઉઠી ગઈ.

રાતે સૂતાં સૂતાં તેના કહેવા પર વિચાર કરવા લાગી. મારે જીવતરમાં શું રહ્યું હતું. દેશાઈ ક્યાં હશે? તેની પાસે જઉં? હવે મારે તેના પૈસાની જરૂર નહોતી. કેવળ તેનાં દર્શનથી

આશ્વાસન પામું? લોકલજ્જા અને લોકાપવાદ—આ જાતના સંબંધમાં લોકાપવાદનો ભય ક્યાં રહ્યો? લોકલજ્જા—મારી પ્રીતિ વૃત્તિ અને વિષય લાલસામય તો લજ્જા ખરી; પણ ન હોય તો પછી? કાલે સવારેજ ઉઠી પૂછાવું તો ખરી કે દેશાઇની સ્થિતિ શું છે? એના ખબર આવેજ મારાથી નિર્ણય કરી શકાય.

પણ નિર્ણય શો અને ખબર શું? દેશાઈ દુઃખી હશે પણ તે છતાં ઉજમ સાથે તેનો પતિ સંબંધ નષ્ટ થવાનો નથી અને ત્યાં સુધી મારે તે નકામા. મારાથી તેનાં દર્શન ન થાય, તેની સાથે બોલાય પણ નહિ. ત્યારે દેશાઈની સુવર્ણ પ્રતિમા કરી મારી સાથે રાખું અને રસિકભાઈ જે રસ્તો બતાવે છે તે રસ્તે જાઉં. કુંવારી રહેવામાં પણ જ્ઞાતિરિવાજનું અપમાન નથી થતું? હા પણ તેમાં સ્વમાન રક્ષણ થાય છે. દેશાઈ સાથે પરણવામાં એનો નાશ થાય છે. ત્યારે એજ. રસિકભાઈનો રસ્તોજ પસંદ કરવો.

હું વિચારને અંતે સૂઈ ગઈ. સવારમાં નિત્ય કર્મથી પરવારી હું બધાં પાસે ગઈ. રસિકરાય ચોપાનિયું લઇ બેઠા હતા. તેણે એકદમ મને સવાલ કર્યો. "કેમ જીવન બહેન, શું નિર્ણય ઉપર આવ્યાં."

"ભાઇ એકદમ કેમ નિર્ણય ઉપર અવાય. મને થોડી મહેતલ આપો."

"જીવન તમારૂં ચિત્ત ક્યાં દોડે છે તે હું સમજું છું. એ વિચારો છોડી દ્યો. દેશાઈજીનો વિચાર કરવાનો તમને અધિકાર નથી. એ સંબંધ પાપ સંબંધ થઇ પડશે."

હું ગુસ્સે થઈ ગઇ. "ભાઈ, એ મારે વિચારવાનું છે. મારે પ્રેમ એ પહેલો છે. પછી બીજું બધું છે."

તે પણ ગુસ્સે થઈ ગયા. "જીવન, મારી બહેનને હું એ રસ્તે ન્હડવા નહિ દઉં. હું તમને અટકાવીશ.

વિજયા વચમાં પડી. "ભાઇ, તમે શું વિચાર કર્યો ? વન-માલિકાનું નામ અમે નહિં લઇયે પણ તમારે માટે કન્યાની ખોટ પડવાની નથી."

"વિજયા, મારી પાસે હવેથી એ વાત ઉચારવીજ નહિ. હું નથી પરણવાનો. મને મારો ધર્મ વધારે વહાલો છે અને હું એકલો એ સઘળી ઝુંબેશ ઉઠાવીશ."

"ભાઈ અમારો વિચાર નહિ કરો ?"

"તમારો વિચાર ખાસ કરવાપણું કયાં છે ?" તમે કઇ રીતે દુ:ખી છો ?"

વિજયાની આંખમાંથી બેક અશ્રુ ટપકયાં. હું ઉઠી ચાલી ગઇ.

બપોરે જમ્યા પછી હું જરા વામકુક્ષિ કરી પડી હતી. આખું ઘર શાંત હતું. બાજુના ઓરડામાં રસિકરાય વાંચતા હતા. મારૂં હૃદય ધબકી રહ્યું હતું તે એકાએક સ્થંભી ગયું. મારાં નયન ફાટી ગયાં. મારા કાન ઉંચા થઈ ગયા. મને લાગ્યું કે મને કોઇ બોલાવે છે "જીવન, જીવન, જીવન."

મેં કંઇ અવાજ કર્યો હશે કે કોણ જાણે પણ રસિકભાઇ વાંચવું છોડી અંદર આવ્યા. તે સવારના મારી સાથે બોલ્યા ન હતા.

" કેમ, બહેન કંઇ ગભરામણ થાય છે. કંઇ સાંભળો છો. કંઈ જુઓ છો ?"

હું કંઈ દેખતી ન હતી. મારૂં નામ સંભળાતું હતું.

" જીવન, જીવન, જીવન," બસ એથી વધુ કંઇ સંભળાતું ન હતું.

" પ્રભુ, આ શું હું સાંભળું છું ?" મેં હાંફતે હાંફતે કહ્યું.

મારો સવાલ " હું ક્યાંથી સાંભળું છું એમ હોત તો વધારે સારો હતો. કારણકે અવાજ તો કોઇનો નહિ પણ મારા પરમ પ્રિયતમ દેશાઈનોજ હતો. તે ક્યાંથી આવતો હતો એટલુંજ સમજાતું ન હતું. અવાજમાં દુઃખ-દર્દ ભર્યાં હતાં.

" હું આવું છું, મારી રાહ જોજો " મેં જવાબ આપ્યો. હું બહાર આંગણાંમાં દોડી. ચોતરફ જોયું પણ કોઇ હતું નહિ.

રસિકભાઇયે મને પકડી પાડી " બહેન, શાંત થાઓ."

" દેશાઈ, ક્યાં છો ? મેં પૂછ્યું. જવાબ ન મળ્યો. સઘળું શાંત સૂનું હતું.

" વહેમ ચાલ્યો જા " છેવટે હું બોલી ઉઠી. " કુદરત પોતાનું બળ અજમાવેજ છે." રસિકભાઇના હાથ તરછોડી નાંખ્યા. તે ચાલ્યા ગયા. હું શાંત થઈ થોડીવાર સૂઈ ગઈ. મારો નિર્ણય થઈ ગયો. મને રસ્તો સૂઝ્યો હતો. રસિકરાયે મારી સાથે અબોલા લીધા. તેનું મારે હવે કામ નહોતું.

---

# પ્રકરણ ૩૩ મું.

—:o:—

## વાંસવાડીનાં ખંડેરમાં.

હું સવારે ઉઠી ત્યાં રસિકરાય રાજકોટ જવાના હતા તે તૈયાર થઇ ગયા હતા. તેના જતાં સુધી હું ઓરડામાંથી બહાર નીકળી નહિ. તેણે મારે માટે ચીઠી મૂકી હતી. " બહેન હું જાઉં છું; એક અઠવાડિયા પછી પાછો આવીશ. તમે દરમ્યાનમાં નિર્ણય કરી રાખજો. લાલચમાં—પ્રેમજાળમાં ફસાશો નહિ એ પ્રાર્થના છે. લિ. તમારો ભાઇ રસિક. " મને તેના પર ગુસ્સો આવ્યો. ચીઠી ફાડી નાંખી. બપોરે વિજયા તથા સુમતિ જવાનાં હતાં તેને ચલવ્યાં. સાંજે વહાલીબાઇને ખબર આપ્યા કે હું ચારપાંચ દિવસ ગામ જવાની છું. તેને ઘરની સંભાળ રાખવા સમજાવ્યાં અને હું રાતની ટ્રેનમાં ઉપડી રાજકોટને શિરનામે રસિકરાયને કાગળ લખ્યો અને તે પાછા ફરે તે પહેલાં ઘેર આવી જવાનું વચન આપ્યું.

હું મંગળપુર પહોંચી ધર્મશાળામાં ઉતરી ત્યાં ટ્રંક મૂકી મારા પરિચિત રસ્તા પર ચાલી. મને કોઇ દેખશે તો ? હું છુપી જાઉં તો ? ત્યાં ગયા પછી મારો કેવો સત્કાર થશે ? વિગેરે વિચારમાં હું ચાલી. જ્યાં દેશાઇજીને પ્રથમ મળી હતી ત્યાં આવી પહોંચી અને જરા વિશ્રાંતિ લીધી. થોડીવાર પછી આગળ ચાલતાં વાંસનું ઝૂંડ દેખાયું. હું દરવાજા પર આવી પહોંચી દરવાજા પરનું ઘર ખાલી બંધ પડયું હતું. દરવાન હાજર ન

હોતો.—રસ્તાપર ઘાસ ઉગી ગયું હતું. દેશાઇજી અહિં નહોય એમ સહેજ અનુમાન થઇ શકતું હતું. પાસે જતાં ખડ વધવા માંડયું. તેના ઉચા કાંગરા પણ ભીના થઈ લીલ બાઝી ગયા જેવા લાગ્યા, વડના ઝાડોમાંથી કાગડાઓ ઉડી કાકા કાકા કરવા મંડી પડયા. હું હિંમતથી આગળ ચાલી, બધી બારીઓ બંધ કેમ હશે, નોકર ચાકર કોઈ નહિ, આ શું ? હું છેક પાસે આવી પહોંચી.

વાંચનાર પ્રિયતમ પોતાની પ્રિયતમાને મળવા જાય અને પોતાની હૃદય દયિતા મરી ગઈ દેખે તો તેના અંતરની દશા શું થાય તે કલ્પી શકે છે ?

એવી દશા મારા અંતરની થઈ. બારી, ભીત બારણાં તમામ બળીને ખાખ થઈ ગયાં હતાં. અંદરથી છાપરૂં પડી ગયું હતું, વચલા ખંડમાં ભવ્ય સીડીને બદલે બે બળેલા જળેલા થાંભલા ઊભા હતા. અંદર સર્પ ગરોળીએ વાસ કર્યો હતો. કસ્તરથી તેની ભવ્ય આરસની ભૂમિ દબાઈ તૂટી ગઈ હતી.

આ વાંસવાડી ? હા........અરરર ! આ શું થયું ? દેશાઈજી કયાં ગયા ? ફોઈબાનું શું થયું ? મને અતિશય ચિન્તા પેઠી. અરેરે હું કેવી અભાગણી ? પ્રિયતમને ત્યાગી ચાલી ગઈ તે પાછી મળી પણ ન શકી !

થોડીવારે ધૈર્ય આવ્યું. હું પાછી મંગળપુર તરફ ફરી. ત્યાં ગયા પછી તરત જ તેના રખેવાળને બોલાવ્યો.

"મહારાજ, તમે કંઇ વાંસવાડી વિષે જાણો છો ?"

"જી, હા, હું સ્વર્ગસ્થ દેશાઇનો રસોયો હતો."

"સ્વર્ગસ્થ!" હું બોલી ઉઠી.

"હાલના દેશાઈના બાપ પાસે."

વારૂ, મારો જીવ જરા હેઠો બેઠો. દેશાઈ વિદ્યમાન તો છે.

"દેશાઈ હાલ વાંસવાડી જ છે કે?"

"ના જી, હમણાં તો ત્યાં કોઈ રહેતું નથી. તમે અજાણ્યાં લાગો છો. ગઈ દિવાળીને દિવસ ત્યાં મધરાતે લાય લાગી ને તમામ સળગી ગયું."

"મધરાતે" મને મારા બે પ્રસંગો યાદ આવ્યા. મધરાત જ વાંસવાડીમાં સત્યાનાશ વાળતી.

"લાય કેમ કરતાં લાગી?" મેં પૂછ્યું.

"બહેન, એમ અટકળ થાય છે—લગભગ નક્કીજ છે—ત્યાં ત્રીજે માળે એક ગાંડી બાઇને પૂરી રાખતા."

"હા, મેં પણ કંઇ સાંભળ્યું છે."

"પહેલાં તો કોઇને ખબર નહોતી. પછી ગપાટા ચાલવા માંડયા. કોઇ કહે એની રખાત છે; કોઇ કહે એની ઓરમાન બહેન છે પછી વરસ દી પહેલાં ખબર પડી."

"કે?"

"દેશાઇને ત્યાં એક કન્યા ઉછરતી હતી તેને સારૂ એમનીજ નાતની એક મહેતીજી રહેતી હતી. દેશાઇ તેની સાથે પરણવાના હતા–પણ લગ્નને દિવસેજ વાત બહાર આવી કે એ ઘેલી બાયડી તો દેશાઈની પરણેતર થાય."

"હા, પણ લાય કેમ લાગી ?"

"હું એજ કહું છું. એ ઘેલી હતી પણ ઘરમાં શું ચાલતું હતું તેનું ભાન હતું. એક દિવસ દેશાઇના ખાટલાને લાય લગાડી. બીજીવાર લગ્નને દિવસજ પેલી મહેતીજી—

"હા ! પણ લાયને તેને શું સંબંધ ?"

"હું હમણાં કહું છું બહેન, સાંભળો—પેલી મહેતીજીનો મોડ તોડી નાંખેલો, દેશાઇજી તો એ મહેતીજી પાછળ એટલા ગાંડા તુર બનેલા કે બસ એનેજ દેખે—કંઈ એવું કામણ કરેલું કે વાત નહિ."

"હા પણ દેશાઇ કયાં છે તે જલદી કહે. આ બધું પછી."

"બહેન એજ આવે છે. તે મહેતીજી રાત લઇ કયાંહિ ચાલી ગઇ ને દેશાઇજી તો જાણે દેશાઇજી નહિજ. બોલવું ચાલવું, ખાવું પીવું, બધું મૂકી દીધું. બસ એકલા ગાંડા જેવા બેસી રહે ને તેનું નામ લીધા કરે."

"અરરર ! પણ લાયનું શું ?"

"એ બાઇની રખેવાળ એક જમના કરીને હતી. હતી તો બહુ ચોક્કસ પણ વખતે તાડી પીતી. ને તે વખતે આ ઘેલી તેની પાસેથી કુંચી પડાવી લેતી ને બહાર નીકળતી. દિવાળીને દિવસે પણ કુંચી લઇ બહાર નીકળી રોશનીના દીવા મૂકયા હતા તેમાંથી દીવો લઇ બધે લગાડી આવી. પવનને લીધે આગ તો ચાલી. દેશાઈ, રેવતીફોઇ બધાં બહાર નીકળી ગયાં;

આ ગાંડી એક ઉપર રહી. વાળ છૂટા, આસપાસ અગાશી સુધી આગના ભડકા ને વચમાં ઊભી રહી. શું બધાંને ગાળો ભાંડે, ન પુછો વાત. દેશાઇજી તે ગાંડી હતી તોપણ તેને બને તો બચાવવા ઉપર ગયા પણ તેણે તે પહોંચે તે પહેલાં તો અગાશીપરથી પડતું મૂક્યું. તેના તો છૂંદે છૂંદા નીકળી ગયા, પણ દેશાઇજી ઉપર ચ્હડતા હતા એટલામાં સીડી તૂટી અને તે નીચે પડ્યા અને તેના પર એક બળતું મોભિયું પડયું."

"પછી? પછી?"

"તેને બહાર ખેંચી કાઢ્યા પણ બળતી અગન લાગી તેથી તેની બંન્ને આંખો ગઈ ને ડાબો હાથ કપાવવો પડયો. આગ ચાલી; બધું બળી ગયું."

"દેશાઇજી હવે કયાં રહે છે?"

"ભાવનગરનું પીપાવા બંદર છે ત્યાં તેની જમીન ને ઘર છે ત્યાં.

"વારૂ, મારે અત્યારની ટ્રેનમાં જવાનું છે. જલદી જમવાનું કરો." કહી હું ખંડનાં બાર વાસી બેઠી.

---

# પ્રકરણ ૩૪ મું.

—:o:—

## પ્રિયતમની પ્રાણ.

બે દિવસ ટ્રેનની અને બે દિવસ ગાડાંની મુસાફરી કરી હું છેવટે પીપાવા પહોંચી. દરિયો ઘોર ગર્જતો હતો. આંબાનાં વન છેક દરિયાના કિનારા સુધી આવી ગયાં હતાં અને દિવસના ભાગમાં પણ અંધારૂં રહેતું હતું. દેશાઇવાડી ગામથી દૂર હતી ત્યાં હું સંધ્યાકાળે પહોંચી. કેમે કરી આંબાનાં વન ખૂટેજ નહિ અને મકાન આવે નહિ. માંડમાંડ મકાન દેખાયું. ગાડું દૂર છોડાવી હું અંદર એકલીજ ગઈ. દેશાઈ પગથિયાં પર ઉભા હતા. મેં મારા હૃદયને ખાળ્યું. હું દરવાજા પર થોડીવાર લપાઈ ઉભી રહી. તેણે આમ તેમ હાથ ફેરવ્યો. પછી ધીમે પગલે આગળ આવ્યા. પછી આકાશ જોવા યત્ન કરતા હોય તેમ આંખ ઉઘાડી. પછી અદબ ભીડી ઉભા રહ્યા.

જેઠો બહાર આવ્યો "જી, પવન ફૂંકે છે. ચાલો અંદર આવશો ?.

"હા." કહી જેઠા પાસે હાથ ઝલાવી એ અંદર ગયા.

હું હવે અંદર પેઠી. સાંકળ ઠોકી બાર ઉઘડાવ્યાં. જેઠાની વહુએ તે ઉઘાડયાં. મને જોઇને તે આભીજ બની ગઈ. "અરે બહેન તમે? આમ અણચિન્તવ્યાં. ક્યાંથી—ક્યારે—કેની—આગળથી ખબર નહિ. સાહેબ બિચારા કેટલા હેરાન છે."

"જા સાહેબને કહે કે તમને કોઈ મળવા આવ્યું છે. નામ નહિ દેતી."

"એમ તમને નહિ મળે. તે કોઇને મળતા નથી."

"જા, જઇને કહે તો ખરી."

તે ગઈ. થોડીવાર પછી તે પાછી આવી "તમારૂં નામ માગે છે."

"વારૂ રહ્યું. આ દીવો કયાં લઈ જાય છે?"

"સાહેબનો હુકમ છે કે સાંજ પડે કે તુરત દીવો તેની પાસે મૂકવો ને થોડો નાસ્તો લઇ જવો.

"વારૂ મૂકી દે; હુંજ લઇ જઇશ. નાસ્તો કયાં છે?"

"મહારાજને કહું છું, હમણાં લાવશે."

મહારાજ નાસ્તો લાવ્યા. હું એ બન્ને લઈ દેશાઇજી પાસે ઓરડામાં ગઇ. વગર બોલ્યે દીવો મૂકયો; પછી ધીરે સાદે કહ્યું. "જી, નાસ્તો આવ્યો છે."

તે વીજળી પેઠે ચમકયા. પાછી આંખો ઉઘાડી. પછી નિશ્વાસ મૂકયો.

"લાવો."

મેં નાસ્તો પાસે મૂકયો. તેણે ખાવા માંડયું. મેં પૂછયું:

"નાસ્તો ભાવે છે?"

"કોણ છે?"

" કોઈ નથી."

" જીવન જેવું કોણ બોલે છે ? "

" એજ. "

" શું ? " કહી એ ઉભા થયા. મારા હાથપર એમનો હાથ પડયો. તેણે સાજે હાથે મારાં આંગળાં પકડયાં-તપાસ્યાં. " આંગળીઓ તો જીવનનીજ. "

" એજ આખી તમારી પાસે છે ને ? "

" ખરેજ ? " તેણે મારા આખા શરીરપર હાથ ફેરવ્યો " જીવન-ખરેજ જીવનજ છે ? કયાંથી આવી-ગગન મંડળમાંથી જીવન ? "

" જી, પૃથ્વીપરથી. "

" શું આ સત્ય છે ? માયા કે મતિભ્રમ ? "

" ના જી સત્યજ છે. જૂઓ આ મારો હાથ. " તેનો હાથ લઈ મેં ચૂંબન કર્યું; તેના નયનને ચૂંબન કર્યું.

" ખરે જીવન્ત જીવનશાલિનીજ છે. " તું કયાં હતી—તને કોનો આધાર હતો ? તું મરી ગઈ તો નથીને ? "

" નારે ના. હું સ્વતંત્ર મારી પોતાની મુખ્ત્યાર સ્ત્રી છું. પોણા લાખ રૂપિયાની ધણી છું. "

" એમ ? "

" હા, મારા વિલાસ કાકાનું બધું મને આપ્યું. "

" ત્યારે તું પૈસાદાર થઇ. આંહિ મારી સાથે હવે તું નહિ રહે ? "

" તમે નહિ રહેવા દો તો નહિ. હું અહિં પડખેજ મારૂં ઘર બાંધીશ ને તમે ત્યાં રહેવા આવજો. "

" નહિ, નહિ જીવન, હવે જતી નહિ. હું મારી અસલ સ્થિતિમાં હોત તો તને પાછી લગ્નની માગણી કરત. પરંતુ હવે હું અપંગ છું. તોપણ તું પાસે હોઇશ તો—જીવન, મારી પ્રાણ થઈ રહીશ; મારી આંખની રોશની, મારી આધાર યષ્ટિ."

" હવે એવું એવું નથી બોલવું. મને અહિ રાખવી તો છેને."

" જરૂર. તું પરણે નહિ ત્યાં સુધી . "

" હું પરણવાની તો છું."

" કોને "

" મારા પ્રિયતમને."

" તારો પ્રિયતમ કોણ ? "

" છે. "

" નામ કહે "

" નહિ "

" કેવો છે ? "

" ગમે તેવો "

" ત્યારે જા. તને કેમ રોકું ? "

" ત્યારે હું જાઉં છું "

" જા- " તેણે નિશ્વાસ મૂકયો.

હું જેઠાની વહુને નાસ્તાનાં વાસણ આપી પાછી આવી.

" પ્રિયતમ "

" જૂઠી, અહિં પ્રિયતમ કયાં છે ? "

" આ રહ્યા, " તેને મેં દૃઢ આલિંગન આપ્યું.

અમે અનેક વિનોદની વાત કરી મેં મારી કથા કહી. તેણે તેના પર વીતેલી કહી.

" જીવન, ગયે સોમવારે એક અદ્‌ભુત બનાવ બન્યો. બપોરે બારેક વાગે હું માળા જપતો હતો અને તેમાં મારાથી મોટે જીવન, જીવન એમ બોલાઇ ગયું. થોડીવારે એકાએક મારે કાને સ્વર પડયો. "હું આવું છું. મારી રાહ જોજો." અને થોડીવારે "તમે કયાં છો ?" એવું સંભળાયું. મેં જાણ્યું કે તું આવી. ફાંફાં માર્યાં પણ કંઇ હતું નહિ. એટલા માટે આજે વધારે ખાત્રી કરવી પડી.

" પ્રાણ, પરમેશ્વર પ્રેમી હૃદયોને ગમે તેમ મેળવે છે. એજ મહાન છે અને પ્રેમ એ એની શકિત છે—એનું તેજ છે. કય્હાં હું—કય્હાં તમે- "

" જીવન, તું જીવનથી ભરપૂર છે—તું અમૃતમય છે. "

ॐ

# ઉપસંહાર.

---

## વાંચનાર, અમારાં લગ્ન થયાં.

મેં તુરત મૂળી તથા પોરબંદર અને જામનગર ખબર આપ્યા, અને બધી વાત સમજાવી. વિજયા અને સુમતિ બન્નેએ મારાં પગલાંને અનુમોદન આપ્યું. રસિકરાયનો જવાબ આવ્યો નહિ. છ માસ પછી આવ્યો ત્યારે તે કલકત્તામાં સાહિત્યશાળા સ્થાપવાની ધમાલમાં હતા અને મુબારકબાદી આપી હું સુખી રહું એવી ઇચ્છા બતાવતા હતા.

અંજનીને નિશાળેથી પાછી ઘેર લાવી અને તેની કેળવણી મેં માથે લીધી. મોટી થતાં તેને હિંદુસ્તાનમાંજ ક્યાંહિક સારે સ્થળે મૂકવા વિચાર કર્યો.

વિજયા અને સુમતિની સરસુવાવડ કરવાનું મેં માથે લીધું. તેઓ અમારે ત્યાં વખતો વખત આવતાં અને સારી પેઠે રહેતાં. મારા બનેવીઓ પણ ઘણીવાર આવતા.

મને પરણ્યે દસ વરસ થઇ ગયાં છે. મારૂં જીવન પ્રિયતમમાંજ પરોવાઈ રહ્યું છે. હું તદ્દન સુખી છું.

પ્રિયતમનાં નયન બે વર્ષ તદ્દન બંધ રહ્યાં. પણ તેને અંતે એક દિવસ મને તેણે કહ્યું “ જીવન. તારી ડોકમાં સોનાનો દોરો છે.?” મેં હા કહી. પછી તેણે પૂછ્યું “ તેં ગુલાબી

કપડું પહેર્યું છે?" તે પણ સાચું હતું. અમે તરત મુંબઇ ગયાં અને ત્યાં આંખના ડાકટરની દવા કરી. બન્ને આંખો સાજી થઇ; અલબત નબળી તો બહુ રહી તો પણ જોવા કારવવામાં વાંધો આવતો નહિ. મારા પુત્રનું મુખ જોઇ પ્રિયતમ હર્ષ ઘેલા થઈ જતા.

રસિકભાઈ હજી કુંવારાજ રહ્યા છે.

---

સમાપ્ત.

# થોડાંક ઉમદા પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| સુધારાનું શિખર—સંસારી વાર્તા .... .... | ૩—૦—૦ |
| કલીઓપેત્રા—મીસરની કામાંધ રાણી .... | ૨—૦—૦ |
| એક તબીબની તવારીખ—છ મ્હોટી વાર્તાઓ.... | ૧—૮—૦ |
| વધૂવધ—છુપી પોલીસની અદ્ભુત વાર્તા .... | ૨—૮—૦ |
| બે મુદ્રિકા—એક ટુંકી પણ રસિક વાર્તા .... | ૦—૮—૦ |
| બાઈ સાહેબ—એક અજાયબ ભરમ .... .... | ૧—૪—૦ |
| મનોરંજક વાર્તાઓ—૧૭ રસીલી વાર્તાઓ .... | ૦—૮—૦ |
| ભોલી સુના—ગુલે શાહબાદ.... .... .... | ૦—૮—૦ |
| મધૂરી ભા. ૧-૨ મી. દેલવાડાકર કૃત .... | ૪—૦—૦ |
| મંદારિકા ,, .... | ૩—૮—૦ |
| નીલમ માણેક ભા. ૧-૮ ,, .... | ૧૦—૦—૦ |
| નિરંજની—વરઘેલી વનીતા ,, .... | ૨—૮—૦ |
| લાલન વણજારી ,, .... | ૧-૧૨—૦ |
| અરેબ્યન નાઇટસ સચિત્ર .... .... .... | ૬—૮—૦ |
| ,, ,, ચિત્રો વગરની .... .... | ૪—૦—૦ |
| ઓમરપાશા—સચિત્ર ઉત્તમ વાર્તા .... | ૫—૦—૦ |
| આઇતાં પર કોઈનું— ,, ,, .... | ૪—૦—૦ |
| મનોરમા ... ... ... ... ... | ૨—૦—૦ |
| મફતનો નવાલો—સેતાનનો હવાલો ... ... | ૨—૦—૦ |
| દુઃખી દાદીબા—સચિત્ર વાર્તા ... ... | ૫—૦—૦ |
| ગુજરાતનો નાથ- સચિત્ર (જુજ નકલોજ છે)... | ૬—૦—૦ |

| | |
|---|---|
| ગંજે સુલેમાની ... ... ... ... | ૧—૪—૦ |
| જંગી જોરદસ્ત—લુંટારો, ભેદી ગુફા ... ... | ૦-૧૨—૦ |
| ગુલશીરીના—ઇરાનની શાહજાદી ... ... | ૧—૮—૦ |
| કંગાલ કેદી—ભા. ૧-૨ ... ... ... | ૪—૮—૦ |
| વેરની વસુલાત—રા. ઘનશ્યામ કૃત ... .. | ૩—૪—૦ |
| મહારાજ લાયબલ કેસ, તે સાથે ભા. કોન્સ્પીરસી કેસ | ૨—૦—૦ |
| બેંગી કેસ—વોરંટ લીલા ... ... ... | ૧—૮—૦ |
| સ્ત્રી શાસ્ત્ર—સ્ત્રી જાત સંબંધી કેટલીક ગુપ્ત વાતો | ૪—૦—૦ |
| પુરૂષ શાસ્ત્ર—પુરૂષ જાત સંબંધી સચિત્ર માહિતી અને ખરૂં કોકશાસ્ત્ર કહેવાય ... | ૩—૦—૦ |
| સ્ત્રીનો સાચો સલાહકાર—દરેક સ્ત્રીને ઉપયોગી... | ૩—૦—૦ |
| જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદો અતી ઉપયોગી ... | ૫—૦—૦ |
| હૃદય—જીવનનો પાયો, સર્વમાન્ય ધર્મ અને નીતિના સિદ્ધાંતો, આ પુસ્તકનો અભ્યાસ મનુષ્ય જીવનને ઉચ્ચતા આપે છે ... ... | ૧—૦—૦ |
| ખુલાસે જાદુ—હાથ ચાલાકીના સેંકડો ખેલો ... | ૧—૮—૦ |
| વલ્લભ કુળ છળ કપટ દર્પણ ગુજરાતીમાં ... | ૦—૬—૦ |
| જીંદગી જોગવવાની યુકિત—સંસારમાં રસ્તો બતાવનાર એક ભોમીઆ જેવું પુસ્તક ... | ૧—૦—૦ |
| ગાઇડ ટુ ઇંગ્લીશ કોનવરશેસન—આ ન્હાની બુકમાં ૯૮૨ ગુજરાતી ઇંગ્લીશ (વાતચિતો કરવાનાં) વાકયો છે. શીખાઉને બહુ ઉપયોગી પુસ્તક છતાં કીંમત ફકત ... ... | ૦—૪—૦ |